

સ્વ. સાક્ષર, વિદ્વન્મણિ અધ્યાત્મતત્ત્વવિદ્
શ્રીયુત તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી, બી એ.; જે. પી.

ગુજરાતી પ્રેસ, કોટ, મુંબઈ

## સ્વ. સાક્ષર, વિદ્વન્મણિ, અધ્યાત્મતત્ત્વવિદ્
## શ્રીયુત તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી,
બી. એ., જે. પી.

આપના મહાનુભાવ સ્વ. પિતા, સા. શ્રીયુત મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીના આશ્રયથી મુંબઈ વિદ્યાપીઠનો સ્નાતક થઈ શકનાર, આપશ્રીની કૃપા, પ્રેરણા અને સહાયતાથી કંઈક સાહિત્યસેવા તેમ જ "ગુજરાતી" પત્ર જેવા લોકમાન્ય સાપ્તાહિક પત્ર દ્વારા, સહતંત્રી તરીકે લોકસેવા યથાશક્તિ બજાવી શકનાર, તેમ જ આપના યથાર્થનામા ધર્મશીલ પુત્ર રા. રા. ધર્મસુખરામ તનસુખરામ ત્રિપાઠી, બી. એ., જે. પી. ની માયાળુ મમતા અને સમભાવથી ઉપકૃત થયલો હું, આપના કુલત્રિપ્રવરના મહદ્ ઋણના કિંચિત્ પરિહારરૂપે, આ, શ્રીભગવત્સ્વરૂપ દશમસ્કંધ–શ્રીકૃષ્ણલીલા–નિરોધલીલા–નુ, ભાગવત કવિ શ્રી. કેશવરામનું ભાવ તેમ જ રસથી પ્રચૂર, પ્રાચીન ગુર્જર કાવ્ય, આપશ્રીના ગુણજ્ઞ, તત્ત્વજ્ઞ અને રસજ્ઞ આત્માને સમર્પું છું.

મુંબઈ: તા૦ ૨૭–૧૧–૩૩
ગીતાજયન્તિ–
માર્ગશીર્ષ સુદ ૧૧ સોમવાર,
સં. ૧૯૯૦

આપના કુલત્રિપ્રવરથી ઉપકૃત
**અંબાલાલ બુલાખીરામ જાની**

# સંશોધક અને પ્રકાશકના બે બોલ



આદિભક્ત કવિ નરસિંહ મહેતાના, લગભગ સમકાલીન, પ્રભાસ પાટણનિવાસી, કાયસ્થ કવિશ્રી કેશવરામ હૃદયરામ મહેતાનું કૃષ્ણલીલા કાવ્ય વા દશમ નિરોધ લીલા–આખ્યાન, શ્રીફાર્બસ ગુજરાતી સભા–મુંબઈ–ના આશ્રયથી સંશોધી પ્રકટ કરવાનું માથે લીધાને વર્ષો થઈ ગયાં. એમાં અવાર્ય–વાર્ય સંજોગોથી ધાર્યા કરતાં વિલંબ વિશેષ થયો છે, તેથી હું વાકેફ છું. છતાંયે પ્રભુકૃપાથી મોડેમોડેથી પણ તે પ્રકટ કરી શું તે માટે મને અત્યંત આનન્દ થાય છે. અલબત્ત આથી પ્રસ્તુત કાવ્ય જે પરમાત્મા સ્વરૂપ, રસેશ, કલાપ્રભુ, વિભૂતિનાં અદ્ભુત બાલચરિતો, કલાગાન, રસકથાઓ, વીર્યદર્શનો, કલ્યાણકારી વિક્રમો રસભર વર્ણવે છે, એ શ્રીકૃષ્ણના, ભાગવત દશમસ્કંધમાં આલેખેલા, ચરિતાંશોને હરિવંશ, વિષ્ણુપુરાણ, કૃષ્ણજન્મખંડ, ગર્ગસંહિતા, બ્રહ્મવૈવર્તપુરાણ વગેરે વૈષ્ણવ-સંહિતાઓમાંના ચરિતાંશો સાથે સરખાવી તેની ન્યૂનાધિકતા નિરૂપવાના, ઉપરાંત ભાલણ, લક્ષ્મીદાસ અને પ્રેમાનંદના દશમ સ્કંધના સારોદ્ધાર સાથે મુકાબલો કરવાના અભિલાષને મારે સમજપૂર્વક પડતો મૂકવો પડ્યો છે, એથી મને ઘણો જ શોક થાય છે, એ પણ મારે અહીં સાથે સાથે જણાવવું જોઇએ. એ સહુ વર્ણવતાં પ્રસ્તુત ગ્રંથનું પૂર અતિ જ્યાદા પ્રમાણમાં વધવાના, તેમ વધુ સમયનો વિલંબ લાગવાના ભયે મને તેમ કરતાં રોક્યો છે, એ પણ હું વિના સંકોચે જણાવું છું. તેમ સામાન્ય રીતે 'માથા કરતાં પાઘડી મોટી'ની જેમ વર્ણ્ય વસ્તુ અને પ્રસંગનાં વિવેચન અને નિરૂપણ મોટાં મોટાં આલેખવાનો જે આક્ષેપ મારા ઉપર મૂકાય છે તે આક્ષેપમાંથી ઉગરવાને પણ મારે મારા ઉપરિનિર્દિષ્ટ અભિલાષને કોરે કેસવવો પડ્યો છે.

પરંતુ તેની જે કાંઈ અપૂર્તિ વા ઉણપ લાગે તેનો ખંગ મારા સન્મિત્ર, શ્રીયુત નટવરલાલ ઇચ્છારામ દેશાઇ, બી.એ., ના ચારખંડી સમર્થ, સર્વ-

આહી નિવેદનથી વળી જાય છે, એ મારે મુક્તકંઠે સાભાર હૃદયે કહેવું જોઇશે. ભાઈ નટવરલાલે એ નિવેદનમાં મહત્વનાં ઉપયુક્ત વિષયાંગો ચર્ચ્યાં છે, પોતાના વિશાળ, રસાળ વાચન-વિચારણ-વિવેચનને યોગે બાંધેલા નિર્ણયો નિરૂપ્યા છે અને વિવિધ નિવેદનયોગ્ય આખ્યાયનો પણ આલેખ્યાં છે. સુજ્ઞ વાચકને એ સહુ આ સાથેના તેમના નિવેદનમાં હસ્તામલકવત્ સુગમ હોવાથી તેના ઊંડાણમાં અહીં ઉતરવું, એ મને અસ્થાને લાગે છે. ઉપરાંત એમ કરતાં કદાચ અધિક સ્નેહવશતા અને પક્ષપાતપણાનો પણ આક્ષેપ આવવા સંભવ છે. એટલે હું અહીં માત્ર એટલું જ કહી સંતોષ લેઇશ કે ભાઈ નટવરલાલે ચોક્કસ અંશે, મારી અભિલાષા પાર ઉતારી છે, અને તે માટે હું તેમનો ઋણી છું.

આ કાવ્ય સં. ૧૫૨૯ માં પ્રભાસપાટણમાં રચાયું છે. આ કાવ્યની અખંડ એક જ પ્રતિ ઉપલબ્ધ છે. આ પ્રતિ સં. ૧૭૮૭ માં કચ્છ-મુંદ્રા નિવાસી, બભ્રુવાહન આદિ સુંદર આખ્યાનોના કર્તા, (સં. ૧૭૫૦) ચાતુર્વેદીય મોઢ જ્ઞાની જયરામના પુત્ર વિસનજીએ સ્પષ્ટ મોટા છૂટા અક્ષરે ઉતારેલી છે. તેના લહીયા શ્રી જયરામ તેની પુષ્પિકામાં જણાવે છે કે મને જેવી પ્રતિ મળી તેવી ઉપરથી આ પુસ્તક ઉતારેલું છે. એટલે કે તેને સં. ૧૭૮૭ કરતાં વધુ વર્ષ પહેલાંની આ કાવ્યની પ્રતિ મળેલી હતી અને તેને આધારે તેણે આ પ્રતિ ઉતારી છે. જો તેણે એની લખ્યાસાલ એ પુષ્પિકામાં ટાંકી હોત તો તે વિશેષ સૂચક થાત. છતાં આટલુંય સૂચન પ્રસ્તુત કાવ્યની પ્રાચીનતા પુરવાર કરે છે.

દુર્ભાગ્યે કચ્છ-કાઠિયાવાડના ઘણાક ભાગોમાં થઇ ગયલા ઉત્કૃષ્ટ કવિઓનાં આખ્યાનાદિના સંશોધ-પરિશોધ જોઇએ તેવા, તે કહો કે બીલકુલ થયા નથી, એટલે ઘણાક રસાળ, સુંદર કાવ્યાંશો અને કાવ્ય ગુણલક્ષણોવાળાં આખ્યાનાદિથી આપણે અજ્ઞાત છીએ. જો પ્રસ્તુત દશમ સ્કંધની પ્રતિ મુંદ્રામાંથી સ્વ. સુપ્રસિદ્ધ પંડિત જ્યેષ્ઠારામ મુકુંદજીએ સ્વ. સાક્ષર શ્રી તનસુખરામ મ. ત્રિપાઠીએ શ્રી ફાર્બસ ગુજરાતી સભા માટે સંપાદન કરી દીધી નહોત તો, એક પહેલી પંક્તિના, પ્રાચીન કાયસ્થ કવિ કેશવરામ અને તેની કૃતિઓથી ગુર્જર વાચકસમૂહ અજ્ઞાત જ રહ્યો હોત

આ, એક પ્રતિને આધારે મુખ્યત્વે પ્રસ્તુત કાવ્યનું સંશોધન વિચાર-પુરઃસર કરાયલું છે. સ્વ. વિવેચક નવલરામભાઈએ નિર્દેશેલા ધોરણે સંશોધન થયલું છે, જો કે આમાં સર્ગ ૧ લાની કડી ૮૪ મીથી સર્ગ ૨ જાની કડી ૭૫, એટલે કે ૧૩૩ કડી જેટલા ભાગનાં છૂટાં પાનીયાં સ્વ. સાતનસુખરામભાઈને મળી આવેલાં તેનો ઉપયોગ પણ કર્યો છે. ઉપરાંત બીજાં છૂટાં પાનીયાં છે કે જેમાં કવિ કેશવરામનાં પદ ઉતારેલાં છે; અને સંભવિત છે તેમ, પ્રસ્તુત દશમસ્કંધના કાવ્યના કર્તા કેશવરામનાં હોય.

પ્રસ્તુત પ્રતિનાં પાનાં ૭॥। ઇંચ લાંબાં અને ૬ ઇંચ પહોળાં છે. પંદરથી સોળ પંક્તિ દરેક પાનામાં લખેલી છે, અને દરેક પંક્તિમાં ૨૪ થી ૨૬ અક્ષરો છે. તે શુદ્ધ બાળબોધ લિપિમાં લખાયલી છે. લહીયો મોઢ ચાતુર્વેદિ બ્રાહ્મણ અને કવિપુત્ર છે, કદાચ કવિ પણ હશે. તેણે ૮૦ થી ૯૦ ટકા ભાષાશુદ્ધિ–વર્ણશુદ્ધિ ઉપર લક્ષ આપેલું જણાય છે; કેટલાક હ્રસ્વદીર્ઘાદિના તો થોડાક જોડાક્ષરના લેખનદોષો જણાય છે; તેમ કેટલાક પરંપરાગત પણ હોવાનું સમજાય છે, બાકી એકંદરે લહીયાએ જૂની ગુજરાતીના ચોક્કસ અંશો–પ્રત્યયાદિ સારા જાળવેલા છે. અલબત્ત પ્રતિ સં. ૧૭૮૭ માં લખાયલી હોઇને અને મૂળ કાવ્ય સં. ૧૫૨૯ માં રચાયલું હોઇને ૨૫૮ (અઢીસેં) વર્ષના ગાળામાં જૂની ગુજરાતીના અંશો પ્રચાર–વ્યવહારને અંગે ઘસાયા હોવા ઘટે છે, એ કારણે, તેમ જ કચ્છ જેવા કંઇક દૂર અને સિંધ, ઉત્તર હિન્દ જેવા પ્રદેશોના સમીપવર્તી, સંસર્ગી પ્રદેશના લહીયાએ લખી છે તેથી પણ જૂની ભાષાના અંશો લુપ્ત થયલા દીસે છે. પ્રસ્તુત પ્રતિનાં પહેલા દશેક પાનાં કરપાયલાં હોઇને આરંભમાં કોક કોક પદો અને અક્ષરોનો મેળ બેસાડી શકાયો નથી, અને કલ્પિત પૂરણી કરવી એ મને યોગ્ય લાગ્યું નથી. અક્ષરો સ્પષ્ટ મરોડવાળા છુટા છે. લહીયાએ કડીના અંકો તેમ પ્રત્યેક સર્ગની ઇતિશ્રી લાલ રંગથી લીલાયિત કરેલ છે. દરેક પાને બે પાસ પોણા પોણા ઇંચના હાંસીયા લાલ શાહીથી આંકેલા છે. તેમ મથાળે અને અંતે ॥-॥ ઇંચ જગા રાખેલી છે. અને લહીયાએ કોક કોક સ્થળે હાંસીયામાં શબ્દ કે અક્ષરની મૂળની અપૂર્તિ પૂરી

કરેલી છે; ક્વચિત્ અર્થસ્ફોટ કરનારો પર્યાય શબ્દ પણ આપેલો છે. કુલ બે બાજુ લખેલું એક અંકવાળું એક એવાં પાનાં ૧૬૮ છે, તેમાં ૧૪૯ પાનું પાછલા ભાગમાં કોરું છે. ૧૫૦, ૧૫૧ ને ૧૫૨ મા પાનાના પાછલા ભાગનો વચલો ભાગ તેમ જ પાના ૧૫૭-૧૫૮ માં ત્રીજી ચોથી પંક્તિ આગળનો શરૂઆતનો ભાગ કોરો છે ખરો, પણ તેથી કાવ્યમાં કશી ત્રુટિ આવતી નથી. લહીયાએ કાગળોનો એ ભાગ લખી શકાય એવો નહીં લાગવાથી છોડી દીધો લાગે છે. પ્રતિ સુરક્ષિત રીતિએ શ્રી ફાર્બસ ગુજરાતી સભાના પુસ્તકસંગ્રહમાં સચવાયલી છે. એ મેં, આ જ સભા તરફથી તૈયાર કરેલી હસ્તલિખિત સવિસ્તાર નામાવલિ ભાગ ૨ જામાં ૬૩ મા અંકની પ્રતિ છે.

પ્રસ્તુત શ્રીકૃષ્ણલીલા કાવ્ય શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના વસ્તુના આધારે કવિ કેશવરામે રચેલું છે. એનાં ગુણ લક્ષણો જોતાં એને સાદું નામ આખ્યાન, કે અનુવાદ આપવાને બદલે સારોદ્ધારી કાવ્ય નામ આપવું સર્વથા ઉચિત છે. આ, સુંદર, મધુર, પ્રાસાદિક, કલાયુક્ત કાવ્ય છે. કવિએ તેમાં પોતાનો આત્મા રેડ્યો છે, અને વચ્ચે વચ્ચે રાગધારી પદોથી તેને દીપાવેલું છે, જે કવિનું રાગધારીનું જ્ઞાન સ્પષ્ટ સૂચવે છે. કવિએ દશમસ્કંધના ૯૦ અધ્યાયને ૪૦ સર્ગમાં સ્વતંત્ર રીતે ત્રણ ભાગમાં વહેંચી નાંખ્યા છે. ગોકુળલીલા, મથુરાંલીલા અને દ્વારિકાલીલા એ ત્રણ પ્રકરણોમાં દશમ સ્કંધના મૂળ બે પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ ભાગોને કવિએ શ્રીધરસ્વામીની પદ્ધતિ અનુસાર વહેંચ્યા છે.

તેણે દશમસ્કંધના કથાભાગ ઉપરાંત હરિવંશ, વિષ્ણુપુરાણ, બ્રહ્મ-વૈવર્તપુરાણ, ગર્ગસંહિતા આદિમાંથી પણ ઉપલબ્ધ કયાંશો તથા ચરિતાંશો સંદોહિત કરી પ્રસ્તુત કાવ્યમાં રસભર, કલાયુક્ત રીતિએ ઉતાર્યા છે. કુલ ૩૫૮૫ શ્લોક દશમ સ્કંધમાં છે, તેનો સારોદ્ધાર સંક્ષિપ્ત શૈલિ-માં ૩૦૪૮ કડી બંધ ઉતારવામાં ઉપર જણાવેલા અન્ય કૃષ્ણચરિતના ગ્રંથો ઉપરાંત પોતાના સમયમાં પ્રચલિત દંતકથાઓ, ગાથા, લોકો-ક્તિઓનો, અને સાથે સાથે પોતાના વિશાળ અભ્યાસના નિષ્કર્ષ-રૂપ સુભાષિતોનો પણ સુમેળભર ઉપયોગ કર્યો છે. કવિ પોતે પણ

સંસ્કૃત ભાષા અને સાહિત્યનો સારો જાણકાર છે, તેથી પોતે પણ સોળ શ્લોકો રચી પ્રસ્તુત કાવ્યના વણાટમાં વણી દીધા છે. જો કે કવિએ કાવ્યબંધ પૂર્વછાયો અને ચોપાઇમાં પ્રધાનપણે બાંધેલો છે ખરો, પરંતુ જેમ શતરંજીને વિવિધ ભાતિના આકાર–વેલબુટ્ટાથી તેમ જ રંગોથી દીપાવવામાં આવે છે તેમ કવિએ પ્રસ્તુત કાવ્યબંધના વણાટને પ્રસંગોચિત તેમ જ સમયોચિત સુરમ્ય પદ–કીર્તનો, શ્લોકો, રસોલ્કર્ષી શાર્દૂલવિક્રીડિત, હનુમંત, નારાચ, સોરઠા, છવાયા આદિ છંદો, હિન્દી કવિત્તો, છપાયા આદિ વૃત્તો, દેશીઓ, રાગો, ધવલો, ત્રોટક, અડયલ, મડયલ, આદિથી મનોરમ, હૃદયંગમ, ભાવભર વણેલો છે. નાકર, વિષ્ણુદાસ, પ્રેમાનંદ, ગિરધરની રાગ, ઢાળ અને વલણની ધાટિ આમાં દૃષ્ટિગોચર થતી નથી. પણ પ્રભાસપાટણના કવિ ભીમની કાવ્યરીતિ અનુસરાયલી છે. એ તેની પ્રાચીનતા એક રીતે સિદ્ધ કરે છે. કવિએ તેમ કરતાં પોતાનું સારૂંયે હૃદય, સારીયે કાવ્યશક્તિ, સારોયે અભ્યાસ, સારીયે કલાવૃત્તિ ઠાલવી પોતાના પ્રાણાધિક, રસેશ શ્રીકૃષ્ણના લીલાકાવ્યને ઉર્જ્વળ અને રસથી છલબલતું કરેલું છે.

કાવ્ય પૂર અને પ્રમાણમાં નાનું નથી, પણ ૩૦૪૧ કડીનું અને આશરે ૭૦૦૦ પંક્તિઓનું મોટું કાવ્ય છે, કદાચ મહાકવિ પ્રેમાનંદના દશમસ્કંધ કરતાં પ્રસ્તુત શ્રીકૃષ્ણલીલા કાવ્ય રાગ–રસ–કલા–કાવ્યશક્તિ અને વર્ણનવિશદતા આદિમાં કંઇક ઉતરતું લેખાય, પરંતુ પ્રાચીન ગુર્જર કવિઓની કૃતિઓમાં તે પહેલી પંક્તિમાં સ્થાન માનભરપામી શકે એવા ઉંચા બરનું કાવ્ય છે, એ નિઃસંદેહ જ છે.

શ્રીમદ્ભાગવત એ એક પ્રકારનો કૂટ ગ્રન્થ લેખાય છે. પ્રસિદ્ધ લોકોક્તિ છે કે વિદ્યાવતાં માગવતે પરીક્ષા–ભલભલા વિદ્વાનોનાં પાણી ભાગવતના રહસ્યસ્ફોટને ઉતાર્યાં છે. કવિ કેશવરામને ભાગવતનો પરિચય હસ્તામલકવત્ છે, એમ પ્રસ્તુત કાવ્યથી જણાઇ આવે છે. તેણે આમાં દશમસ્કંધ ઉપરાંત પહેલા, બીજા, ત્રીજા અને અગીઆરમા સ્કંધનો ઉપયોગ સરસ રીતે કર્યો છે. દશમ સ્કંધમાંથી સામાન્ય વૈષ્ણવ

જનતાને કૂટ લાગે તેવાં ઋતુઓ આદિનાં વર્ણનો, સંકુલ તત્ત્વજ્ઞાનનાં નિરૂપણો, સ્તુતિભાગોના અધ્યાયો કાં તો તદ્દન છોડી દીધા છે, અગર કાં તો અન્યત્ર પ્રસંગ પરત્વે તેના સારોદ્ધાર પોતાની બાનીમાં ઉતાર્યો છે. સાથે આપેલી વિશેષ લાંબી વિષયાનુક્રમણિકા જોતાં, તેમ શ્રીધર-કારિકાના પ્રસંગનિર્દેશ જોતાં શું શું કવિએ દશમસ્કંધમાંથી છોડી દીધું છે, અને શું શું પોતે સ્વકાવ્યશક્તિથી મહલાવ્યું છે તેનો ખ્યાલ સૂક્ષ્મ નિરીક્ષકને આવે તેમ છે.

પ્રસ્તુત કાવ્યના ગુણદોષ, વર્ણ્યવસ્તુનું નિરૂપણવિશેષ, ભાષા, પદબંધ રીતિ, અંશો, આદિની ચર્ચા–વિવેચન, તેમ જ કવિપરિચય આદિને આ 'બે બોલ'ની કક્ષાની બહાર સમજપૂર્વક રાખેલ હોવાનું ગુણજ્ઞ વાચકને મારે સ્મરણ કરાવવું જોઈશે. એ સહુનો યથાશક્ય સમાવેશ સ્નેહી ભાઈશ્રી નટવરલાલ ઇચ્છારામ દેશાઈએ વિશદ અને મનનીય રીતિએ વિભાગ વાર પોતાના નિવેદનમાં કરેલો છે.

શ્રીમદ્‌ભાગવત દશમસ્કંધમાં શ્રીકૃષ્ણલીલાના વર્ણવાયલા પ્રસંગોને પડછે પ્રસ્તુત કાવ્યમાં વર્ણવાયલા પ્રસંગોનો મુકાબલો સુજ્ઞ અભ્યાસી કરી શકે તે માટે વિષયાનુક્રમણિકા સવિસ્તૃત, વિગતવાર, કડીબંધ આપેલી છે, તેમ જ કવિએ પોતે વિકસાવેલા વા નિરૂપેલા અંશો પણ સાથે સાથે નિર્દેશેલા છે. આ કારણે વિષયાનુક્રમણિકા ઘણી લાંબી થયલી છે. વળી શ્રીમદ્‌ભાગવતના પ્રાચીન ટીકાકાર શ્રીધર સ્વામીએ દશમસ્કંધના વસ્તુના સંદોહનરૂપ રચેલી કારિકા પ્રત્યેક અધ્યાયવાર આ સાથે સાંકળેલી છે. ઉપરાંત પ્રસ્તુત કાવ્યમાં કવિએ સ્વયંરચિત, દશમ-સ્કંધાન્તર્ગત અને અન્ય ગ્રન્થાન્તર્ગત જે ૯૬ શ્લોકોથી 'હીરલા જડેલુ સોનું સોહે' તેમ પોતાની પ્રાકૃત વાણીને સોહાવી છે, એ શ્લોકોની અનુક્રમણિકા તેનાં મૂળ સ્થાનના નિર્દેશ સહિત આ સાથે સાંકળેલી છે.

અંતમાં શ્રી ફાર્બસ ગુજરાતી સભાનો તેમ જ તેના માનવંત પ્રમુખશ્રી, માનાર્થ મંત્રીશ્રી અને વ્યવસ્થાપક મંડળના સભ્યોનો તેમણે આ કાવ્ય પ્રકટ કરવાની સઘળી અનુકૂળતા કરી આપવા માટે, ઉપરાંત

સારૂં પારિતોષિક મોકળે મને આપવા માટે અંતઃકરણપૂર્વક આભાર માનું છું. ઉપરાંત "ગુજરાતી ન્યુસ પ્રીન્ટીંગ પ્રેસ"ના માલીક "ગુજરાતી"ના માજી અધિપતિ અને મારા જૂના સ્નેહી ભાઈ શ્રી મણિલાલ ઇચ્છારામ દેશાઈ, બી. એ. નો પ્રસ્તુત ગ્રંથ (મૂળ) છાપી આપવામાં અનેક પ્રકારની સંગીન સહાયતા અને ભોગ આપવા માટે સવિશેષ આભાર માનું છું. વળી મારા શુભેચ્છક મુરબ્બી સાક્ષર શ્રીયુત વિદ્વન્મણિ તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી, બી. એ., જે. પી. નો જેટલો આભાર માનું તેટલો થોડો છે. તેઓ તેમજ મારા સદ્‌ગત સેઠ શ્રેષ્ઠી શ્રીયુત ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ, એ બન્નેના કૃપાપ્રસાદથી જ હું કાંઈક સાહિત્યસેવા અને લોકસેવા પણ કરી શક્યો છું અને શકું છું, એટલે તેમના ઋણનો તો છત્રીશ સાલસુધી, ઓશીંગણ જ રહીશ. તે સાથે "ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસના માલિકો, મારા સ્નેહીઓ, રા. રા. નટવરલાલ ઇ. દેશાઈ, રા. રા. મદનલાલ ઇ. દેશાઈ, અને રા. રા. બાબુલાલ ઇ. દેશાઈ એ ત્રણે બંધુઓનો પણ હું તેમણે આપેલી વિવિધ સહાયતા માટે, તેમ જ પ્રસ્તુત ગ્રંથને સચિત્ર કરવામાં સુંદર ચિત્રો પૂરાં પાડવા માટે અંતરથી આભાર માનું છું.

શ્રીગૂર્જરીના જય શ્રીરંગ વિરાજો

| | |
|---|---|
| ગીતાજયન્તિ<br>માર્ગશીર્ષ સુદિ ૧૧ વાર સોમ<br>સં. ૧૯૯૦.<br>તા૦ ૨૭-૧૧-૩૩.<br>કલ્યાણ મોતી ચાલ નં. ૩,<br>કાંદાવાડી, મુંબઈ નં. ૪. | શ્રીગૂર્જરીનો નમ્ર સેવક,<br>**અંબાલાલ બુલાખીરામ જાની** |



# અનુક્રમણિકા







# સર્ગાનુક્રમણિકા



---

## ભૂલ સુધાર

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| પા. ૧૧૪ કડી ૩૨ મહિ તારાદેનો | મહેતા હ્રાદેને (હૃદયરામનો) |
| પા. ૧૯૩ કડી ૩૮ મેહેતા રાદેનો | મેહેતા હ્રાદેનો ,, |

—શ્રીકૃષ્ણ—

# નિવેદન

## (રા. રા. નટવરલાલ ઈચ્છારામ દેશાઈ, બી. એ.)

## (ખંડ ૧ લો)

### ગુજરાતમાં ભાગવત ધર્મનો પ્રચાર ક્યારથી?

एते चांशकलाः पुंसः कृष्णस्तु भगवान्स्वयम् ।

(બીજા અવતારો તો પરમાત્માના માત્ર અંશ-કળા હતા, પણ શ્રીકૃષ્ણ તો સ્વયમ ભગવાન્ છે.) (શ્રીમદ્‌ભાગવત, સ્કં. ૧. અ. ૩. શ્લો ૨૮)

नाद्यापि पश्यति कदाचन दर्शनेन ।
चित्तेन चोपनिषदा सुदृशा सहस्रम् ।
स त्वं चिरं नयनयोरनयोः पदव्या ।
स्वामिन्कयानुकृपया मम संनिधत्से ॥

**ભાવાર્થઃ** હજારો જ્ઞાનીઓ તને આજે પણ અગર તો કદાચિત્ કોઈ કાળે આંખથી કે મનથી કે ઉપનિષદના જ્ઞાનથી જોઈ શકતા નથી, તો હે સ્વામિન્ એવો તુ, મારી બે આંખોના માર્ગમાં કઈ કૃપાએ ચિરકાળ પર્યંત પ્રત્યક્ષ થયો છુ?

(લીલાશુકદેવજીકૃત શ્રીકૃષ્ણકર્ણામૃત-૧ શતક, ૯૩ શ્લોક)

વૈષ્ણવ માત્રને શ્રીમદ્‌ભાગવતનો ગ્રંથ પ્રાણાધિક પૂજ્ય છે. તેઓ એમ માને છે કે વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર,-એ ત્રણેનો સાચો અર્થ સમજવો હોય તો તે શ્રીમદ્‌ભાગવત વાંચ્યે સમજાશે. તેથી જ કહેવાયું છે કે અઢાર પુરાણ રચતાં શ્રીવ્યાસદેવને જે આત્મસંતોષ ન થયો તે સંતોષ ભાગવત રચતાં થયો. શ્રીરસેશ કૃષ્ણ ભગવાનની લીલાના વર્ણનમાં શ્રીવ્યાસજીનુ ચિત્ત શાન્ત થયું. આવો એ ભાગવતનો, જે

અપર નામે 'હરિલીલા' જ કહેવાય છે, તેનો પ્રભાવ છે. તેથી એને રસવ્યાકરણીઓ વ્યાસજીનો સમાધિભાષાવાળો ગ્રંથ ગણે છે. તેના ગાયક શ્રીગર્ભયોગી શુકદેવજી છે. કેવલાદ્વૈતમતના આચાર્ય શ્રીશંકરાચાર્ય પણ તેને પૂજ્ય ગ્રંથ ગણે છે. તો પછી દ્વૈતાચાર્યો રામાનુજ, મધ્વ, નિમ્બાર્ક, વલ્લભ, ચૈતન્ય વગેરે તેને શિરોમાન્ય રાખે તેમાં કાંઈ નવાઈ ખરી ? નહીં જ.

ભાગવત ઉપર લખાયલી જૂનામાં જૂની પ્રાસ ટીકાઓમાં શ્રીધરસ્વામીની ટીકા મુખ્ય છે. તેની અનુક્રમણિકા વગેરે દક્ષિણના દેવગિરી રાજ્યના અમાત્ય શ્રીહેમાદ્રિ(મહારાષ્ટ્રીઓમાં પ્રસિદ્ધ હેમાડપંત)ના આશ્રિત પંડિત બોપદેવે હરિલીલા, એ નામે કરી છે. ઉપરાંત તેના ૧૮ હજાર શ્લોકોમાંથી મોતીરૂપ એક હજાર શ્લોકો શોધી, તેની માળા (મુક્તાફળમાળા) રચનાર પણ પં. બોપદેવ છે. એની જ રચેલી ત્રીજી એક ટીકા પરમહંસપ્રિયા હાલમાં ઉપલબ્ધ નથી. જો કે તે પછી ભાગવત ઉપર કેટલીએક ટીકાઓ લખાઇ છે ખરી, પરંતુ તે સહુમાં ખાસ કરીને સર્વોત્તમ ટીકા તો શ્રીમદ્ વલ્લભાચાર્યજીની છે. એમણે શ્રીભાગવતાર્થનિબંધ અને શ્રીસુબોધિની, એ નામની બે ટીકાઓ રચી છે, અને તે અપૂર્વ મનાય છે. નિબંધમાં તેમણે આખા ભાગવતનો શાસ્ત્ર, સ્કંધ, પ્રકરણ અને અધ્યાય વાર અર્થ સમજાવ્યો છે. તેઓશ્રીએ શ્રીસુબોધિનીમાં શ્લોક, પદ, અને અક્ષર–એમ બેઉ મળીને સાત રીતે ભાગવતનો અર્થ સમજાવેલો છે. પ્રથમ ત્રણ સ્કંધ, દશમ સ્કંધ અને એકાદશ સ્કંધના પ્રથમ ચાર કે પાંચ અધ્યાયો ઉપર સુબોધિની રચાયલી છે. પણ આ ટીકામાં આખા ભાગવતનો સાર આવી જાય છે. તેમાં દશમસ્કંધની સુબોધિની ટીકા તો સર્વોત્કૃષ્ટ છે. આ સર્વ ગ્રંથો હિન્દના બીજા ભાગોમાં પ્રસિદ્ધિ પામ્યા હોય તેના કરતાં ગુજરાતકાઠિયાવાડના વૈષ્ણવોમાં પણ પ્રસિદ્ધ હતા અને હાલ પણ છે.

શ્રીમદ્ભાગવતની પ્રસિદ્ધિ ગુજરાતમાં શ્રીગુર્જરનરેશ મૂળરાજ સોલંકીના સમયથી (સં. ૧૦૪૬–૫૦) મનાય છે. એ પહેલાં તે

કદાચ પ્રસિદ્ધ તો હશે, પરંતુ તેની પ્રસિદ્ધિના કોઈ દાખલા મળતા નથી. કહેવાય છે કે મૂળરાજે ભાગવતની, ૧૧૦૮ સુંદર પ્રતિઓ લખાવીને અમુક પ્રાયશ્ચિત્તને અંગે શ્રીસ્થળ(હાલના સિદ્ધપુર)ના બ્રાહ્મણોને દાનમાં આપી હતી, જો કે આજે એ લખાયલા ગ્રંથની નકલ કશે મળતી નથી. તે હજી કાશીમાં છે, એમ કહેવાય છે. આ દંતકથા સાચી માનીએ તો એટલું તો ચોક્કસ છે કે ગુજરાતમાં વૈષ્ણવ ધર્મનો ફેલાવો મૂળરાજના કાળ પહેલાં હતો. જો કે પશ્ચિમ ભારતમાં શ્રીદ્વારકા જેવું પુરાણ કાળથી જ નહીં, પણ અતિહાસિક કાળથી પણ પ્રસિદ્ધ ચાર ધામોમાંનું એક મુખ્ય ધામ, અને સાત મોક્ષપુરીઓમાંની એક મોક્ષપુરી વિદ્યમાન હોય, અને સારાયે ભારતવર્ષના ખૂણે ખૂણામાંથી હજારો યાત્રાળુઓ, પરિક્રમાવાસીઓ ત્યાં આવતાં જતાં હોય, ત્યાં ગુજરાતકાઠિયાવાડમાં વૈષ્ણવ ધર્મ ક્યારથી ઉદય પામ્યો, એવો પ્રશ્ન કરવો, એ નરી બાલિશતા જ છે. ગુજરાતકાઠિયાવાડમાં આર્યાવર્તપ્રસિદ્ધ બે દેવો મોટા છેઃ એક પ્રભાસપટણી સોમેશ્વર અને બીજા દ્વારકાધીશ રણછોડરાયજી.

મૂળરાજ સોલંકી પછી તે મહમદ બેગડાના કાળ સુધીમાં (સં. ૧૫૦૦) શ્રીમદ્ભાગવત વગેરે વૈષ્ણવ ગ્રંથોએ વેદમાર્ગી લોકો ઉપર અને તેમના દ્વારા પ્રચલિત દૈશિક સાહિત્ય ઉપર શી શી અસર કરી હશે, એ હજી શોધખોળનો વિષય રહ્યો છે. પણ એ તો ચોક્કસ છે કે વિક્રમની ૧૫ મી સદીમાં અને ૧૬ મી સદીમાં વૈષ્ણવ ધર્મ અને ભાગવતની અસર ગુર્જર સમજુ જનતા ઉપર તેમજ તેના પ્રાદેશિક સાહિત્ય ઉપર બીજા કોઈ પણ ધર્મ કરતાં વિશેષ હતી; ખાસ કરીને સોરઠ વિભાગમાં.

આ સમયે પ્રભાસપાટણમાં સં. ૧૫૨૯ માં કાયસ્થ કવિ, પ્રસ્તુત ગ્રંથનો કર્તા-કેશવરામ શ્રીમદ્ભાગવતના દશમસ્કંધનો, ઉંચી સંસ્કૃતા ગુજરાતી-પ્રચલિત પ્રાકૃત ભાષા-માં સુંદર વિસ્તૃત અનુવાદ વા સ્વતંત્ર સારોદ્ધાર કરી, શ્રોતાને નવરસમય બ્રિજરાજકુમાર શ્રી કૃષ્ણચંદ્ર પ્રભુના ચરિત્રનું રસપાન સુંદર રાગરાગણીથી,

શાર્દૂલવિક્રીડિત, ભુજંગ પ્રયાત, નારાચ, અડિયલ અને ત્રોટક વગેરે છંદો-વૃત્તો-બંધોથી, સુંદર ગેય ધવલો અને પદોમાંથી કરાવે છે.

વળી બીજો પ્રભાસનો કવિ ભીમ (સં. ૧૫૪૧) આખા ભાગવતનો સાર બોપદેવને અનુસરી વિસ્તારી 'હરિલીલા ષોડશ કળા' માં ગુંથે છે; રસિક જનોને રસિકગીતાનાં પાન કરાવે છે, અને "ભીમના ઠાકોર" એ નામે નરસિંહ મહેતાની સાથે એના જેવો ભક્તિરસ કેળવી વિવિધ પદો રચી, કીર્તનભક્તિ કરે છે. આ કવિનાં ઘણાં પદો નરસિંહ મહેતાનાં પદોની ભેગાં પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોમાં આરૂઢ થયેલાં મળી આવે છે.

માંગરોળમાં સં. ૧૫૦૧ માં નરસિંહ મહેતાના કાકા પર્વતદાસ મહેતા દ્વારકાથી રણછોડરાયજીનું એક લીલાવિગ્રહ સ્વરૂપ ભક્તિબળથી સ્વશિરે પધરાવી લાવે છે, ત્યારે તેને ત્યાં ઓચ્છવમાં કીર્તન કરવાને તેના ભત્રીજા નરસિંહ મહેતા પધારે છે અને તે વખતે ભગવાન શ્રીકૃષ્ણ દિવ્ય રાધા બનીને નરસિંહ મહેતાને કીર્તન કરતાં પડેલો કંઠશોષ છીપવાને ઝારીવતી પાણી પાય છે.

ઉપરાંત મહેતાનો અનુકાલીન ભાલણ કવિ ગુજરાત-પાટણમાં દશમ સ્કંધનો પદબંધ સારોદ્ધાર સુંદર રીતે રાગરાગણીમાં કરે છે. તેમ જેને હાલમાં કેટલાક વૃંદાવનીય ભક્તિ કહેવા નીકળ્યા છે તેવી સખી ભક્તિનાં રસપૂર્ણ પદકીર્તનો પણ રચે છે. તેમ જ પ્રાચીન ગુજરાતી પદકીર્તનસાહિત્ય વાંચનાર વિચારનારને વિપુલ વૈષ્ણવ કીર્તનસાહિત્ય મળી આવે છે, જેમાં વૃંદાવનીય ભક્તિ ભારોભાર છે. પણ એ પદોમાં રચનસંવતની મુદ્રા નહીં મારવાની પ્રકૃતિસિદ્ધ પ્રણાલિને અંગે તેનો કાળનિર્દેશ કરી શકાતો નથી. બાકી તે ઉપરથી તે કાળના અન્ય વૈષ્ણવ, કહો કે વૃંદાવનીય ભક્તિના ગાયક કવિઓ સારા પ્રમાણમાં હોવાનું સાબૂતરીતે સાબીત કરી શકાય એમ છે.

આ પ્રમાણે તે સમયનું સામાજિક અને ધાર્મિક ચિત્ર આપણાં મનોમય ચક્ષુ આગળ ખડું કરતાં આપણને ખાત્રી થાય છે કે તે

સમયની સોરઠની ભૂમિ અને પ્રજા ખરેખર ધન્ય હતી, ધર્મશીલ તેમજ શ્રદ્ધાળુ હતી.

ઉપર જણાવેલ ત્રણે સોરઠી સમકાલીન કવિઓ અને ભક્તો એક બીજાનું નામ પોતાની કૃતિઓમાં લીધા વગર સ્વતંત્ર રીતે કામ કરે છે અને ભાગવતની આહ્‌લાદજનક કાવ્યકથાઓ રચે છે શ્રીકૃષ્ણનાં રસોલ્લાસભર્યાં ગુણગાન ગાય છે, કીર્તનોત્સવવિલાસો કરે છે. અલબત્ત તેઓને પોતાના સમયપ્રસિદ્ધ ભક્તોનાં નામ લેવાનો પ્રસંગ પ્રસ્તુત થયલો જણાતો નથી, છતાં સમકાલીન ભક્તો અને તેમની પ્રસિદ્ધ કૃતિઓથી તેઓ કદિ પણ અજ્ઞાત તો નહીં જ હોય. દા. ત. તુલસીદાસ, સુરદાસ, નંદદાસ આદિ વ્રજભાષાના અષ્ટ કવિઓ પરસ્પરના સમકાલીન હતા, છતાં તેઓએ એક બીજાનાં નામો પોતાની કૃતિઓમાં લીધાં નથી, તેથી તેમનું અસ્તિત્વ શંકાસ્પદ માનવું એ જેમ ખોટું છે, તેમ કેશવરામે કે ભીમે, નરસિંહ મહેતાનુ નામ લીધું નહીં હોય તેથી નરસિંહ મહેતો તેમનો સમકાલીન નહોતો એમ કહેવું, એ પણ ખોટું છે. કારણ તેઓ કંઈ ભક્તમાળ કે સંત-સાધુ-ચરિત્રાવલિ લખવા બેઠા નહતા, એટલે તેઓને એ રીતે સમકાલીન ભક્તોનું નામ સ્વકૃતિમાં ગુંથવાનું કારણ ન હોતું, તેમ પ્રસંગેય ન હોતો. વસ્તુતઃ તેઓ ભાગવતની કથાનો સારોદ્ધાર-અનુવાદ-અનુકરણ-ભાષાંતર-છાયા કે જે કહો તે માતૃભાષા ગુજરાતીમાં (પ્રાકૃતમાં પોતાની વિશિષ્ટ રીતિએ ગુંથતા હતા.

છતાં ભીમની હરિલીલા અને કેશવરામનો દશમસ્કંધ જોતાં રાગ, વૃત્ત, આદિની પદબંધસરણીમાં તેમ કાવ્યરીતિમાં પણ કેટલુંએક સામ્ય તરત જ જણાઈ આવે છે, તેમ ભાષાબંધારણ વિગેરે ઘણાએક અંશો મળતા આવે છે. પરંતુ નરસિંહ મહેતાએ ભાગવતમાંથી માત્ર શ્રીકૃષ્ણજન્મસમયના પ્રસંગો લેઇ તે સંબંધી પદો રચ્યાં છે, જે આપણને થોડાંક પ્રાપ્ત થયાં છે; પણ આખા ભાગવતનો તેમનો કરેલો અનુવાદ મળ્યો નથી. એમને તો સ્વયંભક્તિ સ્ફુરી હતી, અને ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન થયાં હતાં. એટલે એમની ભક્તિ

પૌરાણિક ભક્તિની છાંટવાળી હોવા છતાં ઉપલા કવિઓની કાવ્ય-રીતિથી એક રીતે જૂદી પડે છે.

છતાં વિક્રમની સોળમી સદીમાં સોરઠનો પુણ્ય પ્રદેશ શ્રીરાધાકૃષ્ણની ભક્તિથી વ્યાપ્ત હતો, એટલું તો સ્પષ્ટ સમજાય છે. એ શિવાય લોકો સંસ્કૃત ભાષાના ભક્ત કવિઓ લીલાશુક, બિલ્વમંગળ વગેરેના શ્લોકો, પદો, સ્તોત્રોથી વાતાવરણ ગજાવતા હતા, તેમ તત્કાલીન પ્રાકૃત પદસાહિત્યથી મનરંજન કરતા હતા.

---

## ( ખંડ ૨ જો )

### કવિ કેશવરામ અને તેનો દશમ સ્કંધનો સારોદ્ધાર

ભાગવતના દશમસ્કંધની ગુજરાતીમાં કથા કરનાર કવિ કેશવરામે આ કાવ્યને અંતે અને આરંભમાં જે કંઈ અલ્પજલ્પ પોતા વિષે ઓળખ આપી છે, તેથી વિશેષ કશું જાણવામાં આવ્યું નથી. તે જ્ઞાતિએ વાલ્મિક કાયસ્થ હતો; તેના પિતાનું નામ હૃદયરામ હતું. તે શ્રીસોમનાથથી અલંકૃત થયલા સિદ્ધક્ષેત્ર–પાટણ–નો વતની હતો. તે વૈષ્ણવોની સાથમાં રહેતો અને પ્રભુભક્તિનાં ગાન–કથા કરતો હતો. એણે શ્રી દશમ સ્કંધના ૯૦ અધ્યાયની કથા અધ્યાયવાર ન કરતાં ૪૦ સર્ગમાં રાગ અને છંદવૃત્તથી પદબંધ અનોખી રીતિએ કરી છે. પોતે દશમ સ્કંધમાંથી દરેક સર્ગમાં કયા કયા વિષયો લીધા છે તે પાને ૧૪૦–૧૪૧ ઉપર અને પાને ૩૦૮–૩૦૯ માં જે અનુક્રમણિકા તેણે પોતે જ બાંધી છે તેમાં દર્શાવેલું છે. આખુંયે ભાગવત તેના હૃદયમાં રમી રહ્યું છે. આખી રાસલીલા એણે શુદ્ધ શાર્દૂલવિક્રીડિત છંદમાં સુરમ્ય વર્ણવી છે. એ રીતે માત્રા મેળ છંદ વાપરનારો આપણા ગુજરાતી સાહિત્યમાં તે પ્રથમ આવે છે. તે પછી ભીમની હરિલીલામાં પણ છંદનો મર્યાદિત વપરાટ કંઇક ધ્યાન ખેંચે છે. વળી કેશવરામનો સમકાલીન કવિ હરિદાસ, નરસિંહ મહેતાનો એક શિષ્ય, ઉંચડીનો ચારણ કવિ મીઠો વગેરે પણ શુદ્ધ

છંદોબદ્ધ કવિતા ગુજરાતી ભાષામાં રચે છે, એમ હવે પ્રાપ્ત થયેલા કંઠસ્થ સાહિત્ય ઉપરથી જણાય છે.

કેશવરામનું વાચન વિશાળ, વિવિધ અને રસપ્રચૂર છે. તે કેવળ પુરાણાદિથી જ નહીં, પણ વેદાન્તઉપનિષદાદિ તત્ત્વજ્ઞાનના ગ્રન્થોથી સુપરિચિત છે. સંગીતનો તેમ જ કાવ્યશાસ્ત્રનાં વિવિધ અંગોનો સુજ્ઞાતા છે. શબ્દાદિ ઉપર તેનું પ્રભુત્વ છે. પ્રકૃતિના સૌંદર્ય અને જનસ્વભાવનો જાણુકાર છે. તે સંસ્કૃત જ નહીં, પણ વ્રજ ભાષાનો અભ્યાસી છે; તે તે ભાષાનાં સાહિત્યોના પિંગલાદિ અંશો પણ તેને સારી રીતે અવગત છે; તો પછી તે પોતાના ગુર્જર સાહિત્યરસિક બંધુઓમાં પ્રચલિત રાગધારી પ્રણાલિથી પરિચિત હોય તેમાં કાંઇ નવાઈ ખરી? એ, કલાકાર કવિ અને ભક્ત બન્ને જણાય છે.

કેશવરામની ભાષા શિષ્ટ, મીઠી, પ્રાસાદિક અને ભક્તિરસથી છલકાતી છે. તે ક્લિષ્ટ નથી, પણ સુશ્લિષ્ટ છે. તે સાદી, સરળ અને શુદ્ધ સુગમ સારા સંસ્કૃત શબ્દોથી ભરેલી છે. કવચિત્ કવચિત્ સંસ્કારી શૈલીની વાકયરચના પણ તેમાં મુદ્રાંકિત થયલી જણાય છે. જરાક સુધારી લઇએ તો એની અને હાલની ભાષામાં ખાસ ફરક જણાશે નહીં. એની કવિતા આલંકારિક, ઝડઝમકવાળી, શબ્દપ્રભુત્વથી છલકાતી છે; એટલે ઉંચા પ્રકારની છે. ચારણ કવિ મીઠાએ નરસિંહ મહેતાની ભાષાને "સંસ્કૃતા ગૂર્જરી" તરીકે ઓળખાવેલી છે, તેવી જ કેશવરામની કવિતા પણ છે. એમાં જૈન ગ્રંથોમાં મળી આવતા ભાષાવિકારો જણાતા નથી. એએક ઠેકાણે એણે વ્રજભાષાની કવિતા સુંદર બનાવી ગોઠવી છે. (જૂઓ પાનું ૧૦૯ કડી ૫૬ થી ૬૫, અને પાનું ૧૨૩ કડી ૪૪ થી ૫૨) આમાં બાંધેલાં કારિકા અથવા કડવાં અને ત્રોટકનું બંધારણ સમજવા જેવું છે. એ એક પ્રકારનું સાંકળી કાવ્ય કહી શકાય. એના એણે બે પ્રકાર બતાવ્યા છે. એ તરફ ધ્યાન આપવા જેવું છે. વળી વ્રજભાષાની અસર પણ તેના સમયમાં ગુજ-

રાતમાં અને સોરઠમાં હતી એટલું જણાય છે. નરસિંહ મહેતામાં, ભાલણમાં પણ એ અસર વ્યાપેલી છે.

કેશવરામે દશમસ્કંધની રચના અધ્યાય કે કડવાંને બદલે સર્ગબદ્ધ કરેલી છે, તેવી રચના સં. ૧૬૦૯માં દીવ બંદરના કવિ પુંઅસુત પરમાણંદે પણ આખા ભાગવતની સર્ગ અથવા વર્ગબદ્ધ કરી છે. છંદોબદ્ધ કાવ્યરચના કેશવરામમાં પ્રથમ છે, તેમ જૂનાગઢના મોઢ અડાલજા બ્રાહ્મણ શ્રીધરના રચેલા શ્રીમદ્‌ભાગવતના કવિત્તબન્ધ દશમસ્કંધમાં પણ છે. ભીમ કવિની હરિલીલા પણ આ જ શૈલીની છે.

આ સર્વ સોરઠી સમકાલીન કવિઓની અને ગુજરાતમાં પાટણના ભાલણ કવિની કાવ્યરચના જોતાં એમ જણાયા વગર નહીં જ રહે કે ગુજરાતી ભાષાનો ઉદયકાળ, કહેવામાં આવ્યું છે તેવો, છેક જ ઝાંખો નહોતો, પણ તેમાં સારા પ્રતાપી સુકવિઓ થઈ ગયા છે. તે જ સમયે દેશી રાગોમાં આખ્યાનો રચાતાં, ઢાળવાળી કવિતા અને આરતીઓ પણ રચાતી. તે જ પ્રમાણે પિંગળના નિયમવાળી, સારા છંદોવાળી કવિતા પણ રચાતી. નરસિંહ મહેતા એ સમયની ગુજરાતી ભાષાના પિતા સમાન ઉચ્ચ સ્થાનકે બિરાજતા, એમાં પણ શક નથી. કેશવરામ અને ભીમ પોતાના કાવ્યમાં સ્વતંત્ર રચનાવાળા સંસ્કૃત શ્લોકો આપે છે. ઉપરાંત પુરાણ, વેદાન્ત, અધ્યાત્મજ્ઞાન, તત્ત્વજ્ઞાન અને સુભાષિતના પણ સખ્યાબધ શ્લોકોનો ઉતારો ટુંકમાં કરે છે. તેઓની ભાષા શિષ્ટ શુદ્ધ ગુજરાતી કહી શકાય; તેમનું વાંચન વિશાળ, વિવિધ અને અનેક વિષયસ્પર્શી લેખી શકાય. આ સહુ જોતાં નરસિંહશિષ્ય મીઠો નરસિંહની ગુજરાતી–(અપભ્રંશગીરા)ને સંસ્કૃતા ગૂર્જરી તરીકે ઓળખાવે છે તેમાં કશું વાંધા જેવું પણ નથી. કાવ્યની રચના ઉપરથી એમ પણ જણાય છે કે કેશવરામે પોતાની કથા જનસમૂહમાં ગીત વાદ્ય સહિત એક હરિકીર્તનકારની માફક વાંચી સંભળાવી હોવી જોઈએ. આવું ઉત્તમ કાવ્ય શ્રવણ કરનાર તે સમયનો સમાજ પણ કેટલો સુશિક્ષિત હશે, તેનો પણ વિચાર કરવો જોઈએ છે.

કેશવરામે કાવ્યમાં પ્રસ્તુત સંસ્કૃત શ્લોકો ગોઠવ્યા છે. તેમાં કીયા કીયા શ્લોક એની સ્વતંત્ર કૃતિ છે, અને બીજા કેટલા ભાગવત સિવાય કીયા ગ્રંથોમાંથી ઉતારી લીધેલા છે; એ જાણવું મુશ્કેલ છે. કેટલાક શ્લોકો શ્રીમદ્‌ભાગવતના છે, કેટલાક પ્રચલિત સુભાષિતમાંના છે, કેટલાક તેની સ્વતંત્ર કૃતિ પણ છે, અને કેટલાક તે કાળે પ્રસિદ્ધ ભક્તિમાર્ગીય ગ્રંથો, પુરાણો વગેરેમાંના પણ છે. આ પુસ્તકો તે કીયાં કીયાં, એ શોધી કાઢવું મુશ્કેલ છે. પ્રસ્તુત કાવ્યના સંપાદક મારા સ્નેહી ભાઈ અંબાલાલ જાની જ્યારે આ ગ્રંથ છપાવતા હતા ત્યારે એ ઉતારેલા સંસ્કૃત શ્લોકોની શુદ્ધાશુદ્ધતા, તેમ જ તેના સ્થાન માટે વારંવાર પૂછતા. પણ તે વખતે મને તેની કંઈ ખબર ન હતી, એટલે મેં તે વિષે કશો સ્ફોટ કરેલો નહીં.

પરંતુ હાલમાં રા. મુનશીએ નરસિંહ મહેતા વિષે કેટલીક કુશંકાઓ કરતાં તેનો ઉત્તર આપવાનો પ્રસંગ આવ્યો ત્યારે શ્રીલીલાશુકદેવજીનું રચિત, વૈષ્ણવોમાં અતિપ્રિય અને જાણીતું કાવ્ય શ્રીકૃષ્ણકર્ણામૃત વાંચવા લીધું. તે સાથે કેશવરામના ગ્રંથ માટે બે શબ્દો લખવાની સ્નેહી ભાઈ અંબાલાલે વિનતિ કરી, ત્યારે અકસ્માત કુતૂહલથી કેશવરામે ઉતારેલા શ્લોકો અને કૃષ્ણકર્ણામૃતના શતક ત્રયના શ્લોકો સરખાવવા માંડ્યા. એ તકે પ્રકાશ પડ્યો કે, કેશવરામે અનેક ભક્તિમાર્ગીય ગ્રંથો ઉપરાંત કૃષ્ણકર્ણામૃતનો પણ ઉપયોગ પોતાના પ્રસ્તુત ગ્રંથમાં કર્યો છે. દા. ત. પાને ૧૦૫ ઉપર वत्स मागृहि विमातमागतं ઇત્યાદિ ૧૩ મો શ્લોક એ કૃષ્ણકર્ણામૃતના દ્વિતીય શતકનો ૬૮ મો શ્લોક છે. તે જ પ્રમાણે પાને ૩૮ મે છાપેલો ૬૬ મો શ્લોક रत्नस्थले जानुचरः कुमारः ઇત્યાદિ એ શ્રીકૃષ્ણકર્ણામૃતના દ્વિતીય શતકનો ૫૪ મો શ્લોક છે. તેમ જ ૪૨ મા પાનાપર નો ૨૮ મો શ્લોક पीठस्थापीत० ઇત્યાદિ, એ શ્રીકૃષ્ણકર્ણામૃતના ૨ જા શતકનો ૯૯ મો શ્લોક છે. તે જ પ્રમાણે પાંડવ ગીતામાંથી અક્રૂરે કરેલી ભગવાનની સ્તુતિવાળો શ્લોક પણ કેશવરામે ઉતારી લીધો છે. (જૂઓ પાનું ૧૫૩ શ્લોક ૭૪ મો.) તેમ શ્રીધર સ્વામીની

શ્રીમદ્‌ભાગવતની ટીકાથી પણ કવિ અજ્ઞાત નથી, એમ પાના ૨૭૦ ઉપર કડી ૨૫ માં કવિએ પોતે જ ઉલ્લેખ કર્યો છે તે ઉપરથી સમજાય છે. સંસ્કૃત કાવ્યશૈલીનું અનુકરણ પણ તેણે કરેલું છે, એ પાને ૧૪૨ ઉપર દશાવતારની સ્તુતિ રચી છે તે ઉપરથી જણાય છે. તેવું જ અનુકરણ પાને ૧૨૯ ઉપર ૨૫ કડીમાં ગાહા છંદમાં રચેલી કવિતામાં દૃષ્ટિએ પડે છે.

પ્રસ્તુત વિષયના કેટલાક પ્રસંગોની પુષ્ટિમાં પોતે કેટલાક ગ્રંથોથી ઉતારેલા શ્લોકો વિષે કવિ આમ કહે છે:—

સત્તાવન શ્રી ભાગવત, રૂપક છે ત્રેવીસ;<br>
સોલ સ્વયંકૃત સંસ્કૃત, જમલી કથા જગદીશ.

કાવ્યમાં લીધેલા કુલ્લે ૯૬ શ્લોકોમાં ૨૩ ભાગવત સિવાયના અન્ય ગ્રંથોના છે, એમ તે જણાવે છે. એ બહારના બીજા ગ્રંથોમાં શ્રીકૃષ્ણકર્ણામૃત ગ્રંથ, પાંડવગીતા, બિલ્વમંગળકૃત સ્તોત્ર વગેરે છે, એમ હવે ઠરે છે. તેમ એ ગ્રંથો તે સમયે લોકપ્રિય અને પ્રચલિત હતા, એમ પણ સમજાય છે. તેમાંના 'કૃષ્ણકર્ણામૃત'ની રમણીયતા તથા ભક્તિરસપ્રચુરતાથી મોહિત થઈને બંગાળી વૈષ્ણવાચાર્ય શ્રી કૃષ્ણ ચૈતન્યદેવ એ ગ્રંથ દ્વારિકામાંથી પોતાના નિવાસસ્થાન 'નદીયા' લઈ ગયા હતા, એવું શબ્દકલ્પદ્રુમ કોષના આધારે રા. રા. શાસ્ત્રી દુર્ગાશંકર કેવળરામ વૈષ્ણવધર્મના ઇતિહાસમાં લખે છે તે નિરાધાર નથી, પણ સાધાર છે એમ હવે જણાય છે. તેમ ડૉ. ભાંડારકર પણ પોતાના નિબંધમાં એવો જ ઉલ્લેખ કરે છે. આ પ્રકારના સંસ્કૃત સુભાષિતના પ્રયોગને કવિ હેમમાં (પ્રાકૃત ભાષા ગુજરાતીમાં) હીરા (સંસ્કૃત શ્લોકો) જડ્યા હોય એમ કહે છે.

આ ઉપરાંત પણ સંસ્કૃત અને ચાલુ ગુજરાતી અથવા જેને કવિ પ્રાકૃત કહે છે તે ભાષામાં પણ શ્રીરાધાકૃષ્ણની ભક્તિનું ઘણું સાહિત્ય લોકોમાં તે કાળે પ્રચલિત હોવું જોઈએ; જે આજે આપણને એ દિશામાંના પૂરતા પ્રયાસના અભાવે પ્રાપ્ત થતું નથી. ૧૪મી તથા ૧૫મી સદીમાં જ્યારે સંસ્કૃત ભાષામાં, યવનોના આગમન-

થી, અધ્યયનઅધ્યાપન મંદ પડ્યાં ત્યારે બ્રાહ્મણોએ અને અન્ય જાતિના વિદ્વાનોએ સંસ્કૃત ભાષામાંથી પ્રાકૃત ભાષામાં એટલે કે તે સમયની લોકપ્રચલિત ભાષામાં પુરાણાદિ સંસ્કૃત સાહિત્ય ઉતારવાનો પ્રયત્ન કર્યો હતો; તેમાં ગુજરાતી ભાષાને ગૌરવવંતી તેમ જ સ્થિર કરવામાં તે સમયના નરસિંહ મહેતા વગેરે કવિઓએ સારો ફાળો આપ્યો છે. તે સમયની ભાષાનું સામાન્ય નામ તો પ્રાકૃત હશે, જો કે સુરતસંગ્રામમાં નરસિંહ મહેતાએ તેને અપભ્રષ્ટગિરા કહે છે; ભીમ, ભાલણ પ્રાકૃત કહે છે; અને ચારણ કવિ મીસાએ વેદમાર્ગી કવિઓની રચના અને જૈન કવિઓની રચનામાં ભેદ જોઇને પ્રથમ વેદમાર્ગીઓની ભાષાને સંસ્કૃતા ગૂર્જરી અને જૈનોની ભાષાને પ્રાકૃતા ગૂર્જરી એવું નામ આપ્યું હોય, તો તેમાં કંઇ ખોટું નથી. નરસિંહ મહેતાની અત્યાર સુધીમાં જે કૃતિઓ પ્રાપ્ત થઇ છે, તેમાં સમકાલીન જૈન કવિતાના જેવી ભાષા જણાતી નથી. છતાં આ વિષય ઉપર છેવટનો મત આપી શકાય તેમ નથી, અને હજી વધુ શોધખોળ થવાની એ દિશામાં જરૂર છે. અસ્તુ.

કવિ કેશવરામ વિદ્વાન, રસિક કવિ હતો. તેણે અક્ષૌહિણી લશ્કરમાં શું શું સમાય તે માટે લક્ષ્મીધર નામના ગણિતશાસ્ત્રીનો હવાલો આપ્યો છે, તે જ એની વિવિધ વિદ્વત્તા પુરવાર કરે છે. (જુઓ પાનું ૨૧૮.)

પ્રસ્તુત કાવ્ય કેવળ શ્રીમદ્‌ભાગવતના દશમ સ્કંધનું ભાષાંતર નથી, પણ સારોદ્ધારવાળી સ્વતંત્ર રસીલી કૃતિ છે. કવિએ એમાં ભાગવતના દશમ ઉપરાંતના અન્ય સ્કંધો, વિષ્ણુપુરાણ, હરિવંશ, કૃષ્ણજન્મખંડ, ગર્ગસંહિતા, બ્રહ્મવૈવર્ત આદિ પુરાણમાં અંકિત તેમ જ તે ઉપરાંત લોકપ્રચલિત શ્રીકૃષ્ણક્રીડાની ઘણીએક કથાઓ ભેળવી છે. વિશેષમાં એણે પોતાના સમયની સમાજની પરસ્થિતિનું, રીતિરિવાજોનું પણ એમાં અચ્છું દર્શન કરાવ્યું છે. તે વખતે શ્રી કૃષ્ણનાં મંદિરોમાં ઠાકોરજીને મનોરથ કેમ કરાતા હશે, થાળ કેમ ધરાવાતી હશે, કેવી કેવી વાનીઓ સમાજમાં રંધાતી ખવાતી

પીવાતી હશે તે પણ કવિએ સુંદર રીતિએ નિરૂપેલુંછે. વનાદિના તેમ જ વિવિધ રમતો અને ક્રીડાઓમાં તાદૃશવર્ણનો રસોત્તેજક વર્ણવેલાં છે.

એ તો ઠીક. પણ ભાગવતમાં જે રાધા દેખાતી નથી તે પ્રસ્તુત કાવ્યમાં સુંદર સ્થાન પામી છે. રાધાની સાથની કૃષ્ણની ગુપ્ત લીલા–ક્રીડાઓનું વર્ણન પણ કવિએ સારી પેઠે કર્યું છે. આમાં લખ્યા પ્રમાણે રાધા પરણેલી છે; બ્રહ્મવૈવર્તના આ વિષયના કથાનકને કવિ અનુસર્યો હોય ! રાધાને પતિ, સાસુ, સસરા, નણંદી, જેઠ, વગેરે સૌ છે. રાધાને વ્યંતર વળગે છે, અને તેમાંથી છોડાવવાને તેની સાસુ, યશોદા માતા પાસે આવે છે, તે શ્રીકૃષ્ણ ગારૂડીની સહાયતા અપાવવાની આરજુ કરે છે. આવી લોકપ્રચલિત કથા એ કવિ-જનોની ખાણ છે. અઢારમા સૈકામાં રસિકરાજ વિશ્વનાથ કવિ આ પ્રસંગ ઉપર એક સુંદર કાવ્ય જૂદા જૂદા ઉલ્લાસોમાં રચે છે.

આ કથા વલ્લભ સંપ્રદાયના શ્રીગુસાંઇજીના ચતુર્થ લાલજી શ્રીગોકુલનાથે રચેલી વ્રજયાત્રા અને તે ઉપરથી કવિ દયારામે રચેલી વ્રજયાત્રાવર્ણનમાં પણ આવે છે. એટલે વ્રજમંડળનાં સ્થાનોનું અને શ્રીકૃષ્ણની વિવિધ લીલાઓના વર્ણનનું જ્ઞાન શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજી અને ગુસાંઇજી વિઠ્ઠલનાથજી પહેલાં ગુજરાતસોરઠમાં જાણીતું હતું, એના પુરાવાઓ આ ઉપરથી મળે છે.

જે ગીત રાગ આશાવરીમાં કવિએ રચેલું છે (પાના ૧૦૮ ઉપર) તે ચમત્કૃતિભરેલું છે. એ પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં આ પ્રકારની કાવ્યચાતુર્યની રચનાવાળું પ્રથમ અને અનુપમ રત્ન છે. તેમાં વન-માલી, ચક્રી, અનંગ, હરિ એ શબ્દોના શ્લેષ ઘણો જ રમણીય અને ચિત્તાકર્ષક છે. આવી ચમત્કૃતિઓ સંસ્કૃત ભાષામાં ઘણી પ્રાપ્ત થાય છે, પણ ગુજરાતી ભાષામાં તો આ પહેલી છે. जटा नैयं वेणी इत्यादि પ્રસિદ્ધ સાહિત્યવિષયક શ્લોકનું કવિ નરસિંહ મહેતે પણ આવી જ રીતે અનુકરણ કરેલું છે, પણ પ્રકાર જરા જૂદી જાતનો છે. કેશ-વરામ કવિની ઉચ્ચ કાવ્યશક્તિનો આ એક સુંદર નમુનો છે.

કવિનું વ્રજભાષાનું ઉત્કૃષ્ટ જ્ઞાન નીચેના વિવેચનથી સમજાશે. ગ્રન્થના પાના ૧૦૯-૧૧૦ માં વ્રજભાષામાં એક સુંદર સિંહાવલોકની સાંકલી ગેય કાવ્ય કવિએ આપ્યું છે. એવી જ જરા જૂદી જાતની રચનાવાળું વ્રજભાષાનું બીજું કાવ્ય પાના ૧૨૩-૧૨૪ ઉપર પણ આપેલું છે. આમાં પ્રથમ એક કારિકા(કડવા ?)નાં બે ચરણ આપેલાં છે. તેમાંથી બીજું ચરણ એ પછી આવતા ત્રોટકનું ૧ લું ચરણ બને છે અને ત્રોટકની ૪ થી લીટીનું છેલ્લું ચરણ એ કારિકાના પહેલા ચરણનું પુનરાવર્તન છે.

વળી એક રૂપબંધ કાવ્ય ઉપરના જેવું જ છે. (પાનું ૧૨૩ મું.) પણ એમાં અને આમાં થોડોક ફેરફાર છે. કારિકાને લહિયાએ અત્રે કડવા શબ્દથી ઓળખાવેલ છે, કારિકાનાં ચરણ બે જ છે, પણ ત્રોટકની ૪ લીટીને બદલે કવિએ ૮ લીટી બનાવી છે. તેમાં કારિકાનું ૨ જું ચરણ ત્રોટકના પહેલા ચરણ તરીકે વાપર્યું છે, અને આઠમી લીટીનું છેલ્લું ચરણ (ઉપર પ્રમાણે) કારિકાના ૧ લા ચરણપરથી લીધું છે, પણ આમાં ત્રોટકની છઠ્ઠી લીટીનું બીજું ચરણ તે સાતમી લીટીનું ૧ લું ચરણ થયું છે. આટલો ફેરફાર ૧૦૮ મા પાના પર આપેલા રૂપબંધ કાવ્યમાં અને ૧૨૩ મા પાનાપરના રૂપબંધ કાવ્યમાં કવિએ વિવિધતા માટે આણ્યો જણાય છે.

ચંદ્રાવળા છંદમાં આવો પ્રકાર દૃષ્ટિએ પડે છે. પ્રેમાનંદે પોતાના આખ્યાન-કાવ્ય-માં ખાસ કરીને દશમ સ્કંધમાં કડવાને આરંભે એક રાગવાળું પદ મૂકેલું હોય છે, પછી કડવું શરૂ થાય છે, ત્યારે ઘણું કરીને રાગનું એકાદ ચરણ કે પદ કડવાને આરંભે લીધેલું હોય છે, તેમ કડવું પૂરૂ થતાં જે છેલ્લું ચરણ હોય છે તે વલણ( કે ઉથલા)ના પહેલા ચરણ તરીકે ગોઠવાય છે. આ, પ્રેમાનંદે દેશીઓ શાસ્ત્રસિદ્ધ કરી તેની એક રીતિ છે. તેની પૂર્વે આ જ રીતિ પણ જૂદા જૂદા પ્રકારે જૂનાં કાવ્યોમાં દેખાય છે.

શુદ્ધ છંદોને ગેય બનાવવા માટે કવિ પ્રેમાનદે તે તે છંદોની ચાલ કરી છે, તેમ કવિ કેશવદાસે પણ તેવી છૂટ કંઇક લીધેલી આ

ગ્રન્થમાં જણાશે. કવિ કેશવરામનું પિંગળ શાસ્ત્રનું જ્ઞાન, છંદોબદ્ધ કવિતા, તથા દેશી ઢાલ વગેરેના ભેદપ્રભેદ સહિત ગુંથવાનું જ્ઞાન, તેમજ રાગધારીનું જ્ઞાન પણ શાસ્ત્રીય અને ઉંચા પ્રકારનું હોવું જોઇએ, એ આ કાવ્ય વાંચતાં સહજ પ્રતીત થયા વગર રહેતું નથી. એ એક કલાકાર છે અને સહૃદયી ભક્ત પણ છે. કવિને આ ગ્રન્થ ગાવામાં કોઈ ગદાધરદાસ નામનો એક સાથી હોવો જોઇએ, એમ ૪૬ મા પાના ઉપર તેના કરેલા નામોચ્ચારથી સમજાય છે. સુદર આકર્ષક ગુજરાતી ભાષામાં કવિવર કેશવરામે સાહિત્યમાંથી પણ રમુજી ટુચકા, પ્રશ્નોત્તર રૂપે રચ્યા છે. (જુઓ પાનુ ૧૦૬–૧૦૯)

અત્ર એક વિષય તરફ વાચકોનું ધ્યાન ખેંચવા જેવું છે. કવિ કેશવરામે ગ્રંથારંભમાં સ્તુતિકામનાથી જે ગોપીજનવલ્લભાષ્ટક મૂક્યું છે તે કોની કૃતિ છે? કવિની કે વલ્લભ સંપ્રદાયના હરિરાયજી મહાપ્રભુજીની વલ્લભી વૈષ્ણવોના સ્તોત્રસંગ્રહના મોટા ગ્રંથમાં શ્રી ગોપીજનવલ્લભાષ્ટક ત્રણ જોવામાં આવે છે, જે વાસ્તવિક રીતે ત્રણ નહીં બે જ છેઃ કારણ नवाम्बुदानीकमनोहराय એ સ્તોત્ર શ્રીમદ્‌વલ્લભાચાર્યજી તેમ જ શ્રીહરિરાયજી એ બન્નેની સ્તોત્રકૃતિમાં સંગ્રહીત છે. (૧) એક શ્રીવલ્લભાચાર્યજીવિરચિત, અને (૨) બે શ્રીહરિરાયજી મહાપ્રભુવિરચિત. તેમાંનું એક ( सरोजनेत्राय.) તો કવિ કેશવરામે ગ્રંથારંભે મૂક્યું છે, તે જ શબ્દેશબ્દ છે. સં. ૧૫૨૯ માં (એટલે કે શ્રીવલ્લભાચાર્યજીના પૂરોગામી ) કેશવરામ તેની પછી ૧૨૦ વર્ષ ઉપર જન્મ પામનારા શ્રીહરિરાયજીની કૃતિમાંથી આ સ્તોત્ર લેવા જાય, એ બની શકે જ નહીં. તો શું શ્રીહરિરાયજીએ કેશવરામની કૃતિમાંથી ઉપાડી પોતાને નામે ઠસાવી દીધું? એ પણ બની શકે નહી પરં વસ્તુસ્થિતિ જોતાં એમ સમજાય છે કે આ ગોપીજનવલ્લભાષ્ટક સ્તોત્ર કવિ કેશવરામના સમયમાં (સં. ૧૫૨૯ માં ) કાં તો લોક પ્રસિદ્ધ પ્રાચીન વસ્તુ હશે, અથવા તો કેશવરામે સ્વતઃ રચે હશે; પણ શ્રીહરિરાયજીનું રચેલું તો નહીં જ. મારૂં સમજવું તો એવું છે કે આ સુંદર સ્તોત્ર, એ એક લોકપ્રસિદ્ધ પુરાતની વસ્

હોવાથી શ્રીહરિરાયજીના કોઇ ભાવુક વૈષ્ણવ સેવકે મનોહર લાગવાથી શ્રીહરિરાયજીની કૃતિઓ સાથે ભેળવી દીધેલુ હોવું જોઇએ– અને છાપનારાઓએ તે એમ ને એમ વિનાસંશોધને ચલાવી લીધુ હોવું જોઇએ. જો સશોધકે સહેજ વિચાર કર્યો હતે તો એક જ કર્તા આવી રીતે બે સ્તોત્રો રચે નહીં, એમ લાગ્યા વિના રહેતે નહીં. કદાચ તે બેમાંથી કયું રાખવું અને કયું રદ કરવું, એનો નિશ્ચય ન થયે એ બન્ને શ્રીહરિરાયજી મહાપ્રભુજીને નામે ચાલતાં આવ્યાં છે; તેમ જ નવાંગુ૦ વાળુ સ્તોત્ર શ્રીમદ્‌વલ્લભાચાર્યજી અને શ્રીહરિરાયજીની કૃતિ તરીકે સંગ્રહી એકની એક જ કૃતિ બન્નેની કેમ સંભવી શકે તેનો વિવેક પણ કરાયો નથી. મતલબ કે શ્રીહરિરાયજીનું રચેલું ગોપીજનવલ્લભાષ્ટક નામનું એક પણ સ્તોત્ર નથી. અથવા તો શ્રીવલ્લભાચાર્યનું રચેલુ એકે નથી, એમ માનવું જોઇયે. પણ નવાંગુ૦ વાળુ એક જ સ્તોત્ર હરિરાયજીરચિત હોવું જોઇએ. એવો મારો મત છે.

આજે કેશવરામના પ્રસ્તુત કાવ્યની પ્રસિદ્ધિ થતાં આ બાબતનો સ્ફોટ થાય છે કે પ્રસ્તુત સરોજનેત્રાય૦વાળુ સ્તોત્ર, જો કેશવરામનું રચેલું ન હોય તો પ્રાચીન છે, અને તેથી જ શ્રીહરિરાયજીની કૃતિઓ ભેગું સંઘરાયુ છે. જો તે કેશવરામની કૃતિ છે, એમ માનીએ તો તો આ સ્તોત્ર એટલું લોકપ્રિય અને પ્રચલિત થઈ ગયેલું કે શ્રીહરિરાયજીના સેવકને તે પોતાના ગુરુની કૃતિઓ ભેગું રાખવાની તેની યોગ્યતા તેને લાગેલી. એટલે દરજ્જે કવિ કેશવરામની કૃતિ ધન્યધન્ય છે કે તેની કૃતિ મોટા મહાનુભાવી પવિત્ર પુરૂષની વાણી તરીકે ગણાઈ આ શિવાય આ સામ્યનો અન્ય કોઈ સમર્પક સંતોષકારક ખુલાસો થઈ શકતો નથી.

આ પ્રમાણે કેશવરામના પ્રસ્તુત કાવ્ય અને તેની ભાષાનુ સ્વરૂપ છે. કેશવરામની મૂળ ભાષા કેવી હશે, તે જાણવાનુ ચોક્કસ સાધન આપણી પાસે નથી; કારણ કે જો તેણે અન્ય કાવ્ય કૃતિઓ અને કીર્તનો રચ્યાં હોવાં જોઇએ, પણ તે ઉપલબ્ધ નથી. પરંતુ પ્રસ્તુત

વ્યની મૂળ પ્રતિ સં. ૧૭૮૭માં કચ્છ દેશમાં લખાયલી હોઇ-ને તે સમયે ખબરદાર લેખકો કેવી ભાષા બોલતા તેનું સ્વરૂપ તો આમાંથી પરખાય તેમ છે; અને આ ભાષામાં અને સં. ૧૫૨૯ની ભાષામાં ફેરફારો નહીં થયા હોવા જોઇએ, એમ મારૂં માનવું છે; કારણ સારા લહિયાઓ મૂળની ભાષા કાયમ રાખતા; માત્ર કોઈ અભણ લહિયો હોય તો તે ભાષામાં ફેરફાર નકલ કરતાં કરી નાંખતો. પ્રસ્તુત પ્રતિ લખનાર કચ્છનો ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ છે, કવિ છે, કચ્છના પ્રાચીન પ્રસિદ્ધ કવિ જયરામનો સંસ્કારી પુત્ર છે. કવિ કેશવરામનું કાવ્ય–ભાગવત દશમસ્કંધ એ ગુજરાતી ભાષામાં એક સુંદર ફળ છે, અને આદિ, મધ્ય અને છેવટમાં શ્રીકૃષ્ણકથાવાળું છે, તેથી પુણ્યપ્રદ અને મોક્ષદાયી છે.

શ્રીફાર્બસ ગુજરાતી સભાએ પોતાના નિયમ પ્રમાણે આ અમોલું રત્ન, પ્રાચીન ગુજરાતી કાવ્યોના અભ્યાસી અને સંશોધક સ્નેહી ભાઈ અંબાલાલ જાની પાસે શોધાવી, ગુજરાતી જનતા આગળ રજુ કર્યું છે, તેથી તે પણ ધન્યવાદને પાત્ર છે. આ કાવ્ય ગુજરાતી વિદ્વાનોમાં અને સામાન્ય જનસમાજમાં સારી રીતે ફેલાય, એવી ઇચ્છા દર્શાવી અત્રે વિરમું છું.

---

## ( ખંડ ૩ જો )

## શ્રીમદ્‌ભાગવતમાં દશમ સ્કંધનું મહત્વ

વૈષ્ણવ ભક્તોએ શ્રીમદ્‌ભાગવતના ગ્રંથને સજીવારોપણથી રૂપક આપી, ભગવાનતુલ્ય માન્યો છે. ભાગવતના બીજા સ્કંધના ૧૦મા અધ્યાયમાં ભગવાનની દશ લીલાઓમાંથી કઈ કઈ લીલા દરેક સ્કંધમાં વર્ણવાયલી છે તે દર્શાવ્યું છે. દશમસ્કંધમાં નિરોધ-લીલાનું નિરૂપણ વ્યાસજીએ કરેલું છે, અને ભક્તોએ દશમસ્કંધ એ ભગવદ્‌મૂર્તિનું–હૃદયસ્થાન છે એવું કલ્પેલું છે. નિરોધ શબ્દના બે અર્થો કરાયલા છેઃ એક તો નિરોધ એટલે ભૂભારહરણ. શ્રીકૃષ્ણે ભૂમિ ઉપર ભારરૂપ થયેલા કંસ, શિશુપાળ, જરાસંધ, દંતવક્ત્ર જેવા નાસ્તિકોને

અને પૂતના, કેશી, વગેરે દૈત્ય અને રાક્ષસોનો નાશ કરી, ભાર હલકો કર્યો તે. બીજો અર્થ પ્રપંચની વિસ્મૃતિપૂર્વક ભક્તના હૃદયમાં ષડ્‌ગુણ યુક્ત ભગવાન્ વિષે ભક્તિભાવ પ્રકટાવી, તેની ચંચળ ચિત્તવૃત્તિઓને ભગવાનમાં રોકી રાખવી, એ થાય છે. આ બીજો અર્થ યોગશાસ્ત્રને અનુસારી છે

આ બીજા અર્થ પ્રમાણે ષડ્‌ગુણયુક્ત ભગવાન્ અને ભક્તો વચ્ચેનો સબંધ પ્રતીત છે; એટલે તેનો વિચાર કરવો ઇષ્ટ છે. ભગવાનની વ્યાખ્યા શાસ્ત્ર પ્રમાણે આમ છે

ऐश्वर्यस्य समग्रस्य, वीर्यस्य यशस॰ श्रियः।
ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरणा॥

સમગ્ર ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, અને વૈરાગ્ય,–એ છ ગુણ અથવા ભગ જેનામાં સપૂર્ણ રીતે રહેલા છે તે ભગવાન્ કહેવાય છે. એટલે આ છ ધર્મ, અને તેને ધારણ કરનાર ધર્મી મળીને સાત થાય છે શ્લોકમાંના 'સમગ્ર' એ વિશેષણની અનુવૃત્તિ દરેક ગુણ સાથે સમજવી; એનો અર્થ "અશેષ" લેવો.

ભક્તિમાર્ગમા આવા ભગવાનને પ્રાપ્ત કરનારા ભક્તો ત્રણ પ્રકારના હોય છેઃ–તામસ, રાજસ, અને સાત્વિક. તેમ જે દ્વારા ભક્તિ પ્રાપ્ત થાય છે તેના પ્રકાર—સોપાન ચાર છે. પ્રમાણ, પ્રમેય, સાધન અને ફળ. તામસ ભક્તો ષડ્‌ગુણયુક્ત ભગવાનને, તેને વિષે ચાર રીતિએ ચિત્તનિરોધ કરી પ્રસન્ન કરી શકે, તેમ જ રાજસ ભક્તો પણ એ જ રીતિએ પ્રસન્ન કરી શકે, પરતુ જે સાત્વિક ભક્તો છે તેમને પ્રમાણની જરૂર નથી તેથી તેઓ ત્રણ રીતિ–પ્રમેય, સાધન અને ફળ–થી ભગવાને પ્રસન્ન કરી શકે છે.

ભાગવતના દશમ સ્કધના અધ્યાયો (ક્ષેપક ૩ અધ્યાયો સહિત) ૯૦ છે વ્યાસજીએ તેના બે ભાગ પાડયા છે. પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ પૂર્વાર્ધમાં ૪૯ અધ્યાય અને ઉત્તરાર્ધમાં ૪૧ અધ્યાય એવી વ્યવસ્થા કરી છે, વળી એનાં પ્રકરણો પાંચ પાડવામાં આવેલાં હોવાનું સમ-
૨

જાય છે, જોકે એવી સ્પષ્ટ વહેંચણી મૂળથી હશે કે કેમ તે કહી શકાય એમ નથી. પરંતુ એ પ્રશ્ન ઉઠે છે કે આ પ્રમાણે વિભાગ શા માટે કરાયા હશે? જો કે આ પ્રશ્ન ગૂઢ છે, પરંતુ વૈષ્ણવાચાર્ય શ્રીમદ્વલ્લભાચાર્યે તેનું બહુ સુંદર રીતે સમાધાન શ્રીસુબોધિની ટીકામાં કરેલું છે તેઓશ્રીએ ૯૦ અધ્યાયો કેવી રીતે ભક્ત અને ભગવાન્ વચ્ચે વહેંચવા તે યુક્તિયુક્ત સમજાવેલું છે. તેઓશ્રીનું સમાધાન નીચે પ્રમાણે છે. એની વ્યવસ્થા યાદ રાખવા માટે તેઓશ્રીએ તેની ચાવીરૂપ નીચેનો શ્લોક રચેલો છે:

चतुर्भिश्च चतुर्भिश्च, चतुर्भिश्च त्रिभिस्तथा ।
षड्भिर्विराजते योऽसौ पचधा हृदये मम ॥

ચાર વડે, ચાર વડે, ચાર વડે, ત્રણ વડે, ૭ વડે,–એ પ્રમાણે પાંચ રીતે જે પ્રભુ દશમ સ્કંધમાં બિરાજે છે, તેઓ મારા હૃદયમાં નિત્ય બિરાજો. એનું સમીકરણ ગણિત પ્રમાણે આ રીતે મૂકવાનું છે:

તામસ પ્રકરણ

જન્મ | ક્ષેપક | રાજસ સાત્વિક ગુણ.
૪ + [ ( ૭×૧ )+૩+( ૭×૩ ) ] + ( ૭×૪ ) + ( ૭×૩ ) + ૬=
૪ + ૭ + ૩ + ૨૧ + ૨૮ + ૨૧ + ૬=૯૦ અધ્યાય.

આ સમીકરણ છોડવાનો આપણે હવે પ્રયત્ન કરીશું.

આખા ભાગવતના સ્કંધો અને અધ્યાયો કેટલા છે તે જાણીતી વાત છે; કેટલાક ૩૩૨ અધ્યાય ગણે છે અને કેટલાક ૩૩૫ અધ્યાય ગણે છે. પરંતુ તેનાં પ્રકરણો કેટલાં અને કીયાં છે તે કોઇ જાણતું ન હોતું, તે શ્રીવલ્લભાચાર્યે શોધી કાઢી સમજાવેલું છે. તેઓશ્રીએ આ વિષય ભાગવતાર્થનિબંધમાં સારી રીતે વર્ણવેલો છે. તે પ્રમાણે દશમ સ્કંધનાં પાંચ પ્રકરણો છે: (૧) ૧ લું ૪ અધ્યાયનું જન્મ પ્રકરણ; (૨) બીજું ૨૮ અધ્યાયનું તામસ પ્રકરણ; (૩) ત્રીજું ૨૮ અધ્યાયનું રાજસ પ્રકરણ, (૪) ચોથું ૨૧ અધ્યાયનું સાત્વિક પ્રકરણ,

અને (૫) પાંચમું ૬ અધ્યાયનું ગુણ પ્રકરણ. 'આ પાંચ રીતે પ્રભુ! મારા હૃદયમાં બિરાજો, એટલે કે દશમ સ્કંધની ભગવાન્ અને ભક્તની સમગ્ર લીલા મારા ધ્યાનમાં રહો,' એવી દરેક વૈષ્ણવની પ્રાર્થના હોય છે, અને હોવી જોઇએ.

૧ જન્મપ્રકરણ—શ્લોકના પ્રથમ "ચાર વડે" (चतुर्भिः) એ પદથી દશમ સ્કંધના પ્રથમના ચાર અધ્યાયો, જે જન્મપ્રકરણ નામે ઓળખાય છે તે સમજવા.

૨ તામસ પ્રકરણ—ગોપગોપી વગેરે જેઓ અજ્ઞાન છે, પામર છે, જેઓ ગૂઢ રહસ્યવાળા વેદાદિથી ભગવાનને સમજી શકે તેવી ભૂમિકાનાં નથી, તેથી તેઓના ચિત્તનું આકર્ષણ કરવા માટે ભગવાને વિવિધ લીલાઓ કરી દેખાડી છે. આવા ભક્તો તામસ એટલે મંદાધિકારી—મંદ બુદ્ધિવાળા સમજવા. આ તામસ ભક્તો પ્રમાણ, પ્રમેય, સાધન અને ફળ,—એ ચાર પ્રકારથી ભગવાનને પ્રાપ્ત કરી શકે. આ ચારેના ૭ ધર્મ અને તેને ધારણ કરનાર ધર્મી ભગવાન, એ સાતમા,—એમ સાત ભાગ પડે છે. એ ૭ સ્વરૂપવાળા ભગવાન તામસ પ્રમાણ, તામસ પ્રમેય, તામસ સાધન અને તામસ ફળ એમ ચાર રીતિથી તામસ ભક્તોને પ્રાપ્ત થાય છે. તેથી તે દરેક અંગ સમજાવવા માટે વ્યાસજીએ એક એક અધ્યાય રોકયો છે. તેથી સાતચોક અઠ્ઠાવીશ અધ્યાયનું તામસ નામનું એક પ્રકરણ થાય છે. એ ચાવી ઉપલા શ્લોકના બીજા 'ચાર વડે' (चतुर्भिः) એ પદથી સૂચિત છે. એ અધ્યાય તે ૫ થી ૩૫ (આમાં ૧૨, ૨૩, ૧૪ ક્ષેપક છે, એટલે કુલ સંખ્યા ૩૨ ને બદલે ૩૫ થાય છે)

૩ રાજસ પ્રકરણ—ઉપર સૂચવેલી રીતિએ જ બીજા ૨૮ અધ્યાયનું રાજસ પ્રકરણ બને છે. તેઓને પણ તામસ ભક્તોની પેઠે ભક્તિના ચારે પ્રકારોની અપેક્ષા છે. કારણ રાજસ ભક્તો મધ્યમ બુદ્ધિના ભક્તો છે. એટલે ઉપર સૂચવેલી શ્રેણી અનુસાર ૨૮ અંગો માટે ૨૮ અધ્યાય વ્યાસજીએ રોકયા છે. એ ચાવી શ્લોકના ત્રીજા "ચાર વડે" (चतुर्भिः) એ પદથી સૂચિત છે. એ અધ્યાય તે ૩૬ થી ૬૩.

(૪) સાત્વિક પ્રકરણ–સાત્વિક ભક્તોને ભગવાનની સિદ્ધિ માટે પ્રમાણની જરૂર રહેતી નથી. તેઓ ઉચ્ચ કોટિએ પહોંચ્યા હોય છે. તેઓને ઈશ્વરનું સંવેદન સહજ થયલું હોય છે. તેથી તેઓને ઈશ્વરસિદ્ધિ માટે પ્રમાણની જરૂર પડતી નથી. એટલે ત્રણ પ્રકારથી તેઓ ભગવાનને પ્રાપ્ત કરે છે. એટલે તેના અધ્યાયો સાતતરી(ત્રી) ૨૧ થાય છે. શ્લોકના "ત્રણ વડે" (त्रिभिः) પદથી સૂચિત થાય છે. એ અધ્યાય તે ૬૪ થી ૮૪.

૫ ગુણ પ્રકરણ–છેવટે ૬ ધર્મોવાળું કેવળ ગુણપ્રકરણ છે, એ षड्भिः પદથી સૂચિત છે. તેના અધ્યાયો છેલ્લા ૬ રહે છે. તે ભગવાનના ઐશ્વર્યાદિ ૭ ગુણનું પ્રતિપાદન કરે છે. ધર્મી ભગવાનનું સ્વરૂપ એકાદશ સ્કંધમાં વર્ણવાયલું છે. એ અધ્યાયને ૮૫ થી ૯૦.

આ પ્રમાણે દશમ સ્કંધ પાંચ પ્રકરણ અને ૮૭ અધ્યાયમાં વહેંચાય છે. તેમાં ૩ અધ્યાયો વધે છે. તે દશમ સ્કંધના, બ્રહ્માએ કરેલા વત્સહરણના ૩ અધ્યાયો ગણેલા છે; જો કે આ લીલા ખોટી નથી, પરંતુ બીજા કોઈ કલ્પની અત્રે સંગ્રહાયલી છે, તેથી એ અધ્યાયો (૧૨–૧૩–૧૪) ક્ષેપક મનાયા છે.

હવે એની વિગત આ પ્રમાણે સમજવી:

દશમસ્કંધ–પૂર્વાર્ધ અધ્યાય ૧ થી ૪૯, પ્રકરણ ૨ા

૧ જન્મપ્રકરણ चतुर्मिश्र પહેલા ચાર અધ્યાયો (૧ થી ૪)

૨ તામસ પ્રકરણ. સાત સાત અધ્યાયોનો ઝૂમખો

| | | | |
|---|---|---|---|
| મંદ અધિકારી | ૧ પ્રમાણ | અ. | ૫–૧૧=૭ |
| ગોપાદિ-ગોકુલ | ક્ષેપક | અ. | ૧૨–૧૪=૩ |
| લીલા–चतुर्मिश्र | ૨ પ્રમેય | અ. | ૧૫–૨૧=૭ |
| ૭×૪=૨૮+૩ | ૩ સાધન | અ. | ૨૨–૨૮=૭ |
| | ૪ ફળ | અ. | ૨૯–૩૫=૭ |

| | |
|---|---|
| મથુરા લીલા | 1 પ્રમાણ અ. ૩૬-૪૨=૭ |
| ૩ રાજસ પ્રકરણ<br>મધ્યમ અધિકારી<br>દ્વારિકાલીલા,<br>ચતુર્મિશ્ર<br>૭×૪=૨૮ | ૨ પ્રમેય અ. ૪૩-૪૯=૭<br>(પૂર્વાર્ધ સમાપ્ત).<br>ઉત્તરાર્ધ-આરંભ અ. ૫૦-૯૦=૪૧, પ્રકરણ ૨॥<br>૩ સાધન અ. ૫૦-૫૬=૭<br>૪ ફળ અ. ૫૭-૬૩=૭ |
| ૪ સાત્વિક પ્રકરણ<br>ઉત્તમ અધિકારી<br>દ્વારિકાલીલા<br>त्रिभित्तया<br>૭×૩=૨૧ | ૧ પ્રમેય-અ. ૬૪-૭૦=૭<br>૨ સાધન અ. ૭૧-૭૭=૭<br>૩ ફળ અ. ૭૮-૮૪=૭ |
| ૫ ગુણપ્રકરણ | અ. ૮૫-૯૦=૬ |

पचधा षड्भिः ६

આ બધાનો સરવાળો ૯૦ થશે.

આમાં તામસ, રાજસ, સાત્વિક પ્રકરણનાં પેટા પ્રકરણો દરેક સાત સાત અધ્યાયનાં છે અને તે સાભિપ્રાય છે. ભગવાનના એક એક ધર્મનું નિરૂપણ એક એક અધ્યાયમાં અને સાતમા ધર્મી ભગવાન, એ કેવી રીતે સર્વમાં વ્યાપી છે તે, શ્રીવલ્લભાચાર્યે નિબંધ અને સુબોધિનીમાં સૂક્ષ્મતાથી સમજાવેલું છે. એ રીતે આખો દશમ સ્કંધ ભગવત્સ્વરૂપ મનાયો છે અને તે વૈષ્ણવોના પ્રાણરૂપ છે.

એટલા માટે જ હિંદની દરેક ભાષામાં આટલા બધા ભક્તોએ દશમ સ્કંધની લીલા બહલાવી બહલાવીને ગાઈ છે, એટલું તેનું માહાત્મ્ય છે. હિંદી-વ્રજભાષામાં તેથી તો એને પ્રેમસાગર, સુખસાગર, વગેરે નામે સંબોધી કાવ્યો રચાયાં છે.

આપણા કવિ કેશવરામનું કાવ્ય પણ ગુજરાતી પ્રેમસાગર જ છે. ખરેખર આ વિષય જ પ્રેમનો મહાસાગર છે, અને તેથી જ

આત્મારામ મુનિઓ કોઈ જાતની વાસના વગર ભગવાનની અ-હૈતુકી ભક્તિ કરે છે; એવા ભગવાનના ગુણો જ આકર્ષનારા છે. ગુજરાતી કવિઓ નરસિંહ મહેતો, કેશવરામ, ભીમ, ભાલણ, પૂજાસુત પરમાણંદ, લખમીદાસ ખોખા, પ્રેમાનંદ, દયારામ, માધવદાસ, ગિરધર વગેરે આ જ કથાનું કીર્તન કરવામાં તલ્લીન થયા છે. એ જ કારણે, હજી આજે પણ શ્રીકૃષ્ણની લીલા ગવાય છે, અને એ જ કારણસર રાજસ, સાત્વિક કરતાંયે મંદ અધિકારીઓ જેવાં કે ગોપગોપી વગેરેની લીલા જનતાને વધારે પ્રિય થઈ પડી છે.

અર્વાચીન કવિઓમાં કવિ નથુરામે શ્રીકૃષ્ણની બાળલીલા રચીને અને સુધારક કવિ નર્મદે પોતાના જીવનના અંતકાળે બાલકૃષ્ણ-વિજય નાટક રચીને પોતાનું જીવન સાર્થક કરી, પરલોક સુધાર્યો છે, એ પણ સુવિદિત જ છે.

શ્રીમદ્ભાગવત ભગવાનનું સ્વરૂપ શા માટે છે તે હકીકત અહીં માત્ર ટૂંકમાં લખી છે. તેના યથાવિસ્તાર માટે જીજ્ઞાસુ વાચકને શ્રી વલ્લભાચાર્યના ગ્રંથો જોવા વિનતિ છે. એ ગૂઢ રહસ્ય જે ભાગ-વતના આગલા ટીકાકારો, શ્રીધરસ્વામી, પં. બોપદેવ વગેરેએ નથી સ્પષ્ટ કર્યું તે શ્રી વલ્લભાચાર્યજીએ, તેઓશ્રીને કૃષ્ણકૃપાએ પ્રત્યક્ષ સમજાતાં સ્પષ્ટ કર્યું છે. અલબત્ત પં. બોપદેવે ભાગવતનાં પ્રકરણો ગણાવ્યાં છે, અને ગુજરાતી કવિ ભીમે પણ તદનુસાર પ્રકરણોની સંખ્યા માત્ર જણાવી છે, પણ જેવી વ્યવસ્થા અને અધ્યાયોનાં સંગતિસમન્વય શ્રીવલ્લભાચાર્યે લગાવ્યાં છે તેવું કોઇએ સમજાવ્યું નથી,અને તેથી તેમની ટીકા અપૂર્વ અને દિવ્ય દર્શનવાળી મનાય છે.

આટલા ઉપરથી શ્રીમદ્ભાગવતનો દશમ સ્કંધ એટલે અક્ષરરૂપ વાણી, પરબ્રહ્મરૂપ શ્રીકૃષ્ણનું સ્વરૂપ શી રીતે છે તે સમજાશે. વિશેષ જ્ઞાન માટે જિજ્ઞાસુએ કાં તો સુબોધિની ટીકા અને ભાગવતાર્થ નિબંધ વાંચવાં અથવા તો કોઈ સારા જ્ઞાતા પાસે બેસી એ રહસ્ય સમજી લેવું.

## ( ખંડ ૪ થો )

## શ્રીકૃષ્ણની વિવિધ લીલાઓનું સરહસ્ય સ્ફોટન

ત્રીજા ખંડમાં આપણે ભાગવતના દશમ સ્કંધનું ભગવત્સ્વરૂપ જોયું. હવે તેની ભૂભારહરણલીલા કેવી છે તે જોઇશું. પરબ્રહ્મ શ્રી કૃષ્ણનો અવતાર આટલા માટે હોય છેઃ

परब्रह्मावतरणः केशवः क्लेशनाशनः ।
भूमिभारावतरणो भक्तार्थाऽखिलमानसः ॥
( શ્રીવલ્લભાચાર્યકૃત પુરૂષોત્તમ સહસ્રનામ.)

પરબ્રહ્મના અવતાર, કેશવ છે, તેઓ ક્લેશનાશક, ભૂમિનો ભાર હરનાર, ભક્તોના સંપૂર્ણ મનોરથ પૂરનાર છે; એવા શ્રીકૃષ્ણ છે.

વેદાદિમાં, તેમ જ ઉપનિષદોમાં પરબ્રહ્મનું નિર્ગુણ તેમ જ સગુણ સ્વરૂપ વર્ણવાયલું છે. એ પરમાત્માને સ્પષ્ટ કે અસ્પષ્ટ જગતનો કોઈ પણ પદાર્થ, જે કોઈ મનુષ્યનું ઘાતક ગણી શકાય, મનુષ્યશક્તિથી મોટું કહી શકાય, તે બાધ કરી શકતું નથી. તેમ પરમાત્મા મનુષ્યોની બાંધેલી કોઈ પણ નીતિ કે અનીતિની દોરીથી બાંધી શકાતો નથી. પરમાત્મા પ્રકૃતિથી પર છે; નિયતિકૃત કોઈપણ નિયમથી રહિત છે. તે સ્વતઃ આપ્તકામ છે, છતાં લીલાર્થે સર્વ વસ્તુનો રસ ખેંચી તેનો ઉપભોગ કરી શકે છે. તે સ્વતઃ રસ છે, રસરૂપ છે. કૃષ્ણ શબ્દનો અર્થ પણ એ જ છે. આ વગેરે, પરમાત્માનાં સ્વરૂપસ્થ અને તટસ્થ લક્ષણો અનેક રીતે વર્ણવવામાં આવ્યાં છે. પણ નિર્ગુણ પરબ્રહ્મ કેવળ જાણવાથી તે શું છે તે બરાબર સમજી શકાતુ નથી. તેટલા માટે અમૂર્ત અવ્યક્તને મૂર્ત વ્યક્ત,—એ સ્વરૂપથી તેનો સાક્ષાત્કાર મુમુક્ષુઓને કરાવવામાં આવેલો છે. ભાગવત વગેરે પુરાણોમાં તેનું તે જ રહસ્ય સમજાવાયલું છે. આવો પ્રતિષ્ઠિત મત સારા સારા પંડિતો, વિદ્વાનો અને ભક્તોનો છે.

હવે આપણે પરમેશ્વરની શક્તિનો વિચાર કરી તેનું શી રીતે નિરૂપણ ભાગવતમાં કરાયલું છે તે જોઇશું.

પરમેશ્વર પંચતત્ત્વો અને પ્રકૃતિથી (માયાથી) પર છે, એ સિદ્ધાન્ત છે. ગીતામાં ભગવાને જણાવેલું છે કે કોઈ નો પણ આત્મા અગ્નિથી બળતો નથી, પાણીથી ભીંજાતો નથી, વાયુથી સૂકાતો નથી, શસ્ત્રથી કપાતો નથી, કે હણાતો નથી, પૃથ્વીથી અફળાતો નથી; તે આત્માને આ પચભૂતો કંઈ કરી શકતા નથી, તો પછી તે પરમાત્મા–પરમેશ્વર–ને શી રીતે હાનિ કરી શકે? નથી જ કરી શકતા. આ રહસ્ય શ્રીવ્યાસજીએ ભાગવતના દશમસ્કંધમાં નીચે પ્રમાણે સમજાવેલું છે.

શ્રીકૃષ્ણે પૃથ્વીતત્ત્વ ઉપર પોતાનું શક્તિવર્ચસ્વ છે, એ મૃત્તિકાભક્ષણક્રીડા અને ગોવર્ધનધારણક્રીડાથી બતાવ્યું છે. તેમ જ પાતાળમાંથી દેવકીના છ મૃતપુત્રોને આણી ભૂતત્ત્વ ઉપરનો પોતાનો અંકુશ તેમણે સિદ્ધ કર્યો છે. પરમેશ્વરની સત્તા જલ–પાણી તત્ત્વ ઉપર પણ ચાલે છે, એ યમુનાના જળમાં પ્રવેશી પ્રચંડ કાલી નાગનું દમન કરી, નંદજીને પાણીમાંથી બચાવી, વર્ષાના દેવતા ઇન્દ્રે પ્રેરેલા મૂશળધાર વરસાદને અટકાવી, સમુદ્રમાંથી શંખચૂડને મારી, પાંચજન્ય શખ અને ગુરુપુત્રોને લઈ આવી–એ વગેરે લીલાઓથી દર્શાવ્યું છે અગ્નિ તત્ત્વ ઉપરની પોતાની સત્તા ખાંડવવન દાહ અને દાવાનળનાં બબ્બે વારનાં પાનથી સિદ્ધ કરી છે. વાયુ તત્ત્વ ઉપર પોતાનો અધિકાર તૃણાવર્તવધ, અને દ્વારકા ઉપર હવાઇ હલ્લો લાવનાર રાક્ષસનો વધ કરીને સિદ્ધ કર્યો છે. આકાશ તત્ત્વ ઉપર પોતાનું વિભુત્વ વ્યોમાસુર વધથી દર્શાવ્યું. તેમ પ્રકૃતિ–માયાથી પોતાનું ઉપરીપણું માયાને યશોદાની પુત્રીનું રૂપ ધારણ કરાવી, કંસને હાથે મરાવી, તે દ્વારા દર્શાવ્યું છે. યશોદાને હાથે દામ–દોરડા–થી એક વાર નહીં બંધાયા અને પછી ભક્તખાતર બંધાયા–ત્તે દામ અથવા ઉલૂખલલીલાથી દર્શાવ્યું છે.

વેદમાં અગ્નિ, ઇન્દ્ર, બ્રહ્મા, યમ, રુદ્ર, વરુણ, યક્ષ, વાયુ વગેરે દેવોને મોટા ગણ્યા છે, અને તેમના તત્ત્વની સ્તુતિઓ કરાયલી છે. કેનોપનિષદમાં પરમાત્મા તે સર્વથીય વધારે સામર્થ્યવાન્ છે, એમ સમજાવેલું છે. ભાગવતમાં તેનો જ વિસ્તાર છે. ભાગવતમાં દાવાનળ પાનથી

અગ્નિનો મદ, ગોવર્ધન પર્વત ધારણ કરીને ઇન્દ્રનો મદ, વત્સહરણલીલા કરી બ્રહ્માનો મદ, ગુરૂપુત્રોના મરેલા અને બ્રાહ્મણના મરેલા અને માતા દેવકીના મરેલા પુત્રો આણી આપી યમરાજાનો મદ, પાણીમાંથી કાળી નાગને કાઢી અને વરૂણના પાશમાંથી નંદને છોડાવી વરૂણનો મદ, અને ભસ્માસુરથી શિવને બચાવી તેમનો મદ–શ્રીકૃષ્ણે ઉતાર્યો છે. યમલાર્જુન મોક્ષથી યક્ષનો મદ, તૃણાવર્ત વધથી વાયુનો મદ શ્રીકૃષ્ણે ઉતાર્યો છે. તે જ પ્રમાણે ઇન્દ્રનું પૂજન અટકાવી તેના ઉપર પોતાની સત્તા છે, એ દર્શાવ્યું છે. એટલે પોતે આ પ્રમાણે સર્વ દેવોથી પણ મોટા છે; શ્રીકૃષ્ણ પરબ્રહ્મ સાક્ષાત્ છે, એ સિદ્ધ કર્યું છે.

જો ભગવાનની સત્તા દેવો ઉપર ચાલે તો યક્ષ, ગંધર્વ, દાનવો–રાક્ષસો, પન્નગાદિ ઉપર પણ કેમ ન ચાલે ? ચાલે જ, તે દર્શાવવા શ્રીકૃષ્ણે યમલાર્જુનનો ભંગ કરી, નળકુબેર યક્ષોનો ઉદ્ધાર કર્યો; પૂતના, શકટાસુર, કેશી અઘાસુર, બકાસુર વગેરે કંસપ્રેરિત પ્રાણીઓને મારી રાક્ષસાદિ ઉપરનું પોતાનું પ્રભુત્વ સિદ્ધ કર્યું.

તે પ્રમાણે પશુ, પંખી, કીટ વગેરે પ્રાણીઓ મનુષ્યના દાસ છે, તેમ શત્રુ પણ છે. તે ઉપર પોતાનું પ્રભુત્વ વત્સાસુરનો વધ અને સાત સાંઢોને એકી સાથે નાથી બળદો ઉપર, ધેનુકાસુરનો વધ કરાવી ગધેડા ઉપર, કેશી દૈત્યને મારી ઘોડા ઉપર, કુવલયાપીડને મારીને હાથી ઉપર, અઘાસુરને મારીને અજગર ઉપર, કાલીનું દમન કરી નાગ ઉપર, નંદને બચાવી સર્પ ઉપર, બકાસુરને મારી પક્ષીઓ ઉપર–પોતાનું ઐશ્વર્ય–વીર્ય વગેરે દર્શાવ્યાં છે.

કોઈ પણ પ્રકારના હાલાહલ વિષથી પણ પરમેશ્વર મુક્ત છે. તે પૂતનાવધ, અને કાલીનાગદમનથી દર્શાવ્યું છે. પર્વત, વૃક્ષ, રજ્જુ ઉપર ભગવાનની સત્તા છે તે ગિરિરાજધારણ, યમલાર્જુન વૃક્ષોનું રમત માત્રમાં ભંજન, અને દોરડાથી ન બંધાવાનું પ્રભુત્વ પણ તે તે લીલાથી દર્શાવ્યું છે.

આમ ભગવાન સર્વ પ્રકારનાં આધિદૈવિક તેમ આધિભૌતિક બંધનોથી પર હોવા છતાં ભક્તના નિબંધનથી મુક્ત નથી. પોતે

ભક્તાધીન છે, ભક્તની ખાતર બંધનથી બંધાય છે. આ રહસ્યનો સ્ફોટ કરતાં નરસિંહ મહેતો કહે છે કે પ્રભુને 'પ્રેમના તંતમાં સંત ઝાલે છે." તે માતા યશોદાની ભક્તિથી આખરે વશ થઈને તેના દામથી બંધાય છે, અને દામોદર નામ ધારણ કરે છે; એ રહસ્ય શ્રીકૃષ્ણે ઉલુખલલીલાથી દર્શાવ્યું છે.

હવે રહી માનવ જાતિની વાત. માનવ જાતિમાં સ્ત્રી અને પુરૂષ; સંબંધી અને શત્રુ; સ્ત્રીઓમાં સ્વકીયા અને પરકીયા; પુરૂષોમાં રાજા અને બલિષ્ઠ, વળી તેમાં પણ ચાર વર્ણના માણસો;–આ સર્વ ઉપર શ્રીકૃષ્ણ છે, તે પણ અનેક લીલાથી બતાવ્યું છે.

સ્ત્રીઓમાં ગોપી, ઋષિપત્નીઓ; પુરૂષોમાં ગોપો, યાજ્ઞિક બ્રાહ્મણો; સંબધી જનોમાં માતા દેવકી અને જશોદા, જનક પિતા વસુદેવ અને પાલક પિતા નંદ;–એ સર્વેએ શ્રીકૃષ્ણ ઉપર પ્રેમભાવ રાખ્યો છે. પુરૂષોમાં શત્રુ તરીકે રાજા કંસ વગેરે અને બલીષ્ઠ તરીકે ચાર મલ્લોનો સંહાર કર્યો છે. શત્રુ શિશુપાળ અને સખા અર્જુન– તેમની સાથેના વર્તનથી પોતાનું અલિપ્તપણું દર્શાવ્યું છે. આ પ્રમાણે બીજા દૃષ્ટાંતોમાં સમજી લેવું.

સ્ત્રી જાતિનો વિચાર કરતાં જણાશે કે તેમાં પણ ભેદ છે. કુમારિકા અને પરણેલી; સ્વકીયા, પરકીયા, અને સામાન્યા; રસ-શાસ્ત્રાદિપ્રસિદ્ધ અષ્ટ નાયિકા; એ પ્રમાણે ભેદઉપભેદ થાય છે. તે સર્વનો રસ યથાયોગ્ય ભગવાને લીધો છે, છતાં પોતે કોઈમાં અનુરક્ત થયા નથી, એ ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

કુમારી ગોપિકાઓએ કાત્યાયની વ્રત કરી ભગવાનને પ્રસન્ન કર્યા; અષ્ટ પટરાણીઓને પૌરુષાદિથી પ્રાપ્ત કરી. ઉપરાંત પરણેલી સ્ત્રીઓમાં તો ૧૬,૧૦૮ ની મોટી સંખ્યા છે. પરંતુ તે સર્વનોય સંસાર સુખરૂપ ચલાવ્યો છે. નારદે જાતે તેની ખાત્રી કરેલી છે. સ્વકીયા તે પરણેલી સ્ત્રીઓ, તેમાં રૂકમણી, સત્યભામા વગેરે સમાય છે. પરકીયા તે રાધા આદિ ગોપીઓ છે. અષ્ટ નાયિકા તે રાધા અને તેની સખીઓ છે. સામાન્યા તે કુબજા છે. કૃષ્ણે પરકીયા રસનો

ઉપભોગ વિરક્તતાથી, નિઃસંગતાથી કેવળ બાળકાળમાં, પૌગંડ અવસ્થા પર્યંત લીધો છે. જેને આપણે સંસારીઓ નીતિ–અનીતિનાં ધોરણો સમાજવ્યવસ્થા જાળવવાને માનીએ છીએ તેવાં ધોરણોથી ઈશ્વર પર છે, એ દર્શાવવાને આ લીલાઓ કરાયલી છે. એ જ પ્રમાણે ઘણા વિરૂદ્ધ ધર્મોના આશ્રયરૂપ ભગવાન્ છે, એમ સિદ્ધ કરનારા, અનેક દાખલા દશમ સ્કંધમાંથી મળી આવે છે.

ચાર વર્ણના માણસો તે બ્રાહ્મણ ક્ષત્રીય, વૈસ્ય, અને શુદ્ર. બ્રાહ્મણોમાં યજ્ઞના ઋષિઓથી પોતાનું શ્રેષ્ઠત્વ દર્શાવ્યું છે. શ્રીકૃષ્ણે ક્ષત્રિયોમાં રાજસૂય યજ્ઞમાં અગ્ર પૂજાનું માન મેળવી શ્રેષ્ઠત્વ દર્શાવ્યું છે. વૈસ્યમાં નંદાદિને પિતા સ્થાને કરી તેમનો ઉદ્ધાર કર્યો છે, અને શૂદ્રોમાં ગોપોને શરણ લીધા છે, અને ધોબી વગેરે તિરસ્કાર કરનારને માર્યા છે.

દુનિયામાં પરમેશ્વરને જૂદા જૂદા સ્વરૂપે ભજવામાં આવે છે, પણ અમુક પ્રકારે ભજવાથી ભગવાન્ પ્રસન્ન જ થશે એવો કશો નિયમ નથી. ભગવાનની પ્રસન્નતાનો આધાર ભગવાનની ઇચ્છા અને ભક્તનો તીવ્ર સંવેગ–આતુરતા, એના ઉપર હોય છે. કેટલાક નીતિવાળા કહેવડાવતા માણસો પરમેશ્વરને ન્યાયી રાજા તરીકે ભજે છે, અને માણસ માત્રને તેની કેવલ પ્રજા તરીકે માને છે. આનું નામ રાજા-પ્રજાની ભક્તિ કહે છે. કેટલાકો પરમેશ્વરને પોતાના શેઠ તરીકે ભજે છે અને પોતાને તેનો દાસ ગણે છે. આને સેવ્ય સેવકભાવ ગણે છે. કેટલાકો પરમેશ્વરને પિતા સમજી ભજે છે, અને પોતાને અને જગત સર્વને પુત્રરૂપ ગણે છે. એને પિતા–પુત્રની વાત્સલ્ય ભક્તિ કહે છે. કેટલાકો પરમેશ્વરને મિત્ર ગણે છે, આનું નામ સખ્ય ભક્તિ. કેટલાકો નીતિનાં બંધનોમાં ઓછું માનનારાઓ પરમેશ્વરને માશુક (સ્વપ્રિયા) સમજી અને પોતાને આશક સમજી ભજે છે. ભક્તિને તેઓ શરાબ કહે છે, ગુરૂને કલાલ કહે છે. આનું નામ માશુક–આશકની દાંપત્ય ભક્તિ.

કેટલાકો પરમેશ્વરને માતા સમજીને ભજે છે. આ, પરમેશ્વરને

પિતા સમજી ભજનારાઓના એક પ્રકાર જેવો જ પ્રકાર છે. પણ આ ભક્તિસ્વરૂપમાં એકાદ અંશની ખામી હોય છે, તેથી કેટલાકો ત્રણ સ્વરૂપે ભજે છે. પણ હિંદના વૈષ્ણવોની ભક્તિનો પ્રકાર જૂદો છે. તેઓ નવધા રીતે ભજે છે; જેમાં ઉપર દર્શાવેલા ભક્તિના પ્રકારો એક યા બીજી રીતે સમાઈ જાય છે.

છેવટની આત્મનિવેદન અથવા પ્રેમલક્ષણાભક્તિ. એ ભક્તિ સર્વોત્કૃષ્ટ મનાયલી છે. એમાં પરમેશ્વરને પતિ તરીકે માની ભજવામાં આવે છે, અને ભક્ત પોતે પોતાને તેની અષ્ટ નાયકાઓમાંની એકાદ સ્ત્રી કલ્પી લઈને ભજે છે. આ પ્રકારની ભક્તિ દાંપત્યભાવની કહેવાય છે. આવા વૈષ્ણવ ભક્તો એમ સમજે છે કે પ્રભુ તો આપ્તકામ છે, આત્મરતિ, આત્મક્રીડ, આત્મમિથુન છે, તે સ્વરાટ છે, સર્વે લોકોમાં કામચાર છે. એને તો કશાની પરવા પડી નથી. ગમે તે રીતે એને ભજો તો પણ એને પમાય છે. જો ભક્ત મુમુક્ષુનું હૃદય નિર્મળ અને ભાવ શુદ્ધ હોય તો પછી તેને પાપપુણ્ય, નીતિઅનીતિ કશું નડતું નથી, કારણ તે નિર્મળ માર્ગે ચડેલો હોવાથી એ સહુ લાગતા અંતરાયો આપોઆપ ટળી જાય છે.

અર્જુને ભગવાન પ્રતિ સ્તુતિ કરતાં આ પ્રકારની ભક્તિના પ્રકાર જણાવ્યા છેઃ पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियाय ઇત્યાદિ (ગીતા ૧૧-૪૪) પિતા પુત્ર તરફ જેવો ભાવ રાખે છે, મિત્ર મિત્ર તરફ જેવો પ્રેમ રાખે, પતિ પ્રિયા તરફ જેવો પ્રેમ રાખે, તેવો ભક્તો તારી તરફ રાખે છે. ભગવાન પોતે ગીતાના ૧૪ મા અધ્યાયના ૩ જા અને ૪ થા શ્લોકમાં સ્પષ્ટ જણાવે છે કે આ જગતનો કર્તા ધણી હું પોતે છું, અને પ્રકૃતિમાં ગર્ભ મૂકનાર પણ હું છું. એ રીતે સકળ જગત પ્રકૃતિમય છે, સ્ત્રીસ્વરૂપ છે. એટલે પરમેશ્વરને પતિરૂપે ભજવામાં કોઈ પણ જાતનો દોષ નથી। માત્ર ભજતાં આવડવું જોઇએ. વૈષ્ણવો માને છે કેઃ—

स एव वासुदेवोऽसौ साक्षात्पुरुष उच्यते ।
स्त्रीप्रायमितरत्सर्वं जगद् ब्रह्मपुरस्सरम् ॥

ભાવાર્થ–એકલા વાસુદેવ જ સાક્ષાત્ પુરુષ તરીકે કહેવામાં આવ્યા છે; બાકી આખું જગત્ બ્રહ્માથી માંડીને બધાએ સ્ત્રીઓ છે. એટલે પરમેશ્વર પતિ અને ભક્તો તેની સ્ત્રી. તે સ્ત્રીઓ કુમારિકા હોય કે પરણેલી કે વિધવા હોય; સ્વકીયા હોય કે પરકીયા હોય કે સામાન્યા હોય; નાની હોય કે મોટી હોય.

આ રીતે ભક્તિમાર્ગની એક રીતિ સમજવાની છે.

જો ભક્તિનું આ રહસ્ય બરાબર સમજવામાં આવે તો જેઓને ભાગવતની રાસાદિ લીલામાં અનીતિની ગંધ આવે છે તે આવશે નહીં, પણ ખરું રહસ્ય, તેની વાસ્તવિક લોકોત્તરતા સમજવામાં આવશે. રાસલીલામાં ભગવાન અંતર્ધાન થઈ ફરી પ્રકટ થાય છે, ત્યારે ગોપીઓ જે પ્રશ્નો પૂછે છે, અને ભગવાન તેનો જે ઉત્તર આપે છે, તે જો વિચારવામાં આવે તોપણ રાસલીલાના સંબંધમાં જે શંકાઓ ઉભી કરાય છે તેમાંની ઘણીએક શંકા નષ્ટ થાય, એમ છે. બીજા બધા ભક્તિના પ્રકારમાં ભક્ત અને ભગવાન વચ્ચે એક પ્રકારની જૂદાઈ અને મોટાઇનો અંતરાય છે. પરંતુ પતિપત્નીના દાંપત્યભાવમાં કોઇ પણ પ્રકારની જૂદાઈ રહેતી નથી, પણ પ્રેમની જ્યોત નિરંતર એકસરખી સતેજ બળે છે.. સંયોગમાં કે વિપ્રયોગમાં પ્રેમ એકસરખો રહે છે. એટલા માટે વૈષ્ણવોએ આ પ્રકાર પસંદ કર્યો છે. રાસલીલા વગેરેમાં આ જ પ્રકાર સમજવાનો છે.

બીજું ટીકા કરનારાઓ એ ભૂલી જાય છે કે જે અવસ્થામાં ગોકુલના કૃષ્ણને વિવિધ લીલાઓ કરતા વર્ણવ્યા છે તે અવસ્થા ૧૦–૧૧ વરસથી વધુ નથી. ભાગવતકાર વેદવ્યાસે તે યથાસ્થાને સ્પષ્ટ કરેલું છે. તેમણે તામસ કહેતાં મંદ અધિકારી જેવાં ગોપી અને ગોપોને પોતાનાં સ્વાત્મીય ગણીને સર્વ પ્રકારનું સુખ અનુભવાવ્યું છે. લોકરીતિનો અનુભવ કરાવી લોકોત્તરતાનું સંવેદન કરાવ્યું છે. એટલે એમાં વિષયી કે વિકારીભાવ નથી, પણ શુદ્ધ સાત્વિક પ્રેમભાવ છે. આવો જ પ્રેમભાવ ગોપીઓએ શ્રીકૃષ્ણમાં કેળવ્યો હતો, અને

ભક્તજનોમાં નરસિંહ મહેતો, મીરાંબાઈ, ચૈતન્ય, રૂપ, સનાતન, જીવ, દયારામ વગેરેએ પોતામાં ગોપીભાવ જ કેળવ્યો છે.

વળી એ જોવાનું છે કે જો કૃષ્ણ અને ગોપી વચ્ચે કેવળ દુનિયાદારીનો જારભાવ હોત તો ગોકુલ છોડયા પછી શા માટે તેઓ વારંવાર મથુરાથી ગોકુલ નહીં આવતે? મથુરાથી ગોકુલ કશું દૂર નહતું. છતાં પોતે જાતે કોઇ પણ પ્રસંગને નિમિત્તે ગોકુલ વૃંદાવન આવ્યા નથી. પરંતુ પોતાના તરફથી ગોપગોપીઓને આત્મજ્ઞાન આપવા માટે ઉદ્ધવજીને તેઓ ગોકુળ મોકલે છે. તેમ જ ગોકુળ છોડ્યા પછી શ્રીકૃષ્ણે બંસીનાદ સણાવીને કે રાસલીલા આદરીને મથુરાની સ્ત્રીઓને, દ્વારકાંની સ્ત્રીઓને, કે ઇન્દ્રપ્રસ્થ, હસ્તિનાપુરની સ્ત્રીઓને પણ આકર્ષી નથી. પોતે રીતસર અનેક રાણીઓ પરણે છે, ગૃહસંસાર ચલાવે છે, અને રાજ્ય-સામ્રાજ્યાદિનું યથાસ્થિત નિર્વહણ કરે છે.

આ સ્ફોટન ઉપરથી સમજાશે કે રાધા આદિ ગોપીઓ અને રૂકમણી આદિ પટરાણીઓ એ ગીતામાં (અ. ૭ મો) વર્ણવેલી પરબ્રહ્મની અષ્ટધા પ્રકૃતિ છે. એમાં અનીતિની ગંધ નથી, દુન્યવી વ્યભિચારનો ભાવ નથી. કેવળ શૃંગારરસની પરિભાષા વપરાઈ છે એટલું જ છે. છતાં આ શૃંગાર ઉચ્ચ કોટીનો છે, એ ભૂલાવું ન જોઇએ. તેમ શૃંગારના દેવ શ્યામ—વિષ્ણુ છે; અને વિષ્ણુ એ જ શ્રીકૃષ્ણ છે, પરબ્રહ્મ છે. જો શુદ્ધ મને આ સર્વેનો વિચાર કરવામાં આવે અને પરમેશ્વરના આપ્તકામત્વનો અને સાર્વત્રિક આત્મભાવપણાનો વિચાર કરવામાં આવે તો ગોપીઓ સાથેની વિવિધ રસભરી ક્રીડાઓમાં કે નરસિંહ, ચૈતન્ય વગેરે ભક્તોની સખી-ગોપીભાવની ભક્તિમાં કોઈ પણ પ્રકારનો વાંધો સુજ્ઞ વિચારકને જણાશે નહીં, પણ ઉલટું પરમેશ્વર પ્રતિ આપણો પૂજ્યભાવ અને અનુરાગવિશેષ આકર્ષાતો રહેશે.

આ વિષયમાં અનેક વિદ્વાનો અને તત્ત્વજ્ઞો તરફથી ઘણી રીતે ખુલાસા કરવામાં આવ્યા છે. તેમાં મારી સમજણ ઉપર પ્રમાણે છે અને એ દૃષ્ટિએ કે કેશવરામની વર્ણવેલી ગોપીઓ સાથેની વિવિધ

રસિક ક્રીડાઓ, જે ભાગવતમાં પણ નથી જણાતી, પરંતુ અન્યત્ર અંકિત થયલી છે, તેનો ભાવ સુજ્ઞ સંસ્કારી જનોને સમજાશે.

આ પ્રમાણે પરબ્રહ્મ-ભગવાન વિષે તેના સર્વશક્તિમત્વ, સર્વવ્યાપકત્વ, સર્વમાં હોવા છતાં સર્વથી પરત્વ, અને સર્વના નિયામકત્વ, સર્વપ્રિયત્વ, વગેરે જે જે કંઈ ગુણો શ્રુતિમાં વર્ણવાયા છે તે સર્વના પુરાવાઓ શ્રીમદ્‌ભાગવતમાં મળે છે, એટલા માટે ભાગવત વગેરે પુરાણોને વેદનું ઉપબૃંહણ કરનાર ગણેલ છે તે કાંઈ ખોટું નથી, એ આ ઉપરથી સમજાશે.

આ જ પ્રમાણે ભગવાનની દરેક લીલાનો આધિભૌતિક, આધિદૈવિક, અને આધ્યાત્મિક ભાવ સમજાવી શકાય, એમ છે. પણ તે માટે આ સ્થાન નથી. આવા સર્વેશ્વર, રસેશ્વર, ભગવાનની લીલા કવિ કેશવરામે પોતાની વૈખરી વાણી ને પ્રાકૃત ભાષા, ગુજરાતી ભાષામાં ગાઈને પવિત્ર કરી છે, તે વાંચીને વાંચનારાઓ પોતાનું મન-ચિત્ત પવિત્ર કરો અને ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનાં ચરણ-કમલમાં તેનો નિરોધ કરો, એમ હું ઇચ્છું છું. શ્રીનારદ પંચરાત્રમાં કહ્યું છે કે:—

माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः।
स्नेहो भक्तिरिति प्रोक्तस्ततो मुक्तिर्न चान्यथा॥

પરમાત્માના માહાત્મ્યના જ્ઞાનપૂર્વક, સુદૃઢ અને સર્વથી અધિક જે પરમાત્માને વિષે સ્નેહ-પ્રેમ તેને જ ભક્તિ કહે છે; તે ભક્તિથી મુક્તિ મળે છે. બીજી રીતે મળતી નથી.

આવી ભક્તિ સુજ્ઞ વાંચકોને પ્રાપ્ત થાવ, એ જ પરમાત્મા શ્રીકૃષ્ણ પ્રત્યે પ્રાર્થના છે.

श्रीकृष्णार्पणमस्तु। शुभं भवतु॥



# વિષયાનુક્રમણિકા

[ નોંધ—ભાગવત સ્કંધ ૧૦ માના સર્ગવાર તેમ જ અધ્યાયવાર, પ્રત્યેક પ્રસંગ વા વિષયનો નિર્દેશ આ સવિસ્તર અનુક્રમણિકામાં સહેતુક કરાયેલો છે, જેથી તે વાંચતાં જીજ્ઞાસુને તેનો શૃંખાલબદ્ધ ખ્યાલ આવી શકે.

ઉપરાંત ભાગવતમાંનું શું શું કવિએ નિરૂપ્યું છે, શું શું છોડી દીધું છે, તેમ જ અન્યત્ર સાંપડતી વસ્તુને આધારે તેમ સ્વકાવ્યશક્તિથી શું શું બઢાવ્યું-બહેલાવ્યું છે તેનો પણ ખ્યાલ આવી શકે, એવા ઉદ્દેશથી પ્રસ્તુત વિષયાનુક્રમણિકા આલેખેલી છે.

સંપાદક અં. પુ. જાની.]

## સર્ગ ૧ લો: ભાગવતમાહાત્મ્ય અને હરિગર્ભનિવાસ

(પહેલી ૧૩ થી કડી ૬૮ સુધીમાં કવિએ ભાગવતના સ્કંધ ૧ થી ૩'નો આધાર મુખ્યત્વે લીધો છે. કડી ૬૯ થી દશમસ્કંધની વસ્તુનો આરંભ થાય છે.

(ભા. સ્કં. ૧૦; અ. ૧ લો અને ૨ જો, શ્લો. ૨૪, કડી ૬૯થી ૨૩૨.)

મંગલાચરણ—ગોપીજનવલ્લભકૃષ્ણની સ્તુતિ ૧–૮; અન્ય દેવ, અને શુકદેવની સ્તુતિ ૯ થી ૧૨; ભાગવતમાહાત્મ્ય ૧૩–૨૦; ભાગવતરચનપ્રસંગ—વ્યાસ-નારદમેળાપ ૨૧–૩૦; શ્રોતા—પરીક્ષિતનો વૈરાગ્ય ૩૧–૩૯; વક્તા શુકદેવ—ભાગવતવસ્તુનિર્દેશ ૪૦–૪૫; કવિ કેશવરામની ઇચ્છા અને વિનયવચન ૪૬–૫૬; મનુષ્યદેહની સાર્થકતા ક્યારે? ૫૭–૬૮.

કૃષ્ણજન્મપ્રકરણ—પૃથ્વીની ચર્ચા ૬૯–૭૯; વસુદેવ-દેવકીનાં લગ્ન. (ભા. સ્કં. ૧૦ અ. ૧ શ્લો. ૧૬ થી) ૮૦–૮૭; દેવકીને મૂકાવવા કંસને વસુદેવની વિનતિ ૮૮–૯૬; વસુદેવનું વચનપાલન ૯૭–૧૦૪; નારદની નારદવિદ્યા ૧૦૫–૧૦૮; વસુદેવદેવકીનો કારાગૃહવાસ ૧૦૯–૧૧૧; કંસનું પાપાચરણ—સંકર્ષણવ્યૂહ—જન્મ (ભા સ્કં. ૧૦ અ. ૨ શ્લો. ૨૪ સુધી) ૧૧૧–૧૨૨; વાસુદેવવ્યૂહ. ૧૨૩–૧૩૨.

---

## સર્ગ ૨ જો: શ્રી હરિજન્મવર્ણન

(ભાગ. સ્કં. ૧૦ અ. ૨ જો શ્લો. ૨૫ થી ૪૨; અ. ૩ જો તથા અ. ૪ થો પૂરા)

બ્રહ્માદિ દેવોની ગર્ભસ્તુતિ ૧–૧૪; કારાગૃહમાં કૃષ્ણનું પ્રાકટ્ય ૧૫–૧૭; કૃષ્ણશરીરનું વર્ણન ૧૮–૨૪॥; કૃષ્ણનાં આભુષણ ૨૪॥–૩૦॥; વસુદેવ-દેવકીની

## સર્ગ ૩ જો હરિજન્મોત્સવ અને પૂતના(બકી)મોક્ષ

(ભા ૨૬ ૧૦ અ. ૫ મો કડી ૧૨ મીથી, અ. ૬ ઠ્ઠો કડી ૫૧ મીથી)



## સર્ગ ૪ થો: શકટભંગ અને તૃણાવર્તમોક્ષ

(ભા ૨૬ ૧૦, અ ૭ મો કડી ૨૧ મીથી અ. ૮ મો કડી ૪૪ મીથી)



## સર્ગ ૫ મો: બાલક્રીડા અને યશોદાને વિશ્વરૂપદર્શન

(ભા ૨૬ ૧૦. અ ૮ મો આઠ કડી ૨૬ મીથી)



## સર્ગ ૬ ઠ્ઠો ઉખલબંધન અને યમલાર્જુનભંજન

(ભા ૨૬ ૧૦ અ ૯ મો કડી ૫ મીથી, અ ૧૦ મો કડી ૩૪ થી ૪૮॥, અ. ૧૧ મો કડી ૪૮॥ થી ૭૩ શ્લોક ૩૫ સુધી)

૫-૮, બાળક્રોધ અને ભાગફોડ ૧૦-૧૭, ઉખલબંધન ૧૯-૨૫, નલકૂબરના પૂર્વજન્મનો વૃત્તાન્ત ૨૮-૪૦, યમલાર્જુન વૃક્ષોનો ભંગ ૪૧-૪૯, ગોવાળોનો વિસ્મય ૫૦-૫૨, રામકૃષ્ણની રીસ ૫૩-૫૬, યશોદા અને રોહિણીનો સંતોષ ૫૭-૬૯, નંદરાય આદિ ગોવાળોનો વૃંદાવનવાસ ૬૪-૭૨

## સર્ગ ૭ મો: અઘાસુર અને બકાસુરના વધ

(ભા સ્ક ૧૦, અ. ૧૧ શ્લો ૩૬થી પૂરો, અ ૧૨, કડી ૨૨ થી ૫૫, અ ૧૩ મો આરંભ કડી ૫૬ મીથી અંત સુધી)

બાલચેટાઓ વત્સ અસુરનો વધ, ૧-૧૨, બકાસુરનો વધ ૧૩-૨૦, કૃષ્ણ બલરામની વિવિધ લીલા-રમતો ૨૧-૩૫, અઘાસુરવધ ૩૬-૫૦, કૃષ્ણની પૌગંડ અને કિશોર અવસ્થા ૫૪-૫૭

## સર્ગ ૮ મો: બ્રહ્માએ કરેલું વત્સહરણ અને કૃષ્ણસ્તવન

(ભા સ્ક. ૧૦, અ ૧૩ મો કડી ૧-૬૨, અ ૧૪ મો કડી ૬૩ થી અંત સુધી)

ગોવાળોની વનમાં ભોજન અને વિશ્રામની ચર્ચા ૧-૧૧, વાછડાનું દૂર પલાયન અને ગોવાળોની ચિંતા ૧૨-૧૩, કૃષ્ણનું શોધન ૧૪, બ્રહ્માએ વાછડા અને ગોવાળ બાળકોનું કરેલું હરણ ૧૫-૧૬, કૃષ્ણે નિપજાવેલા ગોવાળ બાળકો અને વાછડા અને તેમની મૂળ જાતિગત ક્રીડા ૧૭-૩૪, વર્ષ એક પછી બલરામને વસ્તુસ્થિતિનું થયનું પુનર્દર્શન ૩૫-૪૫, બલદેવની કૃષ્ણસ્તુતિ, બ્રહ્માનો વિસ્મય અને સ્તુતિ ૪૨-૬૯, પરીક્ષિતનો પ્રશ્ન અને શુકદેવનું સમાધાન ૭૩-૭૫

## સર્ગ ૯ મો: ધેનુકાસુરનું હનન અને કાલીનાગદમન

(ભા સ્ક ૧૦, અ ૧૫ મો કડી ૧-૨૫, અ ૧૬ મો, કડી ૨૪ થી ૨૬, અ ૧૭, કડી ૫૭ થી ૭૯)

કૃષ્ણનો (કૌમાર વીતાવી) પૌગંડ અવસ્થામાં પ્રવેશ-વૃંદાવનવિહાર-લીલા રમણો ૧-૧૫, ધેનુકઅસુરવધ ૧૭-૨૧, કાલિન્દીના જલના પાનથી ગાયગોવાળોના મરણ ૨૨-૨૫, કાલી નાગનું દમન ૨૬-૫૬, કાલી નાગના પૂર્વજન્મનું ચરિત્ર ૫૭ ૭૩, ગોવાળોનું દાવાગ્નિમાથી વિમોચન ૭૪-૭૯

## સર્ગ ૧૦ મો: કુવારિકાઓનાં વસ્ત્રહરણ અને પ્રલંબવધ

(ભા સ્ક ૧૦, અ ૧૮ મો, કડી ૧–૧૩, અ ૧૯ મો કડી ૧૪ થી ૨૪, અ ૨૦ મો છોડી દીધેલો છે. અ ૨૧ મો માત્ર ૧ કડી ૨૫ મીમા જ વર્ણવેલો છે અ ૨૨ મો, કડી ૨૬ મીથી).

ક્રીડાઓ અને રમતો ૧–૮, પ્રલબ અસુરનો વધ ૯–૧૩, દાવાગ્નિનું પાન ૧૪–૨૪, [ શરદ્‌વર્ણન અ ૨૦ મો અને વેણુગીત અ ૨૧ મો એ બેનું સૂચન માત્ર ૨૫ મી કડીથી કવિએ અહીં કર્યું છે પરન્તુ સર્ગ ૧૩ મામા પુન. પ્રસગ આવતા આ બે અધ્યાયોનો થોડોક સાર બીજી બહારની વસ્તુ સાથે મેળવીવીને કવિએ વર્ણવેલો છે ) હેમતઋતુ, કુમારિકાઓનું વ્રત, દેવીપૂજન અને આરતી ૨૬–૪૫ કૃષ્ણનું ગોપકુમારિકાઓના વસ્રોનુ આહરણ અને પ્રદાન ૪૬–૬૦, વૃક્ષોના પરમાર્થનું વર્ણન ૬૧–૬૮

---

## સર્ગ ૧૧ મો· ઋષિપત્નીનાં ચરિત્રનુ વર્ણન

(ભા. સ્ક ૧૦, અ ૨૨ મો, કડી ૧–૮, અ ૨૩ મો, કડી ૯ થી અત સુધી)

રળીયામણું વૃદાવન, ક્રીડાખેલ ૧–૮, કૃષ્ણની ભૂખ અને યાજ્ઞિક બ્રાહ્મણોની અશ્રદ્ધા ૮–૧૯, બ્રાહ્મણ પત્નીઓની પૂર્ણ શ્રદ્ધા, તેમનું કૃષ્ણ સમીપ આવી પહોચવુ, કૃષ્ણનુ શીખામણ દેઇ બ્રાહ્મણીઓને ઘેર મોકલવુ ૨૦–૭૧, કવિની આત્મઓળખ ૭૨–૭૭

---

## સર્ગ ૧૨ મો: ઇન્દ્રના મદનું મર્દન અને વરુણપાશથી નદનુ વિમોચન

(ભા સ્ક ૧૦, અ. ૨૪ મો, કડી ૧–૯ અ ૨૫ મો, કડી ૧૦ થી ૨૮, અ. ૨૬ મો અને ૨૭ મો એ બે કવિએ છોડી દીધા છે, અ ૨૮ મો, કડી ૨૯–૪૦)

ઇન્દ્રમહોત્સવ ૧ નંદ સાથે એ મહોત્સવ નહીં ઉજવવાની કૃષ્ણની ચર્ચા અને અંતે ગોવર્ધનપૂજનનો નિર્ણય ૨–૮, ઇન્દ્રનો પ્રકોપ, વરસાદનું મુસલધારા ઘોર અભિવર્ષણ ૧૦–૧૩, ગોપાળોનુ 'ત્રાહિ ત્રાહિ' પોકારણ, ગોવર્ધન પર્વતમા સહુનો પ્રવેશ, મેઘનો પરાજય, ઇન્દ્રનો પસ્તાવો ૧૪–૨૫, (શ્રીકૃષ્ણના ઐશ્વર્યનુ વર્ણન, અ ૨૬ મો અને ઇન્દ્રસ્તુતિ અ ૨૭ મો એ બે કવિએ છોડી દીધા છે). નદનું વરુણપાશથી વિમોચન ૨૯–૪૦

---

## સર્ગ ૧૩ મો: રાસક્રીડાવર્ણન

(ભા. સ્કં. ૧૦; અ. ૨૯ મો, કડી ૧–૧૭॥; અ. ૩૦ મો કડી ૧૭॥ થી ૩૨॥; અ. ૩૧, મો કડી ૩૨॥ થી ૪૬; અ. ૩૩ મો કડી ૪૭ થી.)

શરદ પૂર્ણિમાની રાત્રિનું વર્ણન–વનમાં રાસરમણ માટે કૃષ્ણનું ઉપસ્થાન ૧–૨; ગોપીઓનું રાસભૂમિ પ્રત્યે ધાવન (દોડવું); અને કૃષ્ણની આસપાસ વિંટળાવું ૩–૬; ગોપીઓને ઘેર પાછા જવાનું કૃષ્ણનું વચન ૭–૧૦; ગોપીઓનો ઘેર પાછા નહીં જવાનો નિશ્ચયી નકાર–આત્મસમર્પણની પ્રતિજ્ઞા ૧૧–૧૪; કૃષ્ણનું રાસરમણ ૧૪॥–૧૭॥; કૃષ્ણનું અણચિંતવ્યું અલોપ થવું, માધવનાં વિવિધ રૂપ ધરતી ગોપીઓની વિહ્વલતા, કૃષ્ણનું શોધન ૧૭॥–૩૨॥; ગોપિકાગીત ૩૨॥–૩૬; વિહ્વલ ગોપીઓનાં આર્ત રૂદન, કૃષ્ણસ્વરૂપનાં વિડમ્બન અને કૃષ્ણ દર્શન ૩૭–૪૦; યમુનાતીરે કૃષ્ણ અને ગોપીઓનો આરામ ૪૧–૪૨॥; ગોપીઓનો કૃષ્ણને પ્રશ્ન ૪૨॥–૪૩; કૃષ્ણે કરેલું સમાધાન ૪૪–૪૬; રાસક્રીડાવર્ણન ૪૭–૫૩; પરીક્ષિતનો પ્રશ્ન–શંકા ૫૪; શ્રીશુકે કરેલું સમાધાન ૫૫–૫૮; કવિની કૃપાયાચના ૫૯.

---

## સર્ગ ૧૪ મો: પન્નગવિમોચન, કૃષ્ણનું લાલનપાલન અને રાધા સાથે મિલન અને રમણ

(ભા. સ્કં. ૧૦; અ ૩૪ મો, શ્લો. ૧ થી ૧૯ કડી ૧–૧૦; બાકીનો ભાગ અન્ય ગ્રંથને આધારે કવિએ લખ્યો છે.)

કૃષ્ણસહ નંદની અંબિકાયાત્રા ૧–૩; અજગરનો સંતાપ અને તેનો વિદ્યાધર રૂપે ઉદ્ધાર ૪–૧૦; કૃષ્ણનું લાલનપાલન, વિવિધ પકવાન્ન આદિનું પીરસણ ૧૧–૨૭; રાધાને વ્યંતરનો વળગાડ અને કૃષ્ણભુવાથી તેની નસાડ ૨૮–૪૯; એ મિષે વનમાં રાધા–કૃષ્ણનું મિલન ૫૦–૬૫.

---

## સર્ગ ૧૫ મો: અભિનવો કૃષ્ણવિલાસ; શંખચૂડ, વ્યોમ અને કેશીના સંહાર

(ભા. સ્કં. ૧૦ કડી ૧થી ૨૬ ભાગવત બહારનો કવિવર્ણિત પ્રસંગ. અ. ૩૪ મો કડી ૨૭–૩૨; યુગલ ગીતનો, અ. ૩૫ મો કવિએ છોડી દીધો છે; અ. ૩૬ મો, કડી ૩૩ થી ૬૦; અ. ૩૭ મો કડી ૬૨ થી ૭૪.)

વસંત ઋતુનું આગમન, કૃષ્ણદિનું વસંતોત્સવનું ઉજવણું, ગોપીઓ સાથે

રમણ, કૃષ્ણ અંતર્ધાન થતાં વિરહવિલાપ અને અંતે મિલનથી સંતોષ ૧-૨૬; શંખચૂડનો સંહાર ૨૭-૩૦; વૃષભાસુરનો વધ (અ. ૩૬ મો) ૩૩-૩૮; નારદની કંસને ભંભેરણી, અને તેની વસુદેવાદિને સતામણી ૩૯-૪૨; કેશીને વૃંદાવન મોકલવો ૪૩-૪૪; મલ્લો અને કુવલયાપીડ(હાથી)ના મ્હાવતને ઉત્તેજના ૪૫-૫૧; અક્રૂરને કંસની કૃષ્ણને મથુરા લઇ આવવાની આજ્ઞા ૫૨-૬૦; કેશીનું કૃષ્ણે કરેલું નિર્દલન ૬૧-૬૬; વ્યોમાસુરનો સંહાર ૬૦-૭૩; ઉપસંહાર ૭૪-૭૫.

## સર્ગ ૧૬ મો: અક્રૂરનું વૃંદાવનમાં આગમન, અને કૃષ્ણનું મથુરાપ્રયાણ

(ભા. સ્કં. ૧૦, અ. ૩૮ મો કડી ૧-૨૨ા; અ. ૩૯ મો કડી ૨૨ા થી ૬૪, અ. ૪૦ મો. કડી ૬૫ થી ૬૭.)

અક્રૂરનું ગોકુળમાં પ્રભુચિંતવનસહ આગમન ૧-૧૩, કૃષ્ણદર્શનથી હર્ષાતિરેક ૧૪-૧૯; અક્રૂરનો સત્કાર, કંસનો તેણે નિવેદેલો સંદેશ ૨૦-૩૦; ગોપીઓનો મનઃસંતાપ, અક્રૂરનું નિર્ભત્સન ૩૧-૫૨; પ્રભાતે કૃષ્ણ આદિનું મથુરા પ્રતિ પ્રયાણ, ગોપીઓના વિલાપ અને કૃષ્ણને જતા અટકાવવાનાં મથન ૫૩-૫૬; પાછા આવવાના આશ્વાસન સાથે ગોપીઓનું સાંત્વન અને કૃષ્ણનું પ્રયાણ ૫૭-૬૦; કાલિન્દીના જલમાં ન્હાતાં અક્રૂરને કૃષ્ણના શેષશાયી સ્વરૂપનું દર્શન, ૬૧-૬૪; અક્રૂરની સ્તુતિ ૬૫-૬૬

## સર્ગ ૧૭ મો: કંસનો ધનુર્મખ, ધનુર્ભંગ અને કુબ્જા ઉપર કૃષ્ણની કૃપા

(ભા. સ્કં. ૧૦; અ. ૪૧ મો કડી ૧ થી ૨૦; અ. ૪૨ મો કડી ૨૧ થી ૫૨.)

વિસ્મયચકિત અક્રૂરને કૃષ્ણની પૃચ્છા ૧-૨ા; રામકૃષ્ણનું મથુરા પહોંચવું, ઉદ્યાનમાં ઉતરવું ૨ા-૪; અક્રૂરને ઘેર એકલો મોકલવો ૫-૮; પાછલે પહોરે રામ-કૃષ્ણની મથુરાદર્શને ફેરણી ૯-૧૪; વાટમાં કંસના ધોબીને હણી રાજપોષાકો હરી લઈ તેનું કરેલું પરિધાન ૧૫-૧૯; માળી સુદામાની ભક્તપદે સ્થાપના ૨૦-૨૧, કુબ્જાનો . ઉદ્ધાર ૨૨-૩૨; ધનુઃશાળામાં ધનુષ્યનો ભંગ ૩૩-૩૮; રાત્રિનું આનન્દમાં નિર્ગમન ૩૯-૪૦; કંસને રાત્રિએ અપશુકનીયાળ સ્વપ્નાં અને મૃત્યુની શંકા ૪૧-૪૪; સવારે રંગમંડપમાં વિવિધ જાતિના લોકે ની ભીડ ૪૫-૫૧.

## સર્ગ ૧૮ મો: મલ્લયુદ્ધ અને કંસમોક્ષ

(ભા. સ્કં. ૧૦; કડી ૧ થી ૨૩ાા કવિએ સ્વયંસ્ફુરિત રીતિએ મલ્લયુદ્ધના અખાડામાં જવાના માર્ગ ઉપર સૈન્યસરંજામની વગેરે ગોઠવણી વર્ણવી છે. અ. ૪૩ મો કડી ૨૩ાા થી ૪૨ાા; અ. ૪૪ મો, કડી ૪૨ાા થી ૬૬).

મલ્લયુદ્ધના અખાડામાં જવાના માર્ગમાં કંસે ગોઠવેલા હાથી, ઘોડા, સશસ્ત્ર સૈનિકો વગેરે પ્રતિ પ્રતિદ્વંદ્વીપ્રતિબંધો કડી ૧-૧૭; ગોપોની અખાડામાં જતાં વિવિધ ચેષ્ટાઓ કડી ૧૮ થી ૨૩ાા; કુવલયાપીડના મ્હાવત સાથે બોલાબોલી અને હાથીનું હેલામાં હનન કડી ૨૩ાા થી ૩૧; અખાડામાં કૃષ્ણનું વિવિધ રૂપે દર્શન ૩૨-૩૭ાા; મલ્લ ચાણૂર સાથે મલ્લયુદ્ધ અને તેનું હનન ૩૭ાા થી ૪૯; મુષ્ટિક, તોસલ આદિ મલ્લોનું સ્વર્ગગમન ૫૦-૫૫; કંસનો વધ અને દેવોના પ્રસન્નતાભર્યા હર્ષ ૫૬-૬૪.

---

## સર્ગ ૧૯ મો: મથુરામાં આનન્દોત્સવ અને સાંદીપનીના સુતની પ્રાપ્તિ

(ભા. સ્કં. ૧૦, કડી ૧ થી ૩૮ કવિનો વધારો અ. ૪૫ મો કડી ૩૮ થી ૬૮.)

કંસમરણનો મથુરામાં ઉત્સાહ, કૃષ્ણકાર્યની પ્રશંસા-ગીત-ઉત્સવ-ઉજવણું ૧-૩૮; ઉગ્રસેનને રાજ્યસમર્પણ ૩૯-૪૦; કૃષ્ણનું નંદાદિકને ગોકુળ વળાવવું ૪૧-૪૫; રામકૃષ્ણને દ્વિજસંસ્કાર ૪૬-૪૭; ગુરૂગૃહે અભ્યાસ અર્થે નિવાસ ૪૮-૫૩; ગુરૂના મનોરથ-પુત્રપ્રાપ્તિ-ની પ્રપૂર્ણી ૫૪-૬૭.

---

## સર્ગ ૨૦ મો: ઉદ્ધવ સાથે ગોપીઓને કૃષ્ણનો સંદેશ અને કુબ્જાને સ્નેહદાન

(ભા. સ્કં. ૧૦, અ. ૪૬ મો, કડી ૧-૧૮ાા; અ. ૪૭ મો કડી ૧૮ાા થી ૪૨; અ. ૪૮ મો કડી ૪૩-૮૦; અ. ૪૮ મો કડી ૮૧ થી ૮૪ાા.)

ઉદ્ધવનું કૃષ્ણસંદેશ સાથે વૃન્દાવનપ્રયાણ ૧-૨; સાંઝે પહોંચતાં સત્કાર અને કૃષ્ણગુણલીલાનું પુનઃ ઉત્તેજિત સ્મરણ ૩-૬; ઉદ્ધવને કૃષ્ણના સ્નેહની સાશંક પૃચ્છા ૧૦-૧૫; પ્રભાતે ઉદ્ધવનો રથ દેખતાં ગોપીઓનાં દિલમાં ગભરાટ અને ઉદ્ધવને આક્ષેપપૂર્વક મ્હેણાંટોણાં, સ્વવિરહની અનુયોજના, ભ્રમરગીત, કૃષ્ણ-ગુણલીલાનાં ભાવભર્યાં સ્મરણ, કૃષ્ણના પુનઃ દર્શનની આતુર પીપાસા ૧૬-૩૯; ગોપીના સંદેશા સાથે ઉદ્ધવનું મથુરા પાછા આવવું ૪૦-૪૨; કામતપ્ત કુબ્જાને

સ્નેહદાન ૪૩–૬૯; ઉદ્ધવના સ્નેહભાવની તૃપ્તિ ૭૦ ૮૦; પાંડવોના સમાચાર લાવવા, અક્રૂરનું હસ્તિનાપુરપ્રયાણ અને કુન્તા, વિદુર આદિ સાથે વાર્તાલાપ ૮૧–૮૪; કવિનો પૂર્વાર્ધનો ઉપસંહાર ૮૫–૮૭.

---

## સર્ગ ૨૧ મો: જરાસંધનો પરાજય; કાલયવનનું આક્રમણ; અને દ્વારાવતીની ઘટનાનું વર્ણન

(ભા. સ્કં. ૧૦, અ. ૫૦ મો કડી ૯ થી ૩૨; પાછો કડી ૩૩–૩૮; અ. ૫૨ મો કડી ૩૪-૩૬.)

ઉત્તરાર્ધના આરંભનું મંગલ ૧–૮, જરાસંધને કૃષ્ણ સાથે સંગ્રામ આદરવાની તેની વિધવા પુત્રીઓની પ્રેરણા અને અઢાર વાર જરાસંધની હાર ૯–૨૮; કાલયવનને નારદની કૃષ્ણ સાથે લડવાની ઉત્તેજના અને તેનું આક્રમણ ૨૯–૩૬; રામકૃષ્ણની મથુરા છોડી દ્વારકા વસાવવાની મંત્રણા ૩૭–૩૮; વિશ્વકર્મા પાસે દ્વારાવતીની કૃષ્ણે કરાવેલી અદ્ભુત ઘટના અને વૈભવ, દ્વારવતીના મહિમાનું વર્ણન ૩૯–૯૦.

---

## સર્ગ ૨૨ મો: કાલયવનનું દહન અને મુચુકુંદને વરદાન

(ભા. સ્કં. ૧૦, અ. ૫૦ મો શ્લો. ૫૮ થી, કડી ૧; અ. ૫૧ મો કડી ૨ થી ૬૨; અ. ૫૨ મો શ્લોક ૧–૧૫, કડી ૬૩–૮૬)

મથુરામાંથી એકાકી નિરાયુધ કૃષ્ણનું પ્રયાણ ૧; કાલયવનનું તેની પાછળ ધાવન, અને ગિરિકંદરામાં પ્રવેશ ૨–૬; કાલયવનના ચરણપ્રહારથી સૂતેલા મુચુકુંદનું જાગરણ અને તેનાથી તેનું દહન ૭–૧૦॥; મુચુકુંદનું પૂર્વ વૃત્તાન્ત ૧૦॥–૨૦॥; કૃષ્ણને મુચુકુંદના પ્રણામ અને પ્રશ્ન ૨૦॥–૩૪; કૃષ્ણે આપેલી સ્વઓળખ, અને વરદાન માગવાનો મુચુકુંદને બોલ ૩૫–૪૨॥; મુચુકુંદની સ્તુતિ, સ્વસ્થિતિ-વર્ણન ૪૨॥–૬૦; કૃષ્ણે તેને દીધેલું નિર્ભય સ્થાન ૬૧–૬૨; તેનો મોક્ષ ૬૩–૬૫; કાલયવનના ધનવૈભવનું સહરણ ૬૬–૬૭; જરાસંધનું ૧૯ મી વારનું આક્રમણ ૬૮–૭૦; ગોમાંતક પર્વત ઉપર રામકૃષ્ણનું નિર્ભય આરોહણ અને જરાસંધના સૈન્યનું પ્રજ્વલન ૭૧–૭૪; આનર્ત દેશના રાજા રૈવતની પુત્રી રેવતી સાથે બળરામનો ઉદ્વાહ ૭૫–૮૭.

---

## સર્ગ ૨૩ મો. રુકિમણીહરણ

(ભા. સ્કં ૧૦, અ ૫૨ મો અને ૨૬ માથી આરંભ કરી ૧–૫૨; અ ૫૩ મો કરી ૫૩ થી ૮૦, અધૂરો)

રુકિમણીનો કૃષ્ણ ઉપર અનન્ય સ્નેહ, કૃષ્ણ વર પામવાની વાચ્છા ૧–૫, વિદર્ભ રાજા ભીમકની પુત્રી માટે વરશોધન ૭–૧૦, કૃષ્ણ ઉપર સહુની દૃષ્ટિ ૧૧–૨૦, દ્વિજનું દ્વારામતી પ્રતિ પ્રેષણ ૨૧–૨૨, રુકમૈયાનો વિરોધ અને રોષ ૨૩–૨૮, શિશુપાલને રુકમૈયાનું નિમંત્રણ ૨૯–૩૦, રુકિમણીનો મન સંતાપ અને કૃષ્ણ પાસે દ્વિજની વિનતિપત્ર સાથે પાઠવણી ૩૧–૪૦, દ્વિજનુ રુકિમણીના પ્રેમપત્ર સાથે કૃષ્ણસહ મિલન અને કૃષ્ણનું પત્રવાચન ૪૧–૫૨, દારુક સાથે વિદર્ભ નગરી તરફ કૃષ્ણનુ પ્રયાણ ૫૨–૫૫, યાદવસૈન્યનુ સહાય અર્થે વિદર્ભ નગરી તરફ પ્રયાણ ૫૬ ૫૯ અધીરી રુકિમણીનો ઉચ્ચાટ ૬૦–૬૬, કૃષ્ણના સમયસર આગમનની વધાઈ અને આનંદાવેશ ૬૭–૭૨, કૃષ્ણ આદિનો રાજસત્કાર ૭૩–૮૦.

---

## સર્ગ ૨૪ મો રૂકિમણીનું હરણ અને રણસંગ્રામ

(ભા સ્ક ૧૦, અ ૫૩ મો ચાલુ કરી ૧ થી ૩૨, અ ૫૪ મો ૩૨–૪૦.)

કૃષ્ણના રૂપસૌન્દર્યનું વર્ણન ૧–૧૦, શિશુપાલનું આગમન ૧૨, લગ્નની હરકાન્ત્ય ૧૩–૧૫ રૂકિમણીનું દેવીપૂજન અર્થે પ્રસ્થાન, અંબિકાનુ આરાધન ૧૬–૨૪॥, કૃષ્ણે રૂકિમણીનું કરેલુ હરણ ૨૪॥ થી ૨૮॥, શિશુપાલ આદિ સાથે રણસંગ્રામ અને તેમનાં પરાજયપલાયન ૨૮॥ થી ૪૦

---

## સર્ગ ૨૫ મો. રૂકિમણીવિવાહ દ્વારાવતીમાં

(ભા. સ્ક ૧૦, અ ૫૪ મો ચાલુ)

પરાજિત રાજાઓનું સ્વદેશ સીધાવવુ ૧–૧૦, રૂકમૈયાનો પરાજય અને માનખંડન ૧૨–૧૯, દ્વારામતીમાં કૃષ્ણ અને રૂકિમણીનો નગરઉત્સવ, સત્કાર વગેરે ૨૦–૪૧

---

## સર્ગ ૨૬ મો: રૂકિમણીનો લગ્નોત્સવ

(ભા સ્ક ૧૦ અ ૫૪ મો અંત સુધી)

વરઘોડે ચઢેલા કૃષ્ણનું અલૌકિક સ્વરૂપ અને અલંકાર ૧–૫ રાજમાર્ગમા વધામણી ૩–૧૧, પોંખણ, પાણીગ્રહણ અને ભીમકની પહેરામણી ૧૩–૨૦

દેવકીનાં ઓવારણાં ૨૧–૩૦; રૂકિમણીનો સુખી સંસાર; રૂકિમણીહરણ ગાવાનું ફળ ૩૪–૪૦.

## સર્ગ ૨૭ મો: પ્રદ્યુમ્નકૃત શંબરવધ, અને સ્યમંતક મણિનું આખ્યાન

(ભા. સ્કં. ૧૦, અ. ૫૫ મો કડી ૧–૨૨; અ. ૫૬ મો કડી ૨૩ થી ૪૭; અ. ૫૭ મો કડી ૪૮ થી ૭૩.)

રૂકિમણીથી પ્રદ્યુમ્નનો જન્મ, તત્કાલ અસુર શંબરે કરેલું તેનું હરણ અને તેનું સમુદ્રમાં પ્રક્ષેપણ ૧–૨; મત્સ્યના પેટમાંથી શંબરને પ્રદ્યુમ્નની પુનઃ પ્રાપ્તિ અને તેની રંધવારી દ્વારા લાલનપાલન ૩–૬; પ્રદ્યુમ્ન (પૂર્વજન્મનો કામદેવ) યુવાન થતાં, તેને ઉછેરનાર શંબરની રધવારી માયાવતી પૂર્વજન્મની તેની પત્ની (રતિ) સાથે જ તેની રમણલીલા, માયાવતીના પૂર્વજન્મનો વૃત્તાન્ત, અને શંબરને મારી પ્રદ્યુમ્નનું દ્વારકાં સીધાવવું ૭–૧૩; દ્વારાવતીમાં કૃષ્ણપ્રાસાદમાં દંપતિનો સત્કાર ૧૪–૨૨; સત્રાજિતને સૂર્યથી સ્યમંતક મણિની પ્રાપ્તિ, ૨૩–૨૬ાા; કૃષ્ણની એ મણિ માટે સત્રાજિતની માગણી અને તેનો નકાર, અનર્થનો આરંભ ૨૬ાા–૨૯; સત્રાજિતના ભાઈ પ્રસેનજિતનો મણિ માટે વનમાં સિંહે કરેલો વધ, અને એ સિંહનો રીંછે કરેલો સંહાર ૩૦–૩૧; કૃષ્ણને માથે એ મણિના આહરણનો આક્ષેપ ૩૨–૩૨ાા; મણિના શોધન અર્થે કૃષ્ણનું મથન–વનગમન, પગેરૂં શોધી જાંબુવાન રીંછની ગુફામાં કૃષ્ણનો પ્રવેશ અને તેની સાથે સંગ્રામ અને તેને હરાવી તેની પુત્રી જાંબુવતી સાથે દ્વારાવતીમાં પુનઃ આગમન ૩૨ાા–૪૩; સત્રાજિતને પાછી મણિની સોંપણી ૪૪; સત્રાજિતે પોતાની પુત્રી સત્યભામા કૃષ્ણને પરણાવી અને મણિનું દાન કર્યું, પણ કૃષ્ણે તે દાન અસ્વીકાર્યું ૪૫–૪૭; કૃષ્ણનું હસ્તિનાપુરપ્રયાણ ૪૮–૪૯; કૃતવર્માએ સત્રાજિતનો કરેલો વધ, સત્યભામાનો રોષ અને તેનો બદલો લેવા કૃષ્ણને પ્રેરવા હસ્તિનાપુર જવું. ૫૦–૫૩ાા; રામકૃષ્ણ દ્વારાવતી આવતાં જીવ ઉગારવા કૃતવર્માએ અક્રૂરને મણિ સોંપી કરેલું પલાયન ૫૩ાા–૫૮; કૃષ્ણે કૃતવર્માનો કરેલો વધ, તેની પાસેથી મણિ ન મળતાં બળરામનો કૃષ્ણ ઉપર સંદેહ અને તેથી દ્વારાવતી છોડી મૈથિલ દેશમાં જઈ રહેવું, ત્યાં દુર્યોધનને ગદાયુદ્ધનું શિક્ષણદાન દેવું ૫૯–૬૩ાા; અર્થથી થતો અનર્થ ૬૩ાા–૬૬; કૃષ્ણે શતધન્વાની કીધેલી ઉત્તરક્રિયા ૬૬ાા; અક્રૂરનું મણિ સાથે કાશીપૂરી નાશી જવું; દ્વારકામાં ઉત્પાત, અક્રૂરને દ્વારાવતી સન્માન સાથે પાછો

બોલાવવો, અક્રૂરે મણિ સોંપવા છતાં કૃષ્ણનું તેને પોતાની પાસે જ રાખવાનું સોંપવું. ૬૬॥–૭૩

## સર્ગ ૨૮ મો: આઠ પટરાણી ઓના સાથે વિવાહ

(ભા. સ્કં. ૧૦, અ. ૫૮મો કડી ૧ થી ૩૯॥; અ. ૫૯ મો કડી ૩૯॥ થી ૬૪)

ઇન્દ્રપ્રસ્થ જઈ પાંડવો સાથે કૃષ્ણનું મળવું ૧–૪; કુન્તા આદિના કુશલ પ્રશ્ન ૫–૧૧॥; કાલિન્દી કન્યાની કૃષ્ણને પ્રાપ્તિ ૧૧॥–૧૬॥; ખાંડવવનદાહ, અર્જુનને ગાંડિવ ધનુષ્યની પ્રાપ્તિ, મય દાનવની માયામય મહાસભાની રચના, ૧૬॥–૨૨; કાલિન્દીનો વિવાહ ૨૩; મિત્રવિન્દાનું લગ્ન ૨૪–૨૫; કૃષ્ણે સાત વૃષભને એક સાથે નાથી, નગ્નજિતિ સાથે કરેલાં લગ્ન ૨૬–૩૬; લક્ષ્મણા સાથે સ્વયંવર લઈ ૩૭–૩૭॥; પ્રાગ્જ્યોતિષપુર જઈ નરકાસુરનો કરેલો વધ ૩૭॥–૫૨॥; ૧૬ હજાર રાજકન્યાઓનું આહરણ ૫૨॥–૫૯ કૃષ્ણનું અમરાપુરી જઈ પારિજાતક વૃક્ષને દ્વારાવતીમાં રોપવું ૫૯॥–૬૦; વસુદેવે ૧૬ હજાર કન્યાઓ સાથે કૃષ્ણનાં કરેલાં લગ્નનો ઉત્સવ ૬૧–૬૪.

## સર્ગ ૨૯ મો: કૃષ્ણ અને રુક્મિણીનો પ્રેમકલહ

(ભા. સ્કં. ૧૦, અ. ૬૦ મો કડી ૧–૩૯॥; અ. ૬૧ મો કડી ૩૯॥ થી ૫૩)

કૃષ્ણે કરેલો રુક્મિણીનો નર્મમર્મભર્યો ઉપહાસ ૧–૧૪; રુક્મિણીની બેભાન અવસ્થા અને કૃષ્ણનું સાંત્વન ૧૫–૨૨; રુક્મિણીનો કૃષ્ણને પ્રશ્ન અને કૃષ્ણગુણપ્રશંસા ૨૩-૩૭; કૃષ્ણનો ઉત્તર ૩૮–૩૮॥; અન્ય પટરાણીઓને કૃષ્ણનાં પ્રેમદાન ૪૦–૪૧; પ્રદ્યુમ્નપુત્ર અનિરુદ્ધનાં લગ્ન ૪૨–૪૪; ઉત્સવમાં દ્યૂત–કલહ અને રુક્મૈયાનો બલરામે કરેલો વધ ૪૫–૫૪.

## સર્ગ ૩૦ મો: ઉપાહરણ(?), અનિરુદ્ધહરણ

(ભા. સ્કં. ૧૦, અ. ૬૨ મો કડી ૧ થી ૪૪; અ. ૬૩ કડી ૪૫ થી ૮૫)

બાણાસુરનો બલોન્માદ, શંકરને પોતાનો પરાજય કરે એવા પ્રતિદ્વંદ્વીની માગણી ૧–૮; તેની પુત્રી ઉષાને નિદ્રામાં સ્વામીસુખભોગનો અનુભવ ૮–૧૦ પ્રધાનકન્યા(ચિત્રલેહા)એ ચિત્રદ્વારા તેના ભાવી સ્વામીનો કરાવેલો પરિચય ૧૧–૧૬; ચિત્રલેહાનું દ્વારકા જઇ, વૈષ્ણવ મંત્રની સિદ્ધિથી અનિરુદ્ધને શોણીત પુર આણવો ૧૭–૨૫; ઉષા અને અનિરુદ્ધનું મળવું અને પરણવું ૨૬–૨૮॥;

બાણાસુરને હવમતા ઉષાની બદલાયલી શરીરસ્થિતિનો સંદેહ અને રોષભેર યુદ્ધ કરી અનિરૂદ્ધને નાગપાશથી બાંધવો ૨૮॥–૪૦; નારદના સંદેશથી કૃષ્ણ-આદિનું શોણીતપુર ઉપર આક્રમણ, બાણાસુર સાથે અતિશય ઘોર રણસંગ્રામ ૪૧- ૬૭; ત્રિશિરા તાવે વાળેલો સંઠ અને તેની સ્તુતિ ૬૮-૭૬; ઉમાપતિ શંકરની વિનતિથી બાણાસુરને વરદાન ૭૭–૭૬॥; ઉષાનો અનિરૂદ્ધ સાથે વિવાહ અને દ્વારાવતીમાં સહુનું પધારવું ૭૬॥–૮૫.

---

## સર્ગ ૩૧ મો: નૃગ રાજાનો ઉદ્ધાર અને કાશીરાજાનો વધ

(ભા. સ્કં. ૧૦, અ. ૬૪ મો કડી ૧–૯; અ. ૬૫ મો કડી ૩૦ થી ૪૨; અ. ૬૬ મો કડી ૪૩ થી ૭૦)

કૂવામાં પડેલા કાચીડાનો કૃષ્ણે કરેલો ઉદ્ધાર ૧–૩; એ કાચીડારૂપ નૃગ રાજાના પૂર્વ જન્મનું વૃત્તાન્ત ૧૦-૧૧; શ્રીકૃષ્ણભક્તિની પ્રાપ્તિ અને સ્વર્ગગમન ૧૩–૨૦; બ્રાહ્મણના મહિમાનો યાદવોને કૃષ્ણનો બોધ ૨૧–૨૯; સંકર્ષણનું ગોકુળ જવું અને ત્યાં રમણક્રીડા કરવી, યમુનાને શિક્ષા, પાછું દ્વારાવતી આવવું ૩૦–૪૨, કાશીરાજના દૂતનું અંતિમ કહેણ, કાશીરાજ સાથે રણસંગ્રામ ૪૩–૫૮॥; દાવાઅગ્નિનું દ્વારાવતી ઉપર આવવું, કૃષ્ણે સુદર્શન ચક્રથી તેને હરાવવો. ૫૮॥–૭૧.

---

## સર્ગ ૩૨ મો: દ્વિવિદ વાનરનો વધ અને નારદનું કૃષ્ણના ગૃહસ્થાશ્રમ સંબંધી કુતૂહલ

(ભા. સ્કં. ૧૦, અ. ૬૭ મો કડી ૧ થી ૭; અ. ૬૮ મો કડી ૮ થી ૩૪; અ. ૬૯ મો કડી ૩૫ થી ૫૬)

રૈવત ગિરિ ઉપરની બલરામની ક્રીડા, દ્વિવિદ વાનરની અશ્લીલ ચેષ્ટા અને બલરામે તેનો કરેલો સંહાર ૧–૭; દુર્યોધનની પુત્રી લક્ષ્મણાનું કૃષ્ણપુત્ર સાંબે કરેલું હરણ, કૌરવોને સમજાવવા બલરામનું હસ્તિનાપુર જવું, બલરામનો કૌરવોએ કરેલો ઉપહાસ, ક્રોધથી હસ્તિનાપુરને હળ વડે ઉથલાવવાનું બલરામનું મથન, કૌરવોએ બલરામનું કરેલું સમાધાન અને સાંબને પુત્રીનું દાન ૮–૩૪; નારદનું કૃષ્ણનો, સોળ હજાર રાણીઓ સાથેના ગૃહસ્થાશ્રમ જોવાનું કુતૂહલ, વિવિધ ગૃહોમાં વિવિધ રૂપે કૃષ્ણની વિવિધ પરિચર્યાઓ અને સુખાનુભવ ૩૫–૫૬.

---

## સર્ગ ૩૩ મો: હરિ-કૃષ્ણનો ગૃહસંસાર

(ભા. સ્કં. ૧૦, અ. ૭૦ મો, માત્ર ૧૩ શ્લોક, બાકીનું કવિનું સ્વયસંયોજિત.)

બંદીજનોની કૃષ્ણની બીરદાવલી ૧-૮; પ્રાતઃકાલમાં કૃષ્ણનું ઉત્થાન ૯; દંતધાવન, મુખપ્રક્ષાલન વગેરે ૧૦-૧૨; કૃષ્ણનુ કેશપ્રસાધન, સ્નાન અને વસ્ત્રાદિનું પરિધાન ૧૩-૧૮; મંદિરમાં શૃંગાર આદિ ધરી પધારવું ૧૯-૨૨ાા, શાલીગ્રામપૂજન આદિ નિત્યકર્મ, બ્રાહ્મણોને ગૌદાન ૨૨ાા-૨૯; નગરવાસીઓને સંતોષપ્રદાન ૩૦; બ્રાહ્મણભોજન અને પછી પ્રસાદગ્રહણ ૩૧-૩૩; વિવિધ જાતિતિની પાકસામગ્રી ૩૪-૬૪; રૂક્મિણીનું સામગ્રીઓનું આનયન અને માતા દેવકીનું પરિવેષણ ૬૫-૬૭; મુખપ્રક્ષાલન અને મુખવાસગ્રહણ ૬૮-૭૪; બપોરની વામકુક્ષી ૭૫-૭૭.

---

## સર્ગ ૩૪ મો: સુધર્મા સભાવર્ણન, બ્રહ્માદિનું કુતૂહલ

(ભા. સ્કં. ૧૦, અ. ૭૦ મો ચાલુ શ્લોક ૧૪ થી ૨૨ માત્ર, શેષ કવિનું સ્વયં સંયોજિત.)

કૃષ્ણની દિનચર્યા ચાલુ: પ્રાસાદમાંથી સરથ સર્જ થઇને ઉપર આરોહણ ૧-૬; વિવિધ શંખાદિ વાદ્યોના નિનાદ અને પુષ્પવૃષ્ટિ સહ સભાસ્થાને પ્રયાણ ૭-૧૨; સુધર્મામાં સિંહાસને બેસવું ૧૩-૧૫; કૃષ્ણનાં પૂજા, આરતી પુષ્પાંજલિ અને નિરાજન ૧૬-૨૭; બ્રહ્મા, શંકર આદિની સન્નિધિ, ગાંધર્વકિન્નરનાં ગાન, અને કવિજનોની કાવ્યચાતુરી ૨૮-૩૪; અપ્સરાનૃત્ય ૩૫-૪૨; દેવોનો ભક્તિભાવ, ૧૮ પુરાણ, ૧૨ સૂર્ય ૨૭ નક્ષત્ર સહ ચન્દ્રાદિ, સપ્ત ઋષિ, ૧૨ પ્રજાપતિઓ, ચૌદ મનુ, પાર્ષદો, છપ્પન કોટિ યાદવો, વૈષ્ણવ ભક્ત પ્રવરો, અનેક ઋષિ-મુનિઓ, અનેક સરિતાઓ, ક્ષેત્રો સપ્તપુરીઓ, વિવિધ તત્ત્વો, મુક્ત-આત્મા, રાજર્ષિઓ, એ સહુનું ભાગવતશ્રવણ ૪૨-૮૧.

---

## સર્ગ ૩૫ મો: રાજવિનતિ, અને ઇન્દ્રપ્રસ્થમાં આનંદવિહાર

(ભા. સ્કે. ૧૦, અ. ૭૦ મો, શ્લો. ૨૩ થી, કડી ૧ થી ૩૫; અ. ૭૧ મો ૩૬-૭૫)

સુધર્મા સભામાં વિરાજેલા કૃષ્ણને જરાસંધે પૂરેલા રાજાઓની દૂત દ્વારા વિનતિ ૧-૩૦; નારદનું આગમન અને યુધિષ્ઠિરનો ઇન્દ્રપ્રસ્થ આવવાનો સંદેશ ૩૧-૩૨ાા; ઉદ્ધવની સલાહથી રાજસૂય યજ્ઞ દ્વારા એકી સાથે બે કાર્ય કરવાની કૃષ્ણની

તત્પરતા અને રાજદૂતની સાથે સાંત્વનના સંદેશાની પાઠવણી ૩૨ાા–૪૧; ઇન્દ્રપ્રસ્થ તરફ કૃષ્ણાદિનું ગાજતેવાજતે પ્રયાણ, પ્રવાસમાર્ગવર્ણન, ઇન્દ્રપ્રસ્થ પહોંચવું ૪૨–૫૪; ધર્મરાજનો યોગ્ય ભાવભર્યો સત્કાર અને કુશળ પ્રશ્ન ૫૫–૬૦; રાજદ્વારમાં ઠાઠમાઠ સહ પધરામણી ૬૧–૬૮; વિવિધ નવલા રાજભોગોથી નિત્યનો સત્કાર ૬૯–૭૫



## સર્ગ ૩૬ મો: રાજસૂય યજ્ઞનો આરંભ અને જરાસંધવધ

(ભા સ્કં. ૧૦, અ. ૭૨ મો કડી ૧ થી ૬૭; અ. ૭૩ મો, કડી ૬૮ થી ૮૦)

મયદાનવની મયસભામાં કૃષ્ણને ધર્મરાજની વિનતિ, રાજસૂય યજ્ઞ કરવાની આજ્ઞાની માગણી ૧–૬; કૃષ્ણની સંમતિ અને પાંડવબંધુઓનું દિગ્વિજય અર્થે પ્રેષણ અને વિજયથી ધન આદિનું સંગ્રહણ ૭–૧૭, જરાસંધને જિતવા કૃષ્ણ, ભીમ અને અર્જુનનું પ્રયાણ, બ્રાહ્મણવેષે મગધપુરીમાં પ્રવેશ અને જરાસંધ પાસે દ્વંદ્વયુદ્ધની યાચના ૧૮–૪૦, જરાસંધ સાથે ભીમનુ મહાયુદ્ધ અને જરાસંધનો સંહાર ૪૧–૬૪; જરાસંધના પુત્ર સહદેવને રાજ્યાભિષેક, હજારો બંદિવાન રાજાઓની મુક્તિ, અને ત્રણેનું ઇન્દ્રપ્રસ્થ પાછું આવવું ૬૫–૮૦, આખ્યાનનીશ્રુતિનું ફળ ૮૧–૮૨.



## સર્ગ ૩૭ મો: શ્રીકૃષ્ણનું પૂજન અને શિશુપાલનો વધ

(ભા. સ્કં ૧૦, અ. ૭૪ આખો, વચમાં ૭૫ મો અધ્યાય કડી ૩૭ થી, ૪૦ાા માં ગુંથ્યો છે.)

યજ્ઞારંભ, મહાપુરૂષના પૂજનનો પ્રશ્ન, શ્રીકૃષ્ણના પૂજનનો સભાનો નિર્ણય, અને કૃષ્ણનુ પૂર્ણ શ્રદ્ધાથી યુધિષ્ઠિરે કરેલુ પૂજન ૧–૧૮; શિશુપાલનો વિરોધ, ગાલિપ્રદાન અને કૃષ્ણે સુદર્શન ચક્રથી કરેલું શિરચ્છેદન ૧૯–૩૩ાા; મહાપુરૂષ કૃષ્ણને બહુમાન ૩૩ાા–૩૬; યાગ પાર ઉતારવા કામોની વહેંચણી ૩૭–૪૦; યુધિષ્ઠિરનુ અવભૃથસ્નાન અને સહુ અતિથિઓનું સ્વગૃહે નિવર્તન ૪૦ાા–૫૨; કૃષ્ણનું ખાસ રોકાણ અને મહામનોરથ ઉજવતાં કૃષ્ણે દ્રૌપદી સાથે યુધિષ્ઠિરનો કરેલો અભિષેક, દુર્યોધનનો પ્રજળેલો ઈર્ષાગ્નિ ૫૩–૫૬; મહાસભામાં જળસ્થળનો વિવેક નહીં સમજાતાં દુર્યોધનનાં કપડાં પલળતાં ભીમ અને દ્રૌપદીએ કાઢેલા ટાણાભર્યા વેણ અને દુર્યોધનના વૈરાગ્નિનું પ્રજ્વલન. ૫૭–૬૪



## સર્ગ ૩૮ મો: શાલ્વયુદ્ધ, ભારતયુદ્ધ, રામયાત્રા, અને સુદામાચરિત

(ભા. સ્કં. ૧૦, અ. ૭૬ મો કડી ૧ થી ૧૯ા; અ. ૭૭ મો કડી ૧૯ા થી ૪૧ા; અ. ૭૮ મો કડી ૪૧ા થી ૭૩; અ. ૭૯ મો કડી ૭૪ થી ૮૨; અ. ૮૦ મો કડી ૮૩ થી ૧૦૮ા; અ. ૮૧ મો કડી ૧૦૮ા થી ૧૪૧)

શાલ્વે તપશ્ચરણથી શંકર પાસેથી અજયપણાનું મેળવેલું વરદાન ૧–પા; શાલ્વનું દ્વારકા ઉપર આક્રમણ, કૃષ્ણ ઇન્દ્રપ્રસ્થ હોવાથી પ્રદ્યુમ્ન આદિનો તેની સાથે ઘોર રણસંગ્રામ પા–૨૨; કૃષ્ણનું આવી પહોંચવું અને યુદ્ધ આદરવું, શાલ્વનો માયાનો પરિહાર અને તેનો અંતે સંહાર સૌભ નગરનું વિદારણ ૨૩–૪૧; શિશુપાળના ભાઈ દંતવક્ત્રનું નિર્દલન ૪૨–૪૪; કુરુ, પાંડવનું મહાભારતયુદ્ધ અને ભૂભારહરણ ૪૫–૫૯, બલરામનું યાત્રાર્થે વિવિધ ક્ષેત્રમા પ્રયાણ, અવિવેકી રોમહર્ષણનો વધ અને બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત ૬૦–૭૩; રામે બિલ્વલનો કરેલો વધ અને પ્રભાસમાં પુનરાગમન ૭૨–૭૭; રામનું કુરુક્ષેત્રમાં જઈ ભીમ અને ભીમકર્મા દુર્યોધનને ગદાયુદ્ધ કરતાં અટકાવવાનું મથન, પણ બન્નેયે તે ન માન્યાથી દ્વારકાં સીધારવું ૭૮–૮૨; સુદામાચરિત ૮૩–૧૧૪.

---

## સર્ગ ૩૯ મો: દેવકીના પુત્રોની પ્રાપ્તિ, સુભદ્રાહરણ,–બહુલાશ્વ અને શ્રુતદેવનું આતિથ્ય અને ત્રિમૂર્તિમાં હરિની શ્રેષ્ઠતાની પરીક્ષા

(ભા. સ્કં. ૧૦, અ. ૮૨ મો કડી ૨ થી ૭, અ. ૮૩–૮૪ કવિએ નથી લીધા; અ. ૮૫ મો કડી ૯ થી ૧૦; અ. ૮૬ મો કડી ૨૧ થી ૫૩; અ. ૮૭ મો વેદસ્તુતિ–કવિએ લીધી નથી; અ. ૮૮ મો કડી ૫૪ થી ૭૯; અ. ૮૯ મો શ્લોક ૧–૨૧; કડી ૮૦ થી ૯૨,)

સૂર્યગ્રહણના સ્નાન અર્થે વસુદેવ, વાસુદેવ આદિનું કુરુક્ષેત્રમાં સીધારવું અને પાંડવાદિ તેમજ નંદયશોદા સાથે મળવું અને પાછું દ્વારકામતી આવવું ૧–૭; દેવકીની મૃતપુત્રો દેખાડવાની કૃષ્ણને વિનતિ અને તેનો સંતોષ ૮–૨૦; સુભદ્રાનું યતિવેષે અર્જુને કરેલું હરણ ૨૧–૩૨; રંક શ્રુતદેવ અને રાજા બહુલાશ્વ–એ બન્ને શાશ્વત ભક્તોનાં આમંત્રણનો એકસમયાવચ્છેદે કૃષ્ણનો સ્વીકાર અને બન્નેની આશાપૂરણી ૩૩–૫૩ા; પરીક્ષિતનો પ્રશ્ન, નિષ્કિંચન શિવને ભજનારા ધનવાન કેમ બને છે? અને લક્ષ્મીપતિ વિષ્ણુના ભક્ત નિષ્કિંચન કેમ? ૫૪–૫૫; શ્રુતુ

શંકાનિવારણ—શ્રીભગવાન્ વચન ૫૯–૬૩; ઈશકથા—હરમોક્ષ—વૃક—ભસ્માસુરને શંકરનું વરદાન, તેનો જ શંકરને ત્રાસ અને વિષ્ણુએ યુક્તિથી તેને હાથે જ તેનું કરાવેલું દહન ૬૪; હરિહર અને બ્રહ્મા—એમાં શ્રેષ્ઠ કોણ? સરસ્વતીતીરે ઋષિઓનો સંવાદ, ભૃગુઋષિએ ત્રણેની સહિષ્ણુતા અને આત્મવિલોપનની પરીક્ષા, ભૃગુપદલાંચ્છિત વિષ્ણુની શ્રેષ્ઠતા, સિદ્ધ ૮૦–૯૨.

---

## સર્ગ ૪૦ મો: અર્જુનમદમર્દન, યદુવંશલીલાવર્ણન અને ઉપસંહાર

(ભા. સ્કં. ૧૦, અ. ૮૯ મો શ્લો. ૨૨ થી, કડી ૧ થી ૪૧॥; અ. ૯૦ મો કડી ૪૧॥ થી ૭૨)

અર્જુનના અગ્નિભક્ષણનું કૃષ્ણે કરેલું નિવારણ, અર્જુનની બલમદથી, બ્રાહ્મણના જન્મતાં વેંત જ મરતા પુત્રને બચાવવાની પ્રતિજ્ઞા, તેમાં નિષ્ફળતા અને અગ્નિચિતામાં બળવાની તત્પરતા, કૃષ્ણે મહાપ્રયાસે અર્જુનને અદ્ભુત દૃશ્ય દાખવી બ્રાહ્મણપુત્રને આણવા ૧–૩૮; પરમ પવિત્ર કૃષ્ણચરિત્રો ૩૯–૪૧॥; યાદવોની લીલાઓનું વર્ણન ૪૧॥–૫૪; કૃષ્ણવંશવર્ણન ૫૫–૬૬; કૃષ્ણમહિમા ૬૭–૭૨; ઉપસંહાર—ભાગવતઅનુવાદનો કવિનો પ્રયાસ, કેશવકીર્તનમહિમા, વિષ્ણુકથાફળશ્રુતિ, કૃષ્ણભક્તિથી ઇષ્ટસિદ્ધિ ૭૩–૯૫; સર્ગોના વિષયપ્રસંગોની અનુક્રમણિકા ૯૬–૧૧૪; રચનાકાળ, નિવાસ આદિની સ્વઓળખ ૧૧૫–૧૨૪; કૃષ્ણભક્તિ નિરતતા ૧૨૫–૧૨૬; ભાગવતાદિના શ્લોકોની સંમતિ ૧૨૭–૧૨૯; ફળશ્રુતિ ૧૩૦–૧૪૧ इति शम्.



| श्लोक | पद्धी | सर्ग | ग्रन्थनिर्देश |
|---|---|---|---|
| ५४ नेयं विरिञ्चो न भवो | ६ | २६ | भा. १०।९।२० |
| ५५ नैकजातीनि पुण्याणि | ३४ | २१ | |
| ५६ नौमीड्यतेऽभ्रवपुषे | ८ | ६३ | भा. १०।१४।१ |
| ५७ पत्रं पुष्पं फलं तोयं | ३८ | ११६ | भा. १०।८१।४ |
| ५८ पत्रावीराय | २१ | ७ | प्र. स्तो. ७ |
| ५९ परोऽपि मनुतेऽनर्थं | १ | २९ | |
| ६० पर्यंक निल्के | १४ | ७७ | |
| ६१ पिबन्त इव चक्षुर्भ्यां | १६ | ७२ | भा. १०।७१।६ |
| ६२ पीठस्यापितवाल्मगळे | ५ | २८ | कृ. द्वि. ७८ |
| ६३ पुष्पाञ्जलिस्ते | १४ | २२ | |
| ६४ बिभ्रद्वेणुं जठर- | ८ | १० | भा १०।१३।११ |
| ६५ ब्रह्मज्ञानेन मुच्यन्ते | २१ | ७९ | |
| ६६ ब्राह्मणा जंगमं तीर्थं | २१ | २८ | प्रचलित |
| ६७ भूयस्त्वमत्तोऽपह्न | १८ | ११५ | भा. १०।८।१४ |
| ६८ मन्थानमण्डाऽखिल- | १ | ४ | प्र. स्तो. ४ |
| ६९ मन्दाश्च मन्दमतयो | १ | ५० | भा. १।१।१० |
| ७० मर्त्यो मृत्युव्यालभीतः | २ | ४० | भा. १०।३।२७ |
| ७१ मर्त्यस्तयानु | ४० | ७१ | भा १०।९०।५० |
| ७२ महानागरनिर्नृणां नर- | १८ | ३३ | भा. १०।४१।१७ |
| ७३ महद्विचलनं नृणां | ३ | ४७ | भा. १०।८।४ |
| ७४ मातरं पितर भ्रातॄन् | १ | १११ | भा. १०।५१।४१ |
| ७५ यन्नामामंगलघ्नं | ४० | ६९ | भा. १०।९०।४७ |
| ७६ यथा च भानस्य किरीटकोटिभिः | २८ | ६० | |
| ७७ ययोरात्मसमं वित्तं | २९ | १० | भा. १०।६०:१२ |
| ७८ यस्याहमनुगृह्णामि | २९ | ६९ | भा १०।८८।८ |
| ७९ यः स्वानुभावमखिलं | १ | ११ | भा. १।२।३ |
| ८० यानीह विश्वविलयोद्भव- | ३२ | ५६ | भा. १०।६९।४५ |
| ८१ याः सपर्यंचरन् | ४० | ५२ | भा १०।९०।२६ |
| ८२ युक्तं मृदंगादिमृदु | ३४ | २७ | |
| ८३ ये ब्राह्मणास्ते | ३१ | २७ | प्रचलित |
| ८४ येऽन्येरविन्दाक्ष | ३१ | १५ | |
| ८५ येनं श्रुत भागवतं पुराणं | १ | १८ | |

| श्लोक | कडी | सर्ग | ग्रन्थनिर्देश |
|---|---|---|---|
| ८६ योऽनित्येन शरीरेण | ३६ | २९ | भा १०।७२।२० |
| ८७ रत्नस्थले जानुचर | ४ | ६६ | कृ द्वि ५४ |
| ८८ राजा बलिश्च– | २१ | ६ | प्र स्तो ६ |
| ८९ वक्त्रे सा विषवहरी | १ | ६५ | |
| ९० वत्स जागृहि विमात– | १० | ५९ | कृ. द्वि ६४ |
| ९१ विराटजादु खनिवारणाय | २१ | ५ | प्र स्तो. ५ |
| ९२ विश्वक्सेनो | ३४ | ७५ | |
| ९३ विहाय पीयूषरस | ४ | २० | |
| ९४ व्योम्याऽऽदृष्टमृगांक | ३० | ५३ | लक्ष्मीधर |
| ९५ शय्यासनाट– | ४० | ६७ | भा १०।९०।४६ |
| ९६ श्रीदेवकीशौरी | १ | ८ | प्र स्तो ८ |
| ९७ श्रीयादवेन्द्राय | २१ | २ | प्र स्तो २ |
| ९८ श्रीवासुदेवाय | २१ | ३ | प्र स्तो १ |
| ९९ श्रुतमात्रोऽपि य | ४० | ५२ | भा १०।९०।२६ |
| १०० यश्चविडवराहोष्ट्र– | १ | २० | भा २।३।१९ |
| १०१ सतामयं सारभृता | ७ | ५८ | भा १०।१३।२ |
| १०२ समग्रगर्गोक्तसुलक्षणाय | १ | ६ | प्र स्तो ६ |
| १०३ स यदा वितथो | ३९ | ६० | भा १०।८८।९ |
| १०४ सरोजनेत्राय | १ | १ | प्रसिद्ध स्तो १ |
| १०५ सोऽह तवाङ्घ्युप– | १७ | ६५ | भा १०।४०।२८ |
| १०६ स्वदत्तां परदत्तां | ३१ | २८ | भा १०।६४।३९ |
| १०७ हरिश्चन्द्रो रन्तिदेव | ३६ | ४१ | भा १०।७२।२१ |
| १०८ हिंसाविहार | ४० | १ | भा १०।८९।२५ |



# श्रीकृष्णलीलासङ्ग्रहः

## ॥ श्रीधरकारिकाः ॥

---

वागीशा यस्य वदने लक्ष्मीर्यस्य च वक्षसि ।
यस्यास्ते हृदये संवित्त नृसिंहमहं भजे ॥ १ ॥
विश्वसर्गविसर्गादिनवलक्षणलक्षितम् ।
श्रीकृष्णाख्यं परं धाम जगद्धाम नमामि तत् ॥ २ ॥
श्रीमद्भागवतं पूर्वैः सारतः सन्निवेशितम् ।
मया तु तदुपस्पृष्टमुच्छिष्टमुपचीयते ॥ ३ ॥
दशमे दशमं लक्ष्यमाश्रिताऽऽश्रयविग्रहम् ।
क्रीडद्यदुकुलाम्भोधौ परानंदमुदीर्यते ॥ ४ ॥
दशमे कृष्णसत्कीर्तिवितानायाऽनुवर्ण्यते ।
धर्मग्लानिनिमित्तस्तु निरोधो दुष्टभूभुजाम् ॥ ५ ॥
प्राकृतादिश्चतुर्धा यो निरोधः स तु वर्णितः ।
तत्तत्प्रसंगतः सृष्टिसंहारादिनिरूपणैः ॥ ६ ॥
कृता नवतिरध्याया दशमे कृष्णकीर्तये ।
आद्यैश्चतुर्भिरध्यायैर्ब्रह्मप्रार्थनयाऽवनेः ॥
भारं हर्तुं हरेर्जन्म सप्रसङ्गं निरूप्यते ॥ ७ ॥
गोकुले मथुरायां च द्वारवत्यां ततः क्रमात् ।
कृष्णलीला त्रिधा प्रोक्ता तत्तद्भेदैरनेकधा ॥ ८ ॥
सपञ्चत्रिंशताध्यायैर्बृहद्वृन्दावनादिषु ।
गोकुले वसतो लीला वर्ण्यते सुरदुष्करा ॥ ९ ॥
एकेन यमुना वारिण्यक्रूरेण कृता स्तुतिः ।
एकादशभिराख्याता लीला मधुवने कृता ॥ १० ॥
शेषैर्द्वारवतीलीला तन्निर्माणादि वर्ण्यते ।
एवं नवतिरध्याया दशमे विशदार्थकाः ॥ ११ ॥

---

## दशमस्कन्धस्य पूर्वार्धम् ।

अध्या श्लो स

१ ६९ तत्र तु प्रथमे कंस॰, स्वमृत्यु देवकीसुतात् ।
श्रुत्वा भीतोऽवधीत्तस्या, षड्गर्भानिति वर्ण्यते ॥ १२ ॥
कृष्णावतारचरितश्रवणामृतनिर्वृत॰ ।
उक्तानुवादेनौत्सुक्याद्राजा पृच्छति तत्पुन ॥ १३ ॥

२ ४२ द्वितीये कंसघाताय देवक्या गर्भगो हरिः ।
ब्रह्मादिभि॰ स्तुत सा च सान्त्वितेति निरूप्यते ॥ १४ ॥

३ ५४ तृतीये निजरूपेण समूतस्तु हरिः स्वयम् ।
पितृभ्या संस्तुतो नीतः पित्रा भीतेन गोकुलम् ॥ १५ ॥

४ ४६ चतुर्थे चडिकावाक्यमाकर्ण्यातिभयाकुल॰ ।
दुर्मन्त्रिभिर्हित मेने कंसो बालादिघातनम् ॥ १६ ॥

५ ३२ पचमे जातक नन्द सूनोः कृत्वा महोदयम् ।
गत्वाऽथ मथुरा प्राप वसुदेवागमोत्सवम् ॥ १७ ॥

६ ४४ षष्ठे सख्युर्गिरा नन्दो व्रज गच्छन् मृता पथि ।
दृष्ट्वा तु राक्षसीं तस्या मृत्युं श्रुत्वाऽथ विस्मित ॥१८॥

७ ३८ उत्क्षिपञ्छकट व्योम्नि तृणावर्तमथ क्षिपन् ।
दर्शयन् विश्वमास्ये च कृष्ण क्रीडति सप्तमे ॥ १९ ॥
कृष्णार्भकसुधासिन्धुसम्प्लवानन्दनिर्भरः ।
भूयस्तदेव सप्रष्टु राजाऽन्यदभिनन्दति ॥ २० ॥

८ ५२ अष्टमे नामकर्माऽस्य बालक्रीडाकुतूहले ।
मृद्भक्षणादियोगे च विश्वरूप निरूप्यते ॥ २१ ॥
विश्वरूपादि बालस्य निशाम्याऽऽशङ्किन पितु ।
नामकृद्गर्गवाक्येन निज तत्त्वमसूसुचत् ॥ २२ ॥

९ २३ नवमे पय उत्सिक्ते गत्वा गोप्यथ तत्कृतम् ।
विलोक्य भाण्डभङ्गादि कृष्ण दाम्ना बबन्ध तम् ॥ २३ ॥

अध्या. श्लो सं.

तन्नूदराश्रितं विश्वं दृष्ट्वा विस्मितचेतसः ।
बंधनद्व्यंगुलापूर्त्या पूर्णतामन्वदर्शयत् ॥ २४ ॥

१० ४३ दशमेऽपातयद्द्विमन्तरा यमलार्जुनौ ।
तत्रत्याभ्यां च देवाभ्यां कृष्णः स्तुत इतीर्यते ॥ २५ ॥

११ ५८ एकादशे समागत्य वृन्दावनमथार्भकैः ।
वत्सान् पालयताऽनेन हतौ वत्सबकासुरौ ॥ २६ ॥

१२ ४४ द्वादशे तु महासर्पवपुर्धरमघासुरम् ।
वत्सपालगिलं क्रुद्धो गलेऽहमिति वर्ण्यते ॥ २७ ॥

*महाबकगलक्रीडा केवलस्य न कौतुकम् ।*
*इतीवाघासुरमुखे ससखः प्राविशद्धरिः ॥ २८ ॥*

१३ ६४ त्रयोदशेऽहरद्ब्रह्मा वत्सान् पालांश्च मायया ।
तदा तत्सर्वरूपोऽब्दं कृष्णः पूर्ववदाचरत् ॥ २९ ॥

१४ ६१ चतुर्दशेऽद्भुतं दृष्ट्वा पूर्वागन्तुकनिश्चयम् ।
अनीशः कर्तुमस्तौषीत् कृष्णं ब्रह्मा विमोहितः ॥ ३० ॥

१५ ५२ ततः पंचदशे धेनुपालनं धेनुकार्दनम् ।
कालियक्ष्वेडतो गोपरक्षणं च निरूप्यते ॥ ३१ ॥

अहिवक्त्रप्रवेशेन वृथाखिन्नान् सखीनतः ।
कृष्णः प्रावेशयत् पक्वफलं तालाळिकाननम् ॥ ३२ ॥

१६ ६७ षोडशे कालियस्योक्तो निग्रहो यमुनाहृदे ।
तत्पत्नीभिः स्तुतेनाऽथ कृष्णेनानुग्रहः कृतः ॥ ३३ ॥

हत्वा रासभदैतेयान् जग्ध्वा तालफलान्यलम् ।
प्रीतोऽनृत्यत् फणारङ्गे कालियस्य कलानिधिः ॥ ३४ ॥

१७ २५ नागं सप्तदशे नागालयं तं निरयापयत् ।
बंधून्स्वदुःखतः श्रान्तान्सुप्तांस्तत्र दवादपात् ॥ ३५ ॥

१८ २२ अष्टादशे ततो ग्रीष्मे वसन्तगुणलक्षिते ।
अघातयद्बलेनालं प्रलम्बं लीलया हरिः ॥ ३६ ॥

अध्या. श्लो.सं.

कृत्वा नृत्यं फणाग्रेषु कालियस्य सकौतुकम् ।
बलं प्रलम्बं तुगांसमारोपयदरातिहा ॥ ३७ ॥
१९ १६ ऊनविंशे निविष्टं तु गोपगोकुलमच्युतः ।
मुञ्जारण्यमरण्याग्नेररक्षत्तन्निपानतः ॥ ३८ ॥
२० ४९ विंशे प्रावृट्शरच्छोभावर्णनेन वनोचिताः ।
प्रावृट्क्रीडा निरूप्यन्ते गोपरामयुजो हरेः ॥ ३९ ॥
हेयादेयोपमानेन प्रावृट्शरदृतुश्रियोः ।
वर्णनं त्वद्भुतैश्वर्यकृष्णलीलाविवक्षया ॥ ४० ॥
२१ २० एकविंशे शरद्रम्यवृन्दावनगते हरौ ।
तद्वेणुस्वनमाकर्ण्य गोपीभिर्गीतमीर्यते ॥ ४१ ॥
गोपीनां कामतः कृष्णे निस्सीमप्रेमसम्भ्रमः ।
कात्यायन्यर्चनोद्भूततत्प्रसादमहोदयः ॥ ४२ ॥
२२ २८ द्वाविंशे गोपकन्यानां वस्त्राहरणलीलया ।
वरं दत्त्वा गतः कृष्णो यज्ञशालामितीर्यते ॥ ४३ ॥
२३ २२ त्रयोविंशे ततो गोपैरन्नयाच्ञापदेशतः ।
तत्पत्न्यनुग्रहात् कृष्णो दीक्षितानन्वतापयत् ॥ ४४ ॥
२४ २८ चतुर्विंशे महेन्द्रस्य मखं व्यावर्त्य हेतुभिः ।
कृष्णः प्रवर्तयामास गोवर्धनमखोत्सवम् ॥ ४५ ॥
भूसुराणां क्रियागर्वं निरस्य स्वःसुरेषु च ।
मघवन्मदभङ्गाय तन्मखं समवारयत् ॥ ४६ ॥
२५ ६३ पञ्चविंशे रुषा शक्रे व्रजनाशाय वर्षति ।
उद्धृत्य गिरिमासारादरक्षद्गोकुलं प्रभुः ॥ ४७ ॥
२६ २९ षड्विंशे विस्मितान् गोपान् कृष्णस्याद्भुतकर्मभिः ।
नन्दो गर्गोक्तिमाश्राव्य तदैश्वर्यमवर्णयत् ॥ ४८ ॥
२७ २८ सप्तविंशे तदालक्ष्य कृष्णस्य प्राभवं परम् ।
वर्ण्यते सुरभीन्द्राभ्यामभिषेकमहोत्सवः ॥ ४९ ॥

अध्या. श्लो.स.

२८ १७ अष्टाविंशे ततो नन्दानयनं वरुणालयात् ।
वैकुण्ठदर्शनं चाथ गोपानामनुवर्ण्यते ॥ ५० ॥
गोवर्धनं समुद्धृत्य वशे कृत्वा सुरेश्वरम् ।
नन्दानयनतः कृष्णो वरुणं च वशेऽनयत् ॥ ५१ ॥

२९ ४८ ऊनत्रिंशे तु रासार्थमुक्तिप्रत्युक्तयो हरेः ।
गोपीभी राससंरम्भे तस्य चान्तर्धिकौतुकम् ॥ ५२ ॥
ब्रह्मादिजयसंरूढदर्पकन्दर्पदर्पहा ।
जयति श्रीपतिर्गोपीरासमण्डलमण्डनः ॥ ५३ ॥

३० ४४ त्रिंशे विरहसंतप्तगोपीभिः कृष्णमार्गणम् ।
उन्मत्तवदनियतं भ्रमन्तीभिर्वने वने ॥ ५४ ॥

३१ १९ एकत्रिंशे निराशास्ताः पुनः पुलिनमागताः ।
कृष्णमेवानुगायन्त्यः प्रार्थयन्ते तदागमम् ॥ ५५ ॥

३२ २२ द्वात्रिंशे विरहालापविद्धिन्नहृदयो हरिः ।
तत्राऽऽविर्भूय गोपीस्ताः सान्त्वयामास मानयन् ॥ ५६ ॥
स्वप्रेमामृतकल्लोलविह्वलीकृतचेतसः ।
सदय नन्दयन्गोपीरुद्धतो नन्दनन्दनः ॥ ५७ ॥

३३ ४० त्रयस्त्रिंशे ततो गोपीमण्डलीमध्यगो हरिः ।
प्रियास्ता रमयामास ह्रदिनीवनकेलिभिः ॥ ५८ ॥

३४ ३२ चतुस्त्रिंशेऽहिना ग्रस्तं नन्दं हरिरमूमुचत् ।
विद्याध्रं चाङ्गिरःशापाच्छंखचूडं तथाऽवधीत् ॥ ५९ ॥
रासापदेशतः कामं निष्करीकृत्य कामतः ।
अनुगृह्णन्वशं निन्ये तथा विद्याधराधिपम् ॥ ६० ॥

३५ २६ पंचत्रिंशे वनं याते कृष्णे गोकुलयोषितः ।
युग्मश्लोकानुगीतेन निन्युर्दुःखेन वासरान् ॥ ६१ ॥

३६ ४० षट्त्रिंशे तु हतेऽरिष्टे नारदोक्त्या बलाच्युतौ ।
वसुदेवसुतौ ज्ञात्वा कंसोऽक्रूरं समादिशत् ॥ ६२ ॥

अध्या. श्लो.सं.

गोपीरासान्तरायार्न्तं शंखचूडं निहत्य सः ।
अहन्गोपीमहानन्दाऽसहं दुष्टमरिष्टकम् ॥ ६३ ॥

३७ २४ सप्तत्रिंशे हते केशिन्यच्युतो भाविकर्मभिः ।
नारदेन स्तुतः क्रीडन्व्योमासुरमथाव्रधीत् ॥ ६४ ॥
वृषवेषासुरं यद्वत्केशिनं हयवेषिणम् ।
कंसप्राणपरं हत्वा कंस व्यसुमिवाकरोत् ॥ ६५ ॥

३८ ४३ अष्टत्रिंशे यथा ध्यायनक्रूरो गोकुलं गतः ।
तथैव रामकृष्णाभ्यां गृहं नीत्वा सुसत्कृतः ॥ ६६ ॥
प्रातः केशिवधे वृत्ते द्वादश्या निर्गते मुनौ ।
ततो व्योमे हतेऽक्रूरः सायं गोकुलमागतः ॥ ६७ ॥

३९ ५७ नवत्रिंशे पुरीं गच्छत्यच्युते गोपिकोक्तयः ।
अक्रूरेणाऽथ कालिन्द्यां विष्णुलोकस्य दर्शनम् ॥ ६८ ॥

४० ३० चत्वारिंशे ततोऽक्रूरः कृष्णं मत्वेश्वरेश्वरम् ।
प्रणम्य भक्त्या तुष्टाव सगुणागुणभेदतः ॥ ६९ ॥

४१ ५२ एकचत्वारिंशकेऽह्वव्रजकं प्रविशन् पुरीम् ।
ततो वरानदात्तुष्टः सुदाम्नो वायकस्य च ॥ ७० ॥
सशंकमक्रूरमनः प्रबोध्य,
स्वधामसन्दर्शनसत्कृपात' ।
स्वराजधानीं मथुरामपश्य-
दलंकृतानन्तमहोत्सवाढ्याम् ॥ ७१ ॥

४२ ३८ द्विचत्वारिंशके कुब्जोन्नमनं धनुषोभिषदा ।
वधस्तद्रक्षिणां कंसारिष्टं रङ्गोत्सवादि च ॥ ७२ ॥

४३ ४० त्रिचत्वारिंशके हत्वा गजेन्द्रं रामकृष्णयोः ।
रङ्गप्रवेशसौभाग्यं चाणूरेण च भाषणम् ॥ ७३ ॥

४४ ५१ चतुश्चत्वारिंशके तु मल्लकंसादिमर्दनम् ।
कंसयोषित्समाश्वासस्ताभ्यां पित्रोश्च दर्शनम् ॥ ७४ ॥

| अध्या. | श्लो.सं. | |
| --- | --- | --- |
| ४५ | ६० | पञ्चचत्वारिंशकेऽथ पितृनन्दादिसान्त्वनम् । उग्रसेनाभिषेकश्च गुरौ वासात्पुरागमः ॥ ७५ ॥ |
| ४६ | ४९ | षट्चत्वारिंशके घोषमुद्धवं प्रेष्य तद्गिरा । यशोदानन्दयोश्चक्रे कृष्णः शोकापनोदनम् ॥ ७६ ॥ कामचारं द्विजातिः सन्यरित्यज्यातिसंयतः । गुरोर्दर्शनमनुप्राप्य सख्या गोपीरुपादिशत् ॥ ७७ ॥ |
| ४७ | ७० | सप्तचत्वारिंशकेऽथ कृष्णादेशेन गोपिकाः । बोधयित्वोद्धवस्तत्त्वमनुज्ञाप्यागमत्पुरीम् ॥ ७८ ॥ |
| ४८ | ४६ | अष्टचत्वारिंशकेऽथ कृष्णः कुब्जामरीरमत् । अक्रूरस्य गृहं गत्वा तं गजाह्वयमादिशत् ॥ ७९ ॥ सैरन्ध्रीकाममापूर्य पूरयित्वा मनोरथान् । अक्रूरस्य ततः कृष्णस्तेन पार्थानसान्त्वयत् ॥ ८० ॥ |
| ४९ | ३१ | ऊनपंचाशत्तमे तु गत्वाऽक्रूरो गजाह्वयम् । राज्ञः स्वभ्रातृपुत्रेषु बुद्ध्वा वैषम्यमागमत् ॥ ८१ ॥ |

## दशमोत्तरार्धम् ।

| | | |
| --- | --- | --- |
| ५० | ५८ | ततः पञ्चाशत्तमे तु जरासंधभयादिव । कारयित्वाऽम्बुधौ दुर्गं तं निनाय निजं जनम् ॥ १ ॥ कपटान् कपटैरेव हत्वा दैत्यानयत्नतः । अजयच्च जरासन्धं धर्मेणैव तु धार्मिकम् ॥ २ ॥ |
| ५१ | ६९ | एकपञ्चाशत्तमेऽह्नन्मुचुकुन्ददृशा हरिः । यवनं, मुचुकुन्देन स्तुतः सन्नन्वकम्पत ॥ ३ ॥ यवनेन्द्रसुतात्कालयवनाद्यदुभीषणात् । हरिर्हरगिरः स्वैरं पालनायाऽपलायत ॥ ४ ॥ |

अध्या.    श्लो.सं

५२    ४४    द्विपञ्चाशत्तमे धावन् भयादिव गत पुरीम् ।
अन्वमोदत सन्देश रुक्मिण्या द्विजवर्णितम् ॥ ५ ॥

५३    ५७    त्रिपञ्चाशत्तमे गत्वा विदर्भानद्रुतेद्दित ।
रुक्मिणीमहरत्कृष्णो मिषता द्विषता बलात् ॥ ६ ॥

५४    ६०    चतु पञ्चाशत्तमे तु जित्वा राज्ञोऽरिपक्षगान् ।
रुक्मिण च विरूप्याथ भैष्म्या पाणिं पुरेऽग्रहीत् ॥ ७ ॥

५५    ४०    पञ्चपञ्चाशत्तमे तु प्रद्युम्नोऽजनि कृष्णतः ।
शम्बरेण हृतः सोऽथ हत्वा तं कान्तयाऽऽगमत ॥ ८ ॥
प्रद्युम्नहानिलाभार्थे शंबराऽऽहरणादिना ।
कुटुम्बिनामपत्यादिमुखदु खमसूसुचत् ॥ ९ ॥

५६    ४५    षट्पञ्चाशत्तमे मिथ्याऽभियोगे मणिमाहरत् ।
कन्यां जाम्बवत. प्राप कृष्णः सत्राजितस्ततः ॥ १० ॥
पुत्रादिकामसौख्यस्य निष्ठामुक्त्वाऽतिचञ्चलाम् ।
अर्थस्यानर्थतामाह स्यमन्तहरणादिना ॥ ११ ॥

५७    ४२    सप्तपञ्चाशत्तमे तु पुन· शतधनोर्वधे ।
प्राप्तं स्म दुर्यशो मार्ष्टि कृष्णोऽक्रूराहृतान्मणेः ॥ १२ ॥
अक्रूरमुररीकृत्य मणे पात्रमथाऽच्युतः ।
उपामन्त्र्य तमेकान्ते सरामोऽगाद्गजाह्वयम् ॥ १३ ॥

५८    ५८    अष्टपञ्चाशत्तमे तु कृष्ण पंच करेऽग्रहीत् ।
कालिन्दीं मित्रविन्दां च सत्यां भद्रां च लक्ष्मणाम् ॥ १४ ॥
कालिन्दीं निजलाभाय तप परमुपेयुषीम् ।
परिणेष्यन्प्रियावासमिन्द्रप्रस्थमथागमत् ॥ १५ ॥

५९    ४५    ऊनषष्टितमे भौमं हत्वा तेनाहृता हरि ।
कन्या सहस्रश प्राप पारिजात दिवोऽहरत् ॥ १६ ॥
परिणीय ततस्ताभिस्तन्मनोरथपूरणे. ।
आत्मारामोऽप्यसौ रेमे तद्गृहेषु गृहस्थवत् ॥ १७ ॥

विहाय पीयूषरसं मुनीश्वराः ममाम्बीराजीवरसं पिबन्त्यहो।
इति स्वपादाम्बुजपानकौतुकी स गोपबालः श्रियमातनोतु व.॥ २०

## ચોપૈ

એમ ગોપીજન ગાતા ગીત, નિદ્રા આવી થયા નચિંત,
કરવા લાગી ઘરના કાજ, એટલે તો જાગ્યા યદુરાય ૨૧
નરહરિ માત ન દેખે નિકટ, પ્રાણે પાટુ મારૂ શકટ,
ભાજી ભૂકો થયો તત્કાલ, પાસેથી પેખે છે બાલ ૨૨
'અરે યશોદા! આ શું થય ? બાલક બાઈ! રોતૂ રહ્યું'
કરડી આખ્ય ચડાવી કરી, ડસ્યા હોઠ ને ધરી ધ્રુધરી ૨૩
ભૂખ્યો મન માગે પયપાન, ભામનીયે લીધા ભગવાન,
'જો ને બેન! આ બીનો નથી, રામચદ્રે એ રાખ્યો સહી' ૨૪
સુરભીસુત કરાવ્યૂ સ્નાન, તે ઉપરથ આપ્યા બહુ દાન,
નદાદિકને વિસ્મય થયો, આવ્યો એહ ઉતપાત જ કશો ૨૫
બાલપણે જો આપણે બાલ પાટૂ મારી પાડ્યૂ વિશાલ,
અન્ય ભાગ્યૂ નન્ય માને કોય, અસભાવી કહે એમ કયમ હોય! ૨૬
અપ્રમેય અચ્યુતબલ જેહ, નદ ન જાણે સુતને સ્નેહ,
ગોય સાય સાયમા ઝીલે સદા, તેહને કયમ આવે આપદા ૨૭

એક વાર નરહર ઉત્સગ, માત લડાવે મનોહર રગ,
ભૂદરનો ઘણો ભાર જ થાય, અક રોપ્યો પર્વતપ્રાય ૨૮
ખમે નહી ભામિની એ ભાર, મૂકયા મહીઅલ મહી મુરાર,
આપે ગીયા કરવાને કામ, ધૂલિ ધૂસર સવિ ભરિયા ધામ ૨૯

---

૨૦ मुनंश्वरा ममांम्री–इत्विषप–व–૨૧ માતા ('ગાતા'ને બદલે) નચીંત ૨૨ દેખે ભુકો પેખે ૨૩ યસોદા આખ્ય ૨૪ ભુખ્યો જઈ લીધા રાખ્યો ૨૬ અસભાવી એ (મૂળ) એમ ૨૭ અચુત કય(કયમ?) ૨૮ ભુદરનો જાણીયે અક ૨૯ ખમે ભામની ભાર મહીઅલમા ધૂલિધુસરસવિ–(મૂળ) ધુરધુસારવ પછે આપે

ચક્ર વાંત ચ્યારે દિશે ફરિ, ગોકુલ માંહેં ધરી ધુંધરી;
ઊડે રેણુ ન ચાહે ચક્ષ, અવરિઆ કોય આતમ પક્ષ. ૩૦
ઇશી અસુર આવ્યો એ ઠામ, તૃણાવર્ત તાં તેનૂં નામ,
રૌદ્ર રૂપ, ને વદન વિકાશ, ગ્રહી કૃષ્ણુ ઊડ્યો આકાશ. ૩૧
ધુંધલ્ય ટલી, જશોદા ગઈ, નરખે તો નાનડિયો નહીઃ
'અરે! ક્યાં ગ્યો બાલક બાપ!', વિલવલતી એમ કરે વિલાપ. ૩૨

## પૂર્વછાયો

વત્સ વિહોણી ભાંભરે, જમ ગોરંભી ગાય,
અનંત વિરહ આંસુ ઝરે, મરૂ કહે હવે માય. ૩૩
ગોપી ગુણ કહેતી રડે, પંડ્ય વિહોણી પ્રાણ,
એટલે શ્રી હરિ સજ થયા, વિરહીવેદન જાણ. ૩૪

## ચોપૈ

કૃષ્ણે અસુરને ગ્રહિયો કંઠિ, વેરભાવ વાસો વૈકુંઠિ,
શિલા પરચ્ય થૈં પડિયો દેહ, ગોકુલિ સઘલું ગાજ્યૂં ગેહ. ૩૫
ઉપરચ્ય હરિ આનંદે રમે, થિનગન્ય નાચે ને મન ગમે,
જઇ ગોપી ગ્રહિયો ગોવિંદ, તતક્ષણ પામી પરમાનંદ. ૩૬
પેલુની પરચે શાન્તિ કરી, નવરાવી, ધવરાવ્યા હરિ,
દ્વિજ આશી દે, દીધાં દાન, ગાયે માતુની મંગલ ગાન. ૩૭
નવે જન્મે એ આવ્યો પુત્ર, પાપી ક્ષય પામ્યો સુરશત્ર,
જગદીશ્વર રાખે જેહને, ત્રણ્ય ભુવન નહી ભય તેહને. ૩૮
અનેક અદ્‌ભુત દીઠા એવ, સંભારે વાણી વસુદેવ,
નંદ વદેઃ 'આવે ઉત્પાત, પાપકરતા પામે ઘાત.' ૩૯

---

૩૦ ચક્ર (મૂળ) વક્ર. ૩૨ નરખે. એમ. ગોપીયે. ૩૩ વહોણી. આશું. ૩૫ અસૂરને. ૩૬ હરી. શાંતિ. સર્વે. ૩૪ પિંડ–પંડ્ય, (મૂળ) પડે. પરચ્ય (મૂળ) ઉપરચ્ય, (પાઠ) પૃષ્ઠ. થૈં (મૂળ) તે. ગોકુલિ૦–(મૂળ) ગોકુલ સઘળું ગાજ્યે ગેહ. નેવ્હરાવી. હરી. દ્વજ. શાયલી. માંગલ. ૩૮ પૂત્ર. શુરરાત્ર (પાઠ) સહી શસ્ત્ર. ૩૯ રાખે.

ભલાભલું રીલા માજિન મલું, સાધુ પુરણ થાયે મોહલું;
દુઃખ પામતા દીશે દુષ્ટ, કો કેહને નથી કરતું કષ્ટ. ૪૦
કદાચિત પાપી પીડે સાધ, આફણીયે તેણે અપરાધ
નાશ હોય તે નિશ્ચે સહી, આ જે વાત અમારી કહી. ૪૧

માન એક વાર નિરખે મુખ, ત્યમ ત્યમ હઇયે થાયે સુખ,
બાલકે જૃંભા ખાધી જશે, ત્રણ ભુવન મુખ દીશે તશે ૪૨
તતક્ષણ લોચન મીચ્યાં માત. 'વિસ્મય થયો કહું કેહને વાત',
એમ જાણી અણબોલી રહી, નંદાદિક આગલ્યે નવ્ય કહી ૪૩

વસુદેવે પ્રેર્યા એક વાર, ગયા ગર્ગ ગોકુલ મુઝાર,
નંદ તણું મન થયો આનંદ, જાણ્યૂં ઘરે આવ્યા ગોવિંદ. ૪૪
ઉઠી, આશન માંડૂં તત્ર, પ્રેમેં પૂજ્યા પરમ પવિત્ર,
કપટ રહિત કીધું આતિથ્ય, વળી સકોમળ વાણી સ્તુત્યઃ ૪૫
'ભલે પધાર્યા પૂરણ બ્રહ્મ! સહુ કોય કરશૂં સેવા અહ્મ.'
માનભાવ પગ તણૂં પ્રયાણ, અહી દીનને કરે કલ્યાણ. ૪૬

महद्विचलनं नृणां गृहिणां दीनचेतसाम् ।
निःश्रेयसाय भगवन् कल्पते नान्यथा क्वचित् ॥ ४७ ॥

શાસ્ત્ર જ્યોતિષે તમે પ્રણીત, ઈંદ્ર થકી યે જ્ઞાન અતીતઃ
તેણે પુરુષ પરાવર લહે, શિષ્ય તમારા સહુકો કહે. ૪૮

'પૂર્વછાયો

વેદ જાણ માંહે વલી શ્રેષ્ઠ કરો સંસ્કાર,
નામકરણ એ બાલનાં, અહ્મને એ ઉપગાર. ૪૯

---

૪૦ શોહેલું. દુઃપ. ૪૧ કદાચિત. આફપે, ૪૨ વારે. નિરપે. મુષ્ય. સુષ્ય પાધી. ૪૪ પ્રેહેર્યા. ૪૫ કપટ રહીત. ૪૬ બ્રહ્મેં. અહ્મેં. ૪૮ જ્યોતિશે. અતિત.

## ચોપૈ

વદે ગર્ગ 'એક વાત જ કહું, હું જાદવગુરુ જાણું સહુ,
વસુદેવ જે તાહરો મિત્ર, તેહને કંસ સરીખા શત્ર ૫૦
મ કીધા સમ્યક્ સંસ્કાર, જો જાણે તો કષ્ટ અપાર,
આગે એહ વિચારે અશ દેવકી કન્યા આઠમ કિશ? ૫૧
દેવકીસુત મન માને યદા, તૂને દોહેનૂ થાયે તદા'
નંદ વદે "ગુરુ સહુના વિપ્ર, કરો કામ તમે સહુના ક્ષિપ્ર ૫૨
માહારા સગાસણીજા હોય, નિશ્ચે કોય ન જાણે તેહ
આગે ગુરુને અભિમન જેહ, પ્રેમ કરીને પ્રેરયા તેહ' ૫૩
'રોહિણીપુત્ર તણા નિજ નામ ગર્ગે હૃદેશૂ તેણે ગામ,
બીજૂ બળ માટે બળદેવ, ત્રીજૂ સંકર્ષણ જ એવ ૫૪
આ બાળકના નામ અનંત, અમને અગમ ન લહૂ અંત
કમરૂપ ગુણ અછે ઉદાર, આગે કોયે ન પામ્યા પાર ૫૫
ચાતુર્યાર અનુયુગ અનુસરે, શુક્લ રક્ત, પીતાદિક ધરે,
હમણા તો હુઓ છે કૃષ્ણ, પુત્રભાવ પણ જાણે વિષ્ણુ ૫૬
વાસુદેવ" એમ કહેતા વાર, ચક્યો નંદ મન કરે વિચાર
'પૂર્વ સર્ગ સુત વસુદેવનો,' તવ હર્ષે અતિ હર્ષ ઊપનો ૫૭
"ગોપ ગોપિકા ગોકુલ ગાય, તેહને સદા એક રમે સાદાય,
તેણે તરગો દુર્ગ અનેક, સુખ પામગો વળી વિશેષ ૫૮

## પૂર્વછાયો

એણે પીડાતી પ્રજા, આગે અનેક વાર
રાખી વિણુ રાજા વસુધ ધરી અખિલ અવતાર ૫૯

---

૫૦ ગટ્ વાસુદેવ સા સરીસા ૫૨ દેહીત વિદે ક્ષપ્ર ૫૩ પ્રેરેસા ૫૪ પૂત ૫૫ પૂત ૫૭ સર્ગ ૫૮ ગોપીમા સુખ વળી તમે વિશેષ ૫૯ સવી અખીલ

પ્રીસ કરે એહ પુત્રશું, તેહ મોહોટા મહાભાગ્ય,
અરિ પરભન પામે નહિ, સુર જમ હરિને શ્લાઘ્ય ૬૦
નંદ એહ નંદન તણો, નારાયણ ગુણ જાણ્ય,
શ્રી ઈગ્સ્ય અનુભવે સવે", વદ્યા વિપ્ર કહી વાણ્ય ૬૧

## ચોપૈ

હર્ખ્યાં નંદ નયનજલ ઝરે, ધન્ય ધન્ય તે કુલને ઠરે
'અહોભાગ્ય ભવ માહરૂ આજ, જે સુત સરખો ત્રિભુવનરાજ' ૬૨

રામકૃષ્ણ હવે કેતનેક કાલ, રીખે ગે બિઠ બાલ,
કાઇક દેખી કટિયા ઊતરે, સાન કરી માનૂ મન હરે ૬૩

## ગીત રાગ પંચમ

કટિતટ કિંકિણિ જમ જમ વાજે, મનોહર મરકને હરિ હશિ લાજે ધ્રુવપદ
રીંખણે કાન મોડામણ દીસે, જાનુભ્ય ચાલતા જનુની મન હીસે
કરે નવનીત મણિ ભીંસમા દીઠૂ, માત આપે માખણ અતિ મીઠૂ ૬૪
અબ કહે 'પ્રતિબબ છે એ આ, અવર લૂણિ લેઉ લાડિકા ચૌહા'
'નીહી નીહી' કહે વળી વલી જોઈ, કેશવદાસ સ્વામી કપટે રોઈ ૬૫

रत्नस्थले जानुचरकुमारः सक्रान्तमात्मीयमुखारविंदम् ।
आदातुकामस्तदनाप्तिदुःखाद्विलोक्य धात्रीवदन रुरोद ॥ ६६ ॥

## ગીત રાગ ધન્યાશ્રીઃ

અલવ્યેશૂ અગ્ન્ય માહે કર ઘાલે, સાપ સુતા તણી પૂછડી ઝાલે,
અભિનવી આત્મારામની રીંખણી, તે જોવા મલી ટોલે ગોરણી ૬૭
પાધરો ગોધન પગ વિચેં જાયે, સહામો સવ તણી પચેં ધાર્યે,
કટક ભાજે ને કરેડુ ખાયેં, વારજે વાડમા રખ્યે જાયે-ધ્રુવપદ અભિનવી૦ ૬૮

---

૬૦ પૂત્રશુ અરી શૂર યમ ૬૨ હર્ખ્યો ત્રીભુવન સરખો ૬૩ રીખે બહુ દેખી સાન ૬૪ ધ્રુપદ યમ યમ રીખણે માખણ ૬૭ અલ્પવ્યેશૂ ધ્રુપદ ૬૮ ધ્રુપાયે રખે

કાદવે કર ભરી કૃષ્ણજી રોયે, માત આવી ધરણીધર ધોએ,
પુન. પુનરપિ પંક માહે મૂકે, બાલ બીહાવતાં બહુ ઝમૂકે—અભિન૰ ૬૯
વચ્છનાં પૂછ પાછલથી તાણે, આ જૂઓ બાલિક ભય નવ્ય આણે,
એક કહે 'હરિ! હાઉ આવે,' ધ્રુજતો માતા તણાં સ્તન ધાવે અભિનવી૰ ૭૦
નાનુડા દાતને મુગ્ધ મુખ મીઠૂ, ભણતી જશોમતી એ ભલે દીઠૂ,
પાય તળે પદ્મ અંકુશ ધ્વજ રેખા, નાથ એ નહી ગોપાલનાં લેખાં. અભિનવી૰ ૭૧
સભારી ગર્ગવચન સુખ પામી, વિશ્વપતિ કેશવદાસનો સ્વામી

પૂર્વછાયો

શકટભંગ ચોથે કર્યો, તથા તૃણાવર્તનાશ,
બોહોત્તેર કૃત ચોપૈ સદા, કહે એમ કેશવદાસ ૭૨

ઇતિશ્રી ભાગવતે મહાપુરાણે દશમસ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયા શકટ-
તૃણાવર્તમોક્ષો નામ ચતુર્થ સર્ગ સમાપ્ત

## સર્ગ ૫ મો

### બાલક્રીડા અને વિશ્વરૂપદર્શન

પૂર્વછાયો

હવે તે હરિને ચાલવૂ, સહુ શીખવે વ્રજનાર્ય,
જમ જમ સાહે આંગળી, સમ સમ પડે મુરાર્ય ૧

ગીત રાગ ધન્યાશ્રી

બાપ! કાં બાહોડી ધ્રૂજે! સકલ બ્રહ્માંડનું કારણ સૂઝે મુનપદ૰—
ચાલ રે ચાલ શીખવૂ આતા, છીછી ભણતી જશોમતી માતા ચાલ૰ ૨
ડગલા ભરતો ડગમગે દેવ, સુરનર પન્નગ કરે તારી સેવ ચાલ૰ ૩
હરિ! તૂ હવૂઅડે કરીને ઉઠ્ય, કમકમે દૂર્મ કેરી પુષ્ય ચાલ૰ ૪
અખિલઆધાર આધાર વિણ દીઠા, કેશવદાસ સ્વામી કચ્યા મીઠા ચાલ૰ ૫

૬૯ પુનપુન ૭૦ હરી ૭૧ મુખ દેખા લેખા સુખ ૭૨ તૃણાવત બ્યોહોતર
૧ હરીને સહુ યમ યમ સાહે શીખવે ૨ દુપદ ૩ શીખવુ શેવ

### ગીત રાગ દેશાખ

કિંકિણીને નાદે નરહરિ નાહાનડિયો નાચે,
આખડીને મચકડે માત યશોમતી રાચે ધ્રુવપદ ૧
હલુએ હલુએ ધેઇ રે થેઈ ચાલે રે આંઆ,
(દૂકા લોલ પ્રભુ માહારે પીતાંબર કેડ,
ધ્રૂજતાં ધ્રૂજતા ફરે ફરંગટ ફેરા)
ગાહુડી વલગો બાપ લાડકડા,–લીહા રે રામ કિંકણીને૦ ૭
કપટે માનુષ થયો તોહે ન લાજે,
કેશવદાસનો સ્વામી, સેવક કાજે રે રામ કિંકણીને૦ ૮

### ચોપૈ

એક વાર સાહી શ્રી રંગ, કરે મોગરેલ માતા અભ્યંગ,
ફરતા તે નાહા કર થકા, દેખી રમતા બહુ બાલકાં ૯
જનની પછે ઝાલવાને જાય, ત્યમ ત્યમ આગલથા ઉજાય,
સાહ્યો તો વલી સાચે રડે, તાણ્યો તો પાછેરો પડે ૧૦
પૂરવ પુન્યારથ લોટે ઘણૂ, મન આવટે માતા તણૂ,
આણી કરાવિયા અભ્યંગ, ધવરાવિયા વળી વરત્યા રંગ ૧૧

એક વાર નારાયણુનદ, પૂજે બેઠા પરમાનદ,
સિંહાસન શ્રી શાલિગ્રામ, ધરે ધ્યાન મુખે માધવ નામ ૧૨
હળુએશૂ હરિ આવ્યા તિહા, તાત તણૂ દેરાસર જિહાં,
ઉપસ્થ જૈને બેઠા બાલ, ગરુડાસન મોહે ગોપાલ ૧૩
શિલાચક્ર હરિ કીધા હાથ, એટલે તતક્ષણ દીઠા તાત
'અરે બાપ! એ માહા દેવ, જેહની સદા કરૂ હૂ સેવ ૧૪

૬ નાદે (પાઠ) ચાલે આપડીને ૭ થઈ લીહા (પાઠ) લહુઆ. ( ) આ બે પંક્તિ એક પ્રતિમા વધુ છે ૮ મોઘરેલ્યે માતા (પાઠ) માથે કરતા (પાઠ) કરાવતા ૧૦ પછી૦–(પાઠ) પૂછે જમ લીપી જાય દેવી ૧૧ કરાવયા ધવરાવયા. ૧૨ પૂજે (પાઠ) પૂછે સિંહાસન સાલિગ્રામ મુખે ૧૩ ગરુડાશન ૧૪ સેવ.

વલતા ઢાનૂ મોની કહે, તતક્ષણ દેખિ પિતા મન લહે
"દેવ તણો હ દેવ મુકુંદ, નિશ્ચે મુજને પૂજે નંદ!" ૧૫
વદે યશોદા "જાણો તમે, આગે એમ સાભલિઉં અમે,
શ્રી ગર્ગ તણી વાણી વીસરી? પુષ્પ ધૂપ કરી પૂજે હરિ? ૧૬
ગ્રહે રખ્યે નાનડિઉ એવ, માહે મન તો મોહોટો દેવ"
પછે નંદે પૂજ્યા ગોપાલ, કંઠ્ય આરોપી મનોહર માલ ૧૭
ધૂપ દીપ નીરાજન કીધૂ, મોદક મોહોટુ કરમા દીધુ
પછે સાષ્ટાંગ કર્યો પ્રણામ, હરિ પૂરી હઇઆની હામ. ૧૮
રામકૃષ્ણ રૂપે રૂઅડા, અતિ લાડકડા ને લહૂઅડા,
કણય તણી બાંધી કિંકિણી, ક્ષુદ્ર ઘંટિકા માહે ઘણી ૧૯
નાચે ને વલી મીંચે ચક્ષ, એક વની લેઈ આપે ભક્ષ,
આવે કૃષ્ણ તણા અઈવાર, તેર તેનડાનો નહિ પાર ૨૦
મલ્યા થકા માંકડલા ઘણા, સકલ ચારિત્ર તે મોહામણાં,
ચપલપણ અલગે આદરિ, ત્યમ ત્યમ માનનીના મન હરિ ૨૧
કરે તે ઘરિઘરિ અન્યા ઘણા, સાથ્ય અખિન મિત્ર આપણા,
દૂધ પિયે, દહી ખાયે જિહા, ગાઢે ગોરસ ભાજે તિહા ૨૨
કિહાક નાનડિયો નવનીત, પેટ હાથ મુખ ભુશિ ભીત
નાસ્ય દેખે નાશે આફણી, કર સાહી ઘટા કિંકણી ૨૩
કિહા છોડે વાછડલા વળી, માતાને તે જઈનિ મની,
કિહાક કોતક એ વિધ કરે, ઉતરડે ક્યાહા પાણી ભરે ૨૪
નીંગ્ધૂ જ્યહા દેખે દુગ્ધ, ચડેઉ પાય મેની બહુ મુગ્ધ
ઉખલ માડી ઉંચો ચડી, હાથે ગ્રહી લામી નાકડી ૨૫

---

૧૫ દેખે ૧૬ સાભલિઉ (પાઠ) સાભલુ તણી નણી વીશરી પુષ્પ હરી ૧૭ પે રખ્યે નાહનડીયો શ્રીગોપાલ ૧૮ નિરાજન હરીએ ૨૧ શકલ ગોહામણા ૨૧ આદરિ (મૂળ) આદરે, હરિ (મૂળ) હરે ૨૨ સાથે અવિન ૨૩ મુખ ૨૫ મેની બહુ (પાઠ) થ. ને

તળે છિદ્ર છાનોથો કરે, મુખ મોહોઢે ધૂન્તની ધરે,
શીકૂ હાલે ડોલે હેઠય, દૂધે ભરાયે પગ ને પેટ. ૨૬
એમ કરતા આવી ગોપિકા, તરત ઊતરિયા તિહાં થકા,
છેલપણે છાંડી કલગલે, નાઠા જમ નારી નવ્ય કળે. ૨૭

पीठस्थापितपीठबालकगले विष्टत्सगोपालको
यन्त्रान्तःस्थितशिक्यभाण्डमभिनत् घण्टारवं वादयन् ।
वक्षोपान्तकृताञ्जलिः कृतशिरः कंपं पिबन्यः पयः
पायाद्‌गतगोपिकानयनयोः फूत्कारवायुं ददत् ॥ २८ ॥

ચોપૈ

એક દિવસ ને એકે કાલ, કૃષ્ણે ઘરઘર કીધી આલ;
ગવે આવે નાના નારય, પેખે માતા પાસ મુરાર. ૨૯
પ‍લ્લવ માંહે પેશી રહે, કાલો મુખિ કાંઈ નવ્ય કહે;
શામલિયો શીલો સાંસતો, છાના કર્મ ન યાયે છતો ૩૦
જુવતી ભણે. 'જશોદા માય ! અનત કરે અતિ ગતિ અન્યાય,
વાહોરો નહી, વખાણો વળી, સહુ કહે તે રહો સાંભળી.' ૩૧
'માનૂં નહી' કહે એમ માત, 'વિનતા ! કહો છો કૂડી વાત,
વાહાણુંનો વાસુદેવ જ ઇહાં, એવડે ઘેરય એ આવ્યો કિહાં.' ૩૨
એક કહે મુખિ હસતી મૂધઃ 'હવણા હરિ નાઠા, પીધૂ દૂધ.'
એક કહે. 'માખણ એકલૂ, શામલિયે ખાધૂ તે ભલૂ ૩૩
આહી જૂયોની એહની વાત, માંકડલાં બહુ મેલી સાથ;
ગોરસગોલી ઢોલી જાય, વળી વાછરૂ મેલ્યાં ગાય.' ૩૪

---

૨૬ છાનોથો (મૂળ) છાનાથા મોહોઢે (પાઠ) માથૂં ૨૭ યમ ૨૯ દિવસ ટાલય. આલય. પેખે પાશ ૩૦ મુખે (પાઠ) મુખિ કહે (પાઠ) લહે ૩૧ અનત (મૂળ) અન્યત વખાણો શાભલી ૩૨ વેહેણાંનો ૩૩ મુખે મુધ (પાઠ) મુધિ (મૂળ) માખણ માહરૂં એકલુ, (પાઠ) માખણ માહરૂં ખાધું તે ભલું (પાઠ) ખાતાં સાભરૂં હરી માખણ ખાધું ૩૪ ગોરશ

'કામની કૂડ મ બોલો માય! ના બાઇ! એ ન કરે અન્યાય;
ફીકનડો કાલો કૃષ્ણજી, માંડમાંડ પગ માંડે હજી. ૩૫
રાત્ર્યદિવસ ઘર માંહે રહે, મુને આપો કઈયે નવ્ય કહે;
પાતાં દૂધ પીયે નહિ પુત્ર, શી પરયે શીખ્યો એવડાં સૂત્ર ?' ૩૬
'સૂત્ર સુણો શામલીયા તણાં,' અબલા ભણે: 'અછે અતિ ઘણાં;
માનો તો કાંઈ હૂં કહૂં, જે મારી મત્યમાંને લહૂં.' ૩૭

## રાગ મેઘ—જશોદાગોલણીસંવાદ

ગોલણીઃ—મંદિર માંહે પેસી કરી, ગ્રહે ગોરસ સાર રે,
અભિનવી વિદ્યા એહની, લહો નહી લગાર રે. ૩૮
સાંભળો રાવ યશોમતી ! કહું કુંઅરનાં ચૂત્ર રે,
ઘરઘરપ્રતિ હીંડે પેસતો, લીલાં લાડકો પુત્ર રે. ધ્રુવપદ સાંભળો૦ ૩૯
જશોદાઃ—લાડયેહેલી ! લાડકો છે, એહ મારા ઘર માંય રે,
જે જાણે એ આપણો, ત્યાં તતક્ષણ જાય રે. ૪૦
અરે મૂઢ ! મહીઆરડી, તૂં ચડી બોલ મ બોલ રે,
બાલિક માહ્રો બાદુયો, નહિ સાન નીટોલ રે. ધ્રુવપદ અરે મૂઢ !૦ ૪૧
ગોઃ૦—એહે નિશ્ચે કહૂં આપણુ મારે, કરે એહ અન્યાય રે,
કેડે માંકડાં ઢૂકડાં, રસ તેહને પાય રે. સાંભળો૦ ૪૨
જ૦૦—રીંખતો રામ સાથે રમે, ગમે નહી દહીં દૂધ રે,
તે કયમ તાહ્રે ઘરેય ગયો ? મતિહીન થૈ મૂઢ રે. અરે મૂઢ !૦ ૪૩
ગોઃ૦—માતા ! માખણ માહરૂં, હર્યૂં તે હરિયે હાથ રે;
દેખંતાં દેવ નાશી ગયો, આંહી આવી હું સાથ્ય રે. સાંભળો૦ ૪૪

---

૩૬ દ્વિવસ. પૂત્ર. શીખ્યો મુને૦ (મૂળ) મુને કાંઈ આપો કહીયે નવ્ય કહે, (પાઠ) કાંઇ આપુ કહીએ નવિ કહે સૂત્ર—(મૂળ) બાઈ સૂત્ર. હું (પાઠ) મેં. ૩૭ સુત્ર યે. ૩૮ મિંદર. અભીનવી. ૩૯ પેશતો. પૂત્ર ૪૦ જાણે૦ (પાઠ) જે જાણે ઘર આપણૂં ૪૧ મુંઢ શાંન. ૪૨ નિશ્ચે (મૂળ) નશે. શાંભલો. ૪૩ રીંખતો. મુંધ (મૂઢને બદલે). મુંઢ. ઘે (પાઠ) ઘેરૂં. ૪૪ હરીયે. દેવતા. શાંભલો.

જ૦–કાલ્યનો પ્રીકવો કૃપાળુજી, હજી મુખે ઝરે થાન રે,
ધાનનું ધીર જાણે નહી, અવર આપ સમાન રે અરે મૂ૦ ૪૫
ગો૦–સાઇઇધો બાલક ખોખડો, બાહાર ફરે ચોર વિખ્યાત રે,
ગોકલ સકલ વેરીનું કર્યું, તુય મન જાણે માત રે સાભળો૦ ૪૬
જ૦–ઊઠતાં હરિ હજી અડવડે, પડે ભૂમ્ય બે વાર રે
બાળુડી ગ્રહી મોહ કરૂ, મારો પ્રાણ–આધાર રે અરે મૂ૦ ૪૭
ગો૦–ઉખને લાકડી લૈ ચડે, સહુ સાથ્ય પીંઢાર રે
મટુકી ભાંજી ને મુખ ધરે, કરે અમૃત આહાર રે સાભળો૦ ૪૮
જ૦–નવનીત ચોરી ગયો નિરનો તે દીઠો સૂ દાખ્ય રે,
સાધુશિરોમણિ શ્રીહરિ આએ ભરે એહની શાખ્ય રે –અરે મૂ૦ ૪૯
ગો૦–માત કહીઉં માનો નહી, નહીં રાખી રીય રે,
એવડો ચોરટો નીહડો, વડો શાખી માર રે સાંભળો૦ ૫૦
જ૦–સુંદરી સહુ મળો સામટી, રહો મંદિરદ્વાર રે,
મોહોટ્યથ્યુ માહનાને લાવશો, તો મન માને અપાર રે–અરે મૂ૦ ૫૧
ગો૦–ગોરસ ચોરતો જૈ ગ્રહ્યો, જુઓ માત! મુરારય રે,
તાય સુત રૂપ વિક્રમ ધર્યું, નિરખી થૈ તે નાર રે સાભળો૦ ૫૨
જ૦–કૂડ મ બોલો કામની! સેના તરૂણ, એ બાલ રે,
આપણા અખિનઅન્યા કરે, દે તુ અનરને આળ રે' અરે મૂ૦ ૫૩
ગો૦–કામણગારો કાન એ, કરે રૂપ અનેક રે,
વામન થઈ ખખર ઝાલ્યો, હવે જાણો તેહ વિવેક રે–સાભળો૦ ૫૪
જ૦–પૂછો પાડોશણ બાપડી, નહિ એહ ગોવ્યંદ રે,
કિહાં પ્રાકૃત કિહાં કુણજી, જમ તારકા ચંદ રે અરે મૂ૦ ૫૫

---

૪૫ મુખે (પાઠ) મોહોરિ અવર (પાઠ) અવરિ ૪૬ સકલ સાભળો ૪૭ હરી ૪૮ ઉખલે મુખ શાભનો ૪ વીડલો દાખ્ય શાધુ શીરોમણ હરી સાખ્ય ૫૦ ગાખી શાખો ૫૧ સામટી માનવાને ૫૨ મુઓ (જુઓને બદલે) વિસરી ગાભલો ૫૪ સાંભલો૦ ૫૫ પ્રાકત યમ

ગો ૦—માત ! મેં માહવાને ઓળખ્યો, ઓળખે નહીં જે વેદ રે,
એહનો મર્મ ઊંડો અછે, પછે જાણશો ભેદ રે સાભળો૦ ૫૬
જ ૦—મર્મ ન બોલીયે માનની ! મ કરશ માન તૂ માય રે,
ઘરશ હલુઆ સુત જેહને, તે જાએ ચારે વાય રે —અરે મૂઢ ! ૦ ૫૭
ગો ૦—પુત્રચરિત્ર જાણો નહીં, ક્રે ગોકુલ જેહ રે,
અનુદિન તે અહીં અનુભવૂ, તેણે વિસાર્યો દેહ રે સાભળો૦ ૫૮
જ ૦—રાકડીને રતન સાપળ્યૂ, તમે કહો તસ્કર તેહ રે,
ડાંપ કસાસુર સાભળે, મારે એક જ એહ રે —અરે મૂઢ ! ૦ ૫૯
ગો ૦—બાલ થકા જેણે બકી મારી, તેહને કોણ માત્ર તે કસ રે ?
દાનવકુલ દલશે હજી, તેહનો છેદશે વશ રે સાભળો૦ ૬૦
જ ૦—માન ! તે નારશ ખૂટે મુઈ, કૃતકર્મનો બાધ રે,
જન્મની કોશ જે આચર્યા, ફલ તેહનૂ લાધ રે અરે મૂઢ ! ૦ ૬૧
ગો ૦—શકટ ભાગ્યૂ એણે શામળે, હણ્યો તૃણાવર્ત કાલ રે,
છાએ સર કયમ છાઇએ ? કે શૂ ઓલવો આગ રે ? સાભળો૦ ૬૨
જ ૦—ગોલણી શકટ ભાજે ઘણા, વાયુ વિધ્યવિધ્ય વાય રે,
જેહને પીજા પારો નહીં, ભવે હશે તે માય રે અરે મૂઢ ! ૦ ૬૩
ગો ૦—તે માય ! તમને વિસર્યૂ, બહુ બારણે વૃક્ષ રે,
ઉખલે બાધે મોડિયા, છોડિયા શાપથી યક્ષ રે" સાભળો૦ ૬૪
ઉપરશ વાલ્યો અનતને, નહીં લાજ લગાર રે,
ભીત્ય વિણ્ય ભૂરિ આહેરડી, તેહ ખમે મ્યમ ભાર રે અરેમૂઢ ! ૦ ૬૫
રીશ જાણી જતુની તણી, દાખ્યૂ રૂપ દયાલ રે,
સુદરી સકલ સામ કહે 'મ દ્યો માત ! એમ ગાલ રે' સાભળો૦ ૬૬

---

૫૬ માહ્વાને ઓલખ્યો લખે ૫૭ સૂત ચ્યારશે ૫૮ પૂત ચેહ વીશાર્યો ૫ શાપચ્યુ શાસુર ૬૦ ન્શ મુદે ૬૧ મુદે ૬૨ તૃણાતતમાળ. શક્ટ હ્ય રાત ૬૩ શ ટ ૬૪ વીશરય ઉખલે ૬૫ મમે ૬૬ દાખ્યૂ શમ્વ શામુ ાલ્ય સાભલો

એણિ પરે અનુદિન અનુભવે, પૂરણ પરમાનંદ રે,
ધન્યધન્યગોપીયશોમતી, જેહેનેસુંદર સુત મુકુંદ રે સાભગો० ૭
સુરજન સનાદ શ્રીરંગના, ગુણ માહે અતિ ગૂઢ રે,
ગાતા શ્રીહરિ સાભરે, ઉરે હોએ આરુઢ રે સાસગો० ૮
સાભળતા સુખ ઉપજે, તોહે તૃપ્ય ન થાય રે,
તીરથ જપ તપ બાપડા, તે ફલ કહ્યા કેમ જાય રે ? સાભગો० ૬૯
જાણુ હરે તે જાણશે, એ માહેલો મર્મ રે,
કૃષ્ણે કહાવિયૂ મેં કહ્યૂ, તેહ દાસનો ધર્મ રે સાભગો० ૭૦
દાસ ગદાધર વિનવે, વળી કેશવદાસ રે,
શ્રવણ કીર્તન સદા કૃષ્ણનૂ, હોજો અમ એ આશ રે સાભગો० ૭૧

ચોપૈ

મિત્ર કરી માનની આવે ઘણી, ઓળીભા દેવા આફણી,
મોહ પામે મુખ જોઈ મુરારિ, નદનિવેશ ન છાંડે નારિ ૭૨
એક વાર હરિ મારગ માહ, ખણી ખોદરો માટી ખાય,
જશોદા(ને) આવી ગોપે કહ્યૂ, મુખ્ય કરીને બાલક ગ્રહ્યૂ ૭૩
ધ્રૂજે ને સૂઝે નહિ બોલ, 'હેસે કિને થો નિફ્ટ નિટોલ !
ખીર, ખાંડ, ખાજા નવ્ય ગમે, ગેહેલા ! તુજને માટી ગમે ૭૪
આ જોને એ ગોપકુમાર વદી ગયા નવ્ય લાગી વાર,'
'ના ના મેં નથી ખાધી માત ! કહે સહુ એ કૂડી વાત' ૭૫
માત કહે 'મુખ તારૂ દાખ્ય, નહીતર સાચી માનૂ શાખ્ય'
વિઠ્ઠલે કીધુ વદનવિકાશ, પેખે જનુની પરમ પ્રકાશ ૭૬
બ્રહ્મલોક પર્યંત પાતાલ, લોક સહિત દીશે લોકપાળ,
થાવર જગમ ને જીવ જાત, શૈલ સૂર ને સાયર સાત ૭૭

૬૮ ગુઢ સાભળો ૬૯ સુધ ૭૦ દાસનો ૭૧ દાસ વિનવે હોયો (પાઠ) 'ગદાધર' (છ) ૭૨ મિરા સુધ ૭૩ માહે ખણી ખોદરો ખાયે ગોપે (મૂળ) દષ્ટે કહ્યુ (મૂળ) કહ્યૂ ૭૪ ખીર ખાંડ ખાજા ૭૫ ખાધી કુડી (પાઠ) કહે છે સહુકો ૭૬ કીધુ (મૂળ) કીધો દાખ્ય શાખ્ય પેખે, ૭૭ સહીત જંઘમ શાયર સાત

અગ્નિ ઈંદુ તારા આકાશ, ઇંદ્રીય સકલ ત્રિગુણ આભાસ,
કાનસ્વભાવ કર્મ મન લિંગ, આપણપાનૂ દીસે અગ ૭૮
વદન માહે વ્રજ દીશે વસ્તૂ, ચરાચર દેખી હ્હે કારણ કિશૂ,
મન વિસ્મય પામી તવ માય 'અરે સ્વપન કે સાચૂ થાય ૭૯
અથના સુરની માયા એહ, અથના મોહ થયો મુજ દેહ,
અથવા બાળકનો બલયોગ, અવિચારિત જે વીર્યે અમોઘ ૮૦
જેહની માયા અહમમેલ, નજેશ્વરી સહુ વિત્ત સમેત,
ગોપગોપિકા ગોકુલ ગાય, શરણ્ય સદા હૂ તેહને પાય' ૮૧
પામી જ્ઞાન વૈષ્ણવી વળી, વિસ્તારે વિસ્મય ગ્યો ટળી,
તતક્ષણ લઈ આરોપ્યો અક, પુન લઈ પોઢી પર્યંક. ૮૨
વેદત્રયી ઉપનિદ્દ અનેક, સાખ્યયોગનો વળી વિવેક,
સાત્વત ગુણ જેહના ગાય, તેહને સુત કરી માને માય ૮૩
સર્ગ પાચમે હરિની સહી, બાળક્રીડા કાઇ કાઈ કહી,
મૃદ્દભક્ષણનો વળી વિલાસ, ચોરાશી કૃત કેશનદાસ ૮૪

ઇતિશ્રી ભાગવતે મહાપુરાણે દશમસ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયા બાલક્રીડા
મૃદ્દભક્ષણો નામ પચમ સર્ગ સમાપ્ત

---

૭૮ ત્રીગુણ આભાશ ૭૮ માના ત્રીજા પાદ અને ૭ માના પહેલા તથા બીજા પાદને બદલે પાઠ 'આપણપાનું દીસે વસુ, અદ્દભુત હરિનું કારણ ઇશું' ૭૯ દેખી હ્હે (કેહેને બદલે) ૮૦ પે ૮૨ પૂત્ર. ૮૩ ઉપનીષદ શાખ્ય ૮૩ જેહના ૮૪ સર્ગે હરીની મદ(મૃદ્દ) વિલાસે ચોરાશીકૃત (પાઠ) કૃષ્ણપ્રીતિ હે કેશવદાસ



न चान्तर्नबहिर्यस्य न पूर्वं नापि चापरम् ।
पूर्वापरं बहिश्चान्तर्जगतो यो जगच्च यः ॥ २० ॥

પૂર્વછાયો.

મત્ય લિંગ સુત માત જે, આણી દામણે એમ,
બાંધ્યો બાલક ઊખલે, પ્રાતરની પશ્યે જેમ. ૨૧

ચોપૈ

કટિશૂં દામણુ વીંટી વળી, દેખી ઊણી દોએ આંગુલી,
બીજૂં સાંધે તેણી વાર, તોયે નેટલૂં ન્યૂન મઝાર. ૨૨
ત્રણ ચાર શત સહસ્રે ગણે, ઉછાં તોએ દો આંગુલ ભણે,
નવ લક્ષે જવ નવ બધાય, પેખે તાં પરશીની માય. ૨૩

પૂર્વછાયો.

કરુણાકરે કરુણા કરી, બંધાવ્યૂં થૈ બાલ,
ભક્તવશ ભૂધર હવો, દાખે દેવ દયાલ. ૨૪

ચોપૈ

અજ ભવથી સેવે સર્વદા, એવો પ્રસાદ નહિ એહને કદા,
વિશ્વનાથ ગોપીવશ થયો, પ્રેમપાશ પરમેશ્વર ગ્રહ્યો. ૨૫

नेमं विरिञ्चो न भवो न श्रीरप्यङ्गसंश्रया ।
प्रसादं लेभिरे गोप्यो यत्तत्प्राप विमुक्तिदात् ॥ २६ ॥
नायं सुखापो भगवान् देहिनां गोपिकासुतः ।
ज्ञानिनां चात्मभूतानां यथा भक्तिमतामिह ॥ २७ ॥

ગીત રાગ અધરાશ

કરે અન્યાય કેશવ ઘરમાંએ રે, ઢોળે ને ગોરસ ગોલી,
માખણ માંકડલાંને આપે નિત્ય તેડીને તાળી ટોલી. ધ્રુવ પદ. ૨૮

૨૦ નાપી।તજગતો ૨૧ માન જે ઉખલે. પમ. ૨૨ 'તો ળી-નૂં.' શાંધે. તેપે. ન્યુન. તન્ય. ૨૪ કરૂણા. ભક્તવશ્ય. ભૂદર. ૨૫ એહુવો. ગોપીવસ. ૨૬ વિરંચી ૨૭ भगवान् ૨૮ ઢ્રુપદ. માંખણ.

ઉખળે બાંધ્યો દેવ દામોદર, માનની મહી વિલોવે રે,
હસી હસી વચન કહે હરિણાક્ષી, નાનડિયો નયણાં ચોળે રે. ઉખળે૦ ૨૯
કીધા કર્મ તે કાંઇ ન થ છૂટે, બોલે વેદ પુરાણે,
વિણ અપરાધ છલ્યો બળરાજા, તે તો ન સર્વ જાણે રે ઉખળે૦ ૩૦
એમ જાણી બાંધે બીજાને, મોને તે બ. નારી,
ગણપત્ય સ્વામી ભક્ત તણે વશ, વ્યાપક રૂપ મુરારી રે ઉખળે૦ ૩૧
કર્મોતર જનની કરે, વ્યગ્ર થઈ નજ માહ્ય,
અનન્ગે ઊખળ તાણિયો યમલાર્જુન ત્યાં જાય ઉખળે૦ ૩૨
નળકૂબર, મણિગ્રીવનો સંભાર્યો તે શ્રાપ,
નારદનૂં નિશ્ચે સહી, પરગી ગાઢૂં પાપ ઉખળે૦ ૩૩

## ચોપૈ

મુનિવરને પૂછે મહારાજ "એહ સન્દેહ કહો મુજ આજ
નિંદિત કિશૂં કર્યું તે કર્મ, નારદશ્રાપે હવા નગધર્મ" ૩૪
શુક કહે "શંકર અનુચર હોય, કુબેરસુતને કુલમદ હોય,
ધનમદ ને યૌવનમદ અન, મ યો માહ મદિરાનો મદ ૩૫
નગ્ન થકા બિહુ દેખે નારય, વિચરે મદાકિની મુઝાર,
સુરાપી તા બેને છે જશે, ઓચિંતા ઋષિ આવ્યા તગે. ૩૬
અબળા અબગ પહેરયા સ., બાહાર આવી લજ્જા બહુ,
ગુહ્યક વસ્ત્ર વિહોણા દીઠ, મુનિવરને અતિ કોપ ચપઠ ૩૭
શ્રીમદ મદિરા તણો સમધ, કુનમદ યૌવને કીધા અધ,
લોકપાળના કહીયે પુત્ર, આંધ ટીટૂ જોએ અન ૩૮

૨૯ હયલે વિલોરે હશી હશી ૩૦ હયલે ૩૧ વસ હયલે ૩૨ વિગ્ર હયલ તાણયો યમલાઅર્જુન ઊખલે૦ મૂળમાં નથી ૩૩ ઉખલે૦ (મૂળમાં નથી) ૩૫ (મદ) મત્ત ૩૬ બિહુ-મૂળ બહુ મદા નિ યશે ઓચીતા ઋષી ૩૭ અબલાયે શહુ વોહોણા મુનીવરને (ચપઠ) પચડ ૩૮ પૂત્ર

એહને તો અજન નારિદ્ર દીજે તો લન પામે ભદ્ર,
યમલાર્જુન થાજો બે યક્ષ, િ ૫ નસનુ નસુધા વૃક્ષ ૩૯
મુજ પ્રસાદે હરિદર્શન હશે, સ વ જન્મ પાપસચિત જશે,
પછે પામશો સદ્‌ગતિ સ્થાન, ભક્તિયુક્ત થાશો ભગવાન ” ૪૦
એ શૂ કારણ સાંભળિયૂં ચિત્ત, મેનક જાણી કરવા સત્ય,
બિ ુ વિચ્ચે બાલિક નીકળ્યો, આડો તો આ યો ઊખળો ૪૧
આકર્ષ્યા પરાણે જવ જેહ, તડતડ તરુવર ભાગા તેહ
કડકડાટ ભૂ કપી ત્યાં, વળી વૃક્ષ પડ્યા વસુધાએ યદા ૪૨
ગોકુલ સવનૂ ગાજી રહ્યૂ અરે કિયૂં આ અદ્‌ભુત જ થયૂ ?
નંદાદિક અપ્રિયો નિર્ઘાત, વળી કોય આ યો ઉત્પાત ૪૩
માહે થકી બે પ્રગટ્યા પુરુષ, હરિ દેખીને પામ્યા હર્ષ
પગે લાગીને કર્યો પ્રણામ, ક સ ન ત, ારપુ, નામ ૪૪
ઘણે પ્રકારે રી સ્તુસ ઘણી, એહજ વર માગ્યો આફણી
“વાણી કરજો ગુણનૂ ગાન કથા તમારી સૂણીયે કાન ૪૫
કેશવકર્મ કરે ક સદા, મન મધુસૂદનચરણે મુદા,
મસ્તકે માધવ કરુ પ્રણામ, પદ્મનાભ પૂરો એ હામ ૪૬
દૃષ્ટે સદા દેખૂ જન સત, અહ્મને એ આપો ભગવત !
ખલે બાધ્યા શ્રીહરિ હસ્યા, નારદવચન સત્ય મન વસ્યા ૪૭
‘તહ્મને કરુણા ગધી પ્રત્યક્ષ, ભક્તિ પામજો જાઓ યક્ષ !
કરી પ્રદક્ષણા માગી માન, બિહુ બેસ માહે વિમાન ૪૮
આનદે આ યા કૈલાસ, વિષ્ણુભક્ત થ્યા વસતા વાસ
હવે ગોપગોપી ગોવાલ આ યા બાધ્યુ જ્યા છે બાળ ૪૯

---

૩૯ દરીદ્ર થાશો વરસ સો વસુધાયે હરીદર્શન ૪૦ પામસો થાસો ૪૧ શો કારણ સાભળ્યુ ગેવર બહુ ઉપલો ૪૨ પ્રાણે વળી વૃક્ષ ૪૩ ય અદભૂત નદાિ ગુણષો વળી ફરી કોયે આવ્યો ઉતપાત ૪૪ હરી શુધ્ધ ૪૫ વાણીયે શુણીયે ૪૬ મધુસૌદન ચર્ણે ૪૭ દેખુ સત ઉપલે હરી ૪૮ પામસો જયો બહુ ૪૯ વારા વિષ્નુભક્ત

'અરે! કિશૂ આ કારણુ નટ્ય', ? શબ્દ સૂણીને મન આવટ્યૂ
'કેયમ તરઅર ભાગા વણુ વાય, મહાવૃક્ષ જે પર્વતપ્રાય ? ૫૦
તેન તેનડા ત્રિભુવનના મિત્ર, કાલા બોલે વચન વિચિત્ર
કથા કહી હરિની જમ હૂ, નિ્વ ન ધટે કાંઈ નહૂ ૫૧
જૂજૂઆ જન મલી કરે વિચાર, ન લહે નારાયણઅવસાર
તો આ યા ઉગ્માતા નદ, છેહેલપણે છોડ્યા ગોવિંદ ૫૨
આલિંગન દીધૂ અતિ પ્રેમ, જડ્યા હોય જમ હીરાહેમ !
ઘર ઘર માનિની મગન ત્યાર, વલી તે વર્ત્યાં જયજયકાર ૫૩
કાંઈ રીખે, કાંઈ ચાલે કહાન, ગોપી આગલ્ય સારે ગાન
સાહી નાચ્ય નચાવિ વલી, પરચે જમ કાઠ તણી પુતળી ૫૪
માગ્યૂ અતિ લાવે આકયો, પીઢ પાદુકા ને ચાકલો
લાડ કરી લોડાવે હાથ, યુવતીને વશ થો જગનાથ ૫૫
ભક્તવશ તા ભૂધર તણી, આપે દેખાડે આફણી,
એ(હ)વો દયાલ ભજે નહિ ભૂર, શમે કેણિ પરિ ભવનૂ પૂર ૫૬
નદી તણે તટ નરહરિ ગયા, રમનાને કાજે ત્યા રહ્યા,
જનુની ત્યા આવી આહ્‌લાદ, યમલાર્જુનભંજન સૂણી સાદ ૫૭
'જન્મ નક્ષ જે તા આજ, સ્નાન કરી શુચિ થઉ મહારાજ !
વાડવને વિધિપૂર્વક દાન, ગાય સહિત દીજે બહુ દાન ૫૮
આ જે કૃષ્ણુ ! તમારા ઇષ્ટ, અલકચ્યા આરોગ્યા મિષ્ટ
તમે કરો રમ દેવ દયાલ !' બાહિ સાહ્યા બિહુ બાલ ૫૯
નાવે રુખ્યા, રામત્ય ઘણી, પછે માત પ્રેરી રોહિણી
'ભગવત! અતિ ભૂખ્યા મહાત, ક્રીડા કરીકરી થ્યા વિશ્રાત ૬૦
અનુજ સહિત આવો ઘરે રામ ! પૂરો આજ અમારી હામ
નદ બેશણે બેઠી રહ્યા, કાલાવાલા એમ તે કહ્યા ૬૧

---

૫૦ તરૂઅર ચે ૫૧ નીકમના યમ ૫૩ યમ ૫૪ રીષે નાહ્ન યમ ૫૫ યગનાથ ૫૬ ભક્તવશ્ય ભુદર તાણી એહવો પરચે ૫૭ તો નદી નરહરી યમલા અર્જુન ૫૮ સુચિ થઉ—મૂળ—થઇ સહીત ૫ બહુ ૬૦ પ્રેહેરી ભુખ્યા

'વાલા! પૂરણ આવો વિહાર, અરે તહં જોજો એ વાર.'
બિહુ કરે ચડાવી થાલ, રોહિણી તે લાવી તત્કાલ. ૬૨

પૂર્વછાયો

મંત્ર કરે બેઠાં મળી, ગોપ સહુ ધરશ નંદ,
હિતકારિણી નામના, બોલ્યો એક ઉપનંદ: ૬૩

ચોપૈ

"ઇહાં તો અતિ આવે ઉતપાત, બાલિકને બિહુ કરવા ઘાત,
એક વાર ઉગાર્યો વિષ્ણુ, રાડ રાક્ષસીહૂતો કૃષ્ણ. ૬૪
શકટાસુર, તૃણ, તરઅર ભંગ, એમ રાખે સ્વામી શ્રી રંગ;
પાપી આપણપાંને પાપ, મેહેજે તે પામે સંતાપ. ૬૫

પૂર્વછાયો

ઇહાં થકી અતિ ઢુંકડું, વન વૃંદાવન નામ,
તૃણ તરઅર, જલ, ગિરિ, ઘણાં, વ્રજને વારુ ઠામ. ૬૬
સર્વ કાલે સુખ પામિયે, અતિ અમૃત ફલફૂલ,
શીતલ સદા સોહામણું, કોમલ યમુનાકૂલ. ૬૭
મલી મહાવન માંહેથી, આપણ જઇયે આજ,
ત્યાંહાં એ મસ ઉપજે. કીજે ગોકુલકાજ." ૬૮

ગોપી સર્વે શણગારી કરી, બાલચરિત્ર તે બોલે હરિ,
વ્રજવાસીનાં મોહ્યાં મન, વેગે આવ્યૂ વૃંદાવન ૭૨
છઠ્ઠે સર્ગે છોડ્યા શ્રાપ, મણિગ્રીવ, નલકૂબલર પાપ,
ચોપાઇઓ તોતેર વિલાસ, કૃષ્ણ પ્રીતે કહે કેશવદાસ ૭૩

ઇતિશ્રી ભાગવતે મહાપુરાણે દશમસ્કંધે શ્રીકૃષ્ણક્રીડાયાં યમલાર્જુન ભંગો નામ ષષ્ઠમ સર્ગ સમાપ્ત

—ઃઃઃ—

## સર્ગ ૭ મો

### અઘાસુર અને બકાસુરના વધ

#### પૂર્વછાયો

આવીનેં અન છોડ્યાં, અર્ધ ચંદ્ર આકાર,
અદ્યા વર આપોપણા, ઊતરિયા નરનારય ૧
વૃંદાવન જઈ જોઇયૂ, જોઇયા યમુનાતીર,
ગિરિ દેખી હરિ હર્ષિયા, વળી સકર્ષણ વીર ૨

#### ચોપૈ

બિહુ રમે બાલકની રીત્ય, વ્રજવાસીને વેહેતા પ્રીત્ય,
કાકપિચ્છ બોલ્યો કલવાણ્ય, સકર્ષણ ને શાર્ઙ્ગપાણ્ય ૩
થોડે કાલ થયા તે ધીર, વત્સ ચારવા જાએ વીર,
તેહ જ મળ્યા તેવતેવડા મિત્ર, ઘણા થકા ગોપાલાપુત્ર ૪
આવે ગોપ તણા કુમાર, ખેલે વિધિ વિધિ તણા વિહાર,
વ્રજહૂતા અવની ઉર રમે, ત્યમ ત્યમ માના મનમા ગમે ૫

---

૭૨ શર્વે હરી વ્રજવાશીના વેઘે વૃંદાવન ૭૩ છઠે શર્ગે નલકૂબલ તેરસ ('તોતેર' ને બદલે) વિલાશ કેશવદાશ શર્ગ ૧ ઉતરયા ૨ જોઇયા તે ગીરી હર્ષયા શકર્ષણ ૩ બહુ વૃજવાસીનેં કાકપછ શકર્ષણ્ય શારગપાણ્ય ૪ પૂત્ર ૫ ખેલે વૃજ દ્દર

કોએક મનોહર વાયે વેણુ, રંગે નાચે ઊડે રેણુ,
નાંખે ફુલ કો નરહરિ ભણી, કહેને પગે વાજે કિંકિણી ૬
કોએક કૃત્રિમ ગોરૂપ થાય, યુધ કરે જઈ માંહોમાંહ,
અનેક જંતુ તણા અનુકાર, પ્રાકૃતની પરે કરે વિહાર ૭
એક વાર જઈ યમુનાતીર, નાન્હલા ચારે બહુ નીર,
સાથે અતિ નાનડિયા ઇષ્ટ, ઈશે અસુર એક આવ્યો દુષ્ટ ૮
વત્સરૂપ તે થયો તત્કાલ, અસનાને સઘળા ગોપાલ,
માયામય ટોળા માંહ મળ્યો, ભાભરતો આવીને ભળ્યો ૯
અંતર્યામિયેં જાણ્યો તેહ, રગા વિઘ્ન તા આવ્યૂં એહ,
લીલા કરતા જોઈ લાગ, પૂંછ સહિત સાહ્યો બે પાગ ૧૦
શિર પાખલ્ય ફેરી આ વાર, કોટ મૂકે તે કર્યો પ્રહાર,
રૌદ્ર થઈને પડિયો વીર, જમતો થયો નીકળિયો જીવ ૧૧
'સાધુ સાધુ' બોલે બહુ ઇષ્ટ, 'ભલે ભલે માર્યો પાપીષ્ટ'
પુષ્પવૃષ્ટિ સુર સઘળા કરે, હરિપદપંકજ હૃદયે ધરે ૧૨

વેહેણુના નીરાવ્યા સહુ, ક્રીડા કરતા હીંડે બહુ,
જમુના જઈ જલ પાયા વત્સ, આપણપેં પીધૂં અતિ સ્વચ્છ ૧૩
ઓચિંતો બક આવ્યો અગો, પાંખ સહિત હોય પર્વત જશો,
તતક્ષણ સઘળા પામ્યા ત્રાસ 'વેગે વળજો વિશ્વાવાસ' ૧૪
રમાનાદિ દેખી બાળિકા, જે જહાં હતા તે તાહાં થકા,
પ્રાણ રહિત થૈ પડિયા તેહ, શ્રીનાથ ઉપર બાંધ્યો સ્નેહ ૧૫
જશેં ગદાધર આવ્યા ગળે, જાણિયેં કોટ માહેં વિશ્વાનર બળે,
વમ્યા પછે તો વિશ્વાધાર, ચાલ્યો કરવા ચંચપ્રહાર ૧૬

---

૬ વાહે નાચે કોએ નરહરી કિંકણી ૭ માહોમાહે પ્રાકૃત ૯ સઘલા માહે ૧૧ પાખલ્ય શો વાર થૈને ૧૩ મત્સ ૧૪ પાર સહીત હોયે વનપો ૧૫ દેખી થૈ ચહા થકાં

પછી પ્રભાત તનક ગિરિધાત, અંગ અનોપમ પાડે ભાત,
શીંગા ચોર માહોમાહેં, જાણતો તે યમનો ઉન્નારે ૨૮
આવી મળ્યા અધાસુરને દીઠ સાહા તા તેણે માન્ડ્યુ યુદ્ધ,
ઓતો પેલો પેના ભણી, કાયો તો આવે આફણી ૨૯
કદાચિત્ કૃષ્ણ ગયા જો દૂર, પરે થકા ઉજાણા પૂર
'હુ પેહેનો,' 'હુ પેહેલો,' કહી મને કૃષ્ણને માગ જઈ ૩૦
વેણુ શૃગ મો વદને વાય ભૃગ તણી પચ્ચે ગુહચ્યા ગાય,
કોકિલની પરેં કૂજે કોય હરિ તેહને, તે હરિને જોય ૩૧
કોયક પક્ષી છાયા પરે મન્યા થમ ધાએ ગ્રહી મંરે,
કોયક હસ તણી પચ્ચે ગત્ય કોય કલાપીની જેમ નૃત્ય ૩૨
બકને પૂઠેં ચડે એમ વળી, વાનર પૂઠ વળગે મળી
આકર્ષી તે તરુઅર ચડે, ઉન્તા કોય પાછા પડે ૩૩
ભેક સાથે ઉ નથી ભત્યા નિઝરણું નાહે કેતલા
હસી હસાવે છાયા આપ, સાહામા દે પ્રન્છન્ન સાપ ૩૪

છપાયા

સત બ્રહ્મ સુખ કહે, દાસ દૈવત અતિ જાણે
માયાશ્રિત સરદાર, એમ એમ કરી વખાણે
યોગીજન બહુ જન્મ ચરણરજ ધરતા દુર્લભ,
ઇષ્ટ વિષય તા તે થયો ગોપગોપીધર સુલભ
કૃતપુણ્યપુંજજન પામિયા, સુહૃદય થમા સાથે રમે
કેશવદાસ ક્યમ વર્ણવું, જે જગનાથ સાથે જમે ૩૫

ચોપૈ

આવ્યો અરો અધાસુર સાપ જે સુરલોક કરે સતાપ
પીતા મૃત થ્યા પડખે મૃત્ય, આપણપૂ વિગરવા અત્ય ૩૬

---

૨૯ મુવ ૩૦ દુર ૩૨ મુદે હશ ૩૩ પૃષ્ટે આકર્શી તરુઅર ૩૫ નરદાર વપાહે પામયા શાથે કેશવદાશ ૩૬ (અરો) અરો પત્પે

અતરીક્ષે અનલોકે સહુ, બ્રહ્માદિક ઇંદ્રાદિક બહુ,
અજગર રૂપે રહ્યો વન માહ્ય, જે વાટે જગદીશ્વર જાય　　૩૭
બાંધવ બકીબકાસુર તણો, વેરભાવ આવે અતિ ઘણો,
વળી કંસ મોકલિયો માડ, પિતા વેર ને પતની ચાડ　　૩૮
અદ્દભુત કરતા ક્રીડા ઈષ્ટ, દેખી ન શકે દાનવ દુષ્ટ,
બાંધવ બિહુ તણા રિપુ એહ, સૈન્ય સહિત સહારૂ તેહ　　૩૯
યોજન એક વધાર્યુ અગ, પ્રસક્ષ જાણિયે પર્વતશૃગ,
વદનવિકાશ જશો ગિરિગુહા, રસણ્યે દાય મારગથ રહ્યા　　૪૦
દાઢ શિલા સમ બેહુ પાશ, ઉષ્ણ વાત નિમ્યા નિશ્વાસ
અધર ધરા ઉપરલોં એક ધર્યો, એક જલદ માહે જૈ કર્યો　　૪૧
એમ કરતા આવ્યા ગોપાલ, પેખે પર્વત રૂપી વ્યાલ
'અહો મિત્ર ! આ કારણ કિશુ,? અજગરનૂ વપુ દીશે અશૂ　　૪૨
અથવા વૃન્દાવનશ્રી એહ　યાનતુડ સમ સોહે એહ
આપણને જો કરશે ગ્રાસ　બકની પરથે પામશે નાશ'　　૪૩
તે ચા થા કરતાડન કરી, નિર્ભય થ્યા હરિ હૃદયે ધરી
વત્સ સહિત તે વદન મુઝાર, પેઠા પૂઠે રહ્યા મુરારય　　૪૪
વટ જૂયે તે વિઠ્ઠલ તણી, એટલે વેગ વલે આકૃણી
કૃષ્ણે વિચાર્યૂ 'કરૂ નિશ, એહને સંકટ આવ્યૂ ઇશૂ　　૪૫
જેહનો નાથ અને હુ ઈષ્ટ, તેહને દુ ખ કયમ દાખે દુષ્ટ
સંત પાળવાતણો પ્રકાર, ખલનિગ્રહ મન્ય વળી વિચાર્ય　　૪૬
તુડ માહે પેઠા તતખેવ, જૈ ગનદતાતરે રહિયા દેવ
રાક્ષસપક્ષ હવા રણીયાલ, દાનવ દેલ અસુરની જાલ　　૪૭
માહે આવી વાધ્યા વેગર, તતક્ષણ તેહનો ફાટ્યો કઠ,
વત્સગોપાલ મહાવિર ભર્યા અમૃતદૃષ્ટય દેતા દુ ખ હર્યા　　૪૮

---

૩૮ શતુ　ઐદ્રાદિક ૩૮ શે ૩૮ અદ્દભૂત દેખી સૈન્ય ૪૦ જાણીયે શ્રગ ચરો ૪૧ બહુ (બેહુને બદલે) ૪૨ વિપુ પેખે ૪૩ વનદાવન તો બકની ૪૪ વીઠલ તણી ૪૫ એશું ૪૬ દાપ સંત પલક—૪૭ રક્ષસ

કૃષ્ણે બાહેર કાઢ્યા તેહ, સાઈ લીધૂ, નાખ્યો સ્નેહ
એટલે ઈંદ્રાદિક આકાશ, અમર સહુ પામ્યા ઉલ્લાસ ૪૯
જયજયકાર કુસુમની વૃષ્ટય ભલે ભલે એ બોલે દષ્ટય,
અસુરતેજ અચ્યુતમુખ માહેં, પેખ્યૂ સુરનર પતગ ચાડે ૫૦

છપાયા

પ્રતિમા પરશિ ચિત્ત, અમૃત અચ્યુતગત આપી,
તૃ ચિચિન સંદેહ, જેહ અઘના અઘ કાપી,
પરમ પરાનર ઈશ, અજ થયો માયા બાલક,
નિર્વિકાર નિત્ય, ત્રિગુણ કરી ત્રિભુવનપાલક,
દુર્લભ જે યોગી ઇશને અગ સગ અવ ઉદ્ધર્યો,
કેશવદાસ કહે ભ્રુણની ભૂરખ ભકત્ય કાં ન ન કરો ૫૧

ચોપૈ

અજગરનું અતિ સૂક્ષ્મ ચામ, વૃંદાવનમાહેં નારુ ઠામ,
ઘણા દિવસ તે ગ હર માહેં, રમે ગોવાલ હરિગુણ ગાએ ૫૨
કૃષ્ણ તણૂ જે અદ્‌ભુત કર્મ, અઘ દાનવ માર્યાનો મર્મ,
વરસ પૂરે તે ગોકુલ વાત, આ હવો કહે સઘળો સાથ ૫૩

પછે વળી પરીક્ષિત રાય, વ્યાસપુત્રના પ્રણમી પાય,
હરિયે કૌમારે કીધૂ કર્મ, કહિઉં પૌગંડિ કિશોરિ મર્મ ૫૪
'સાધુ સાધુ' સુખદેવે કહ્યૂ, કૃષ્ણભક્તનૂ કારણ લહ્યૂ,
નવા નવા યશ પૂછે નિત્ય, તોહે તુજ ન થાયે તૃપ્ત્ય ૫૫
સતપુરુષને એહ જ સાર, અહનિશ વાણી કરે વિચાર,
ક્ષણક્ષણ અત્ય કહેવી હરિકથા સ્નેહ કરી સૂણવી સર્વથા ૫૬

---

૪૯ બાહોર ઉલાશ ૫૦ મુષ માહે પેખ્ય ૫૧ યેહ ૫૧ નિર્વી ૧૨ ચૈ અગસગ કેશવદાસ ૫૨ સુખ્યુ માહે દિવશદિવસ ૫૩ અદ્‌ભૂત ૫૪ પરીક્ષત વ્યાસપૂત્રના હરીયે ૫૫ ત્રપ્ત્ય ૫૬ પૂરૂષને કહેવિ હરીકથા

જેમ અસત્યની વાત અસાધ્ય, તેમ હરિગુણ હરિસેવક સાધ્ય,
રાત્યદિવસ તે રંગે રમે, અવર કાંઈ અવલોક્યૂ ગમે ૫૭

**सतामयं सारभृता निसर्गो यदर्थवाणीश्रुतिचेतसामपि ।**
**प्रतिक्षणं नव्यवदच्युतस्य यत्स्त्रिया विटानामिव साधुवार्ता ॥५८॥**

પૂર્વછાયો

અઘ નક વત્સક અઘ હર્યા, પછે પરીક્ષિત પ્રશ્ન,
ચોપૈ કેશવદાસ કહે, ઉગણસાઠ કૃત કૃષ્ણ ૫૯

ઇતિશ્રી ભાગવતે મહાપુરાણે દશમસ્કંધે શ્રીકૃષ્ણક્રીડાયાં અઘબ વત્સમોક્ષો
નામ સપ્તમ સર્ગ સમાપ્ત



## સર્ગ ૮ મો

## વત્સમોક્ષ અને બ્રહ્માની સ્તુતિ

### પૂર્વછાયો

સાંભળ્ય રે તું સ્નેહી શિષ્ય! ગુહ્ય છે પણ કહૂં અવશ્ય
જે અઘથી ઉગાર્યા બાલ, વત્સ સહિત સઘળા ગોપાલ ૧
સરોવરતટ તે આવ્યા સહુ, કૃષ્ણ ભણે ‘સાંભળજો કહૂં,
આંતા અતિ રુઅડી છે પાલ્ય, શીતલ છાયા સઘળી ડાલ્ય ૨
કમલવાયુ કોમલ વાલૂકા’ પ્રતિધ્યાન બોલે બાલકા
‘વેહેણાના ભૂખ્યા ભાઈ! અહીં, જમિયે જો અહા બેમો તહીં ૩
વાછડલા પયપીતા કરો, ચિંતવશૂ, પાસેથો ચરો’
તથેતિ તેમ કીધૂં તત્કાલ, વીંટીને બેઠા સહુ બાલ ૪
કીધું મંડલ કમળાકાર, મિત્ર પત્ર કર્ણિકા મુરાર
મુખ નિરખે સાહામાથે સહુ, તે શોભા હૂં કેમ કરી કહૂં ૫

૫૭ યમ શેવ ૫૮ પરિક્ષિત ‘પૂર્વછાયો’—મૂળમાં ઈ પણ નામ નથી
૧ શાભલ્ય ધે સવધા ૨ શાભવજો શઘલી ૩ વાલૂકા તે બાલકા (ભાઈ)
બે ભૂખ્યા બેશો ૪ ચીતવશું પાસે રથો ૫ મુખ નિરખે

કોઅ ઝૂઝે તે કહિયુ ન જાય, મગ્ન હોયે બ્રહ્માદિક માહ્ય।
ત્રીકાં તારી એકે ગમે, શ્રી જગદીશ મધ્યા તે જમે ૬
પાન કરીકો પત્લવ પત્ર, ફલ અંબાર કો ફલ વિચિત્ર,
દૃક્ષગાથા કો વારૂ શલા, કરે ભોજન ભજે કિતલા ૭
સઘળા માહો માહે સુજન, આપોપણા ચખાવે અન્ન,
ખારૂ ખાટુ મધુરૂ મિષ્ટ, હમે હસાવે હરિ દૃષ્ટ ૮

છપાયા

જઠર વેણુ હરિ ધર્યો, શૃંગ ગેડી કર ડલા,
વામપાણિકૃત કવલ, ફલ અંગુલી સુરક્ષા,
ઉભો મિત્ર મુઝાર, વદે વળી કોમલ વાણી,
સ્નેહ વધારે તેહ, જેહ પોતાના જાણી,
અનોખી અચરજ થયા, બાલકેલ કેશવ તણી,
કેશવદાસ યત્ત પયયુ ભરી, નહી મુક્ત વણી (?) ૯

શ્લોક

विभ्रद्वेणु जठरपटयोः शृंगवेत्रे च कक्षे
वामे पाणौ मसृणकवलं तत्फलान्यंगुलीपु।
तिष्ठन्मध्ये स्वपरसुहृदो हासयन्नर्मभिः स्वैः
स्वर्गे लोके मिषति बुभुजे यज्ञभुग्बालकेलिः ॥ १० ॥

ચોપૈ

હરિ મ યા જમતા ઇમ જશે, વન અંતર વાછડલા તસે,
ચરતા ચરતા દૂરે ગયા, દૃષ્ટ થકી તે અલગા રહ્યા ૧૧
નવ્ય દેખે નાનડિયા બાલ, અધ જમતા ઉઠ્યા તત્કાલ
'અહો મિત્ર! જો એ જાયશે, આપણને માતા મારશે' ૧૨

---

૬ જગદીશ જમે ૮ શાધવા ચખાવે મધુર હસાવે હરી ' પેહુ કેશવદાસ આ પન્તિ બરોબર બેસી ગમ્તી નથી ૧૧ ચમતા (રહ્યા) રયા ૧૨ દેખે ચમતા તો આપણને મારસે

કૃષ્ણ ભણે 'કા ચિંતા કરો, હઇયામા સહુ હર્ષ જ ધરો,
વત્સ વાળી લાવ્ુ વન થકા ત્યાહા સુધી બેસજ્યો બાલકા ' ૧૩
કવલ પાણ્ય ને કડછી કરી, તે જોવા જાયે નરહરિ
કંદર, કુંજ, ગુહા ગિરિ તણી, આદરશૂ જોયા આફણી ૧૪
એવે સમે અજ આવ્યા ત્યહા, આતમગત્ય અધપામ્યો છ્હા,
'સર્વ ઇશ્વરનો ઇશ્વર' ઉચરે, 'ભરવાડામા ભોજન કરે ૧૫
તો જોઉં એહનૂ ઇશત્વ ' તુચ્છ ન જાણે હરિનૂ સત્વ
વચ્છપ વત્સ હર્યા તન ખેહ, ગગને જૈને રાખ્યા તેહ ૧૬
વચ્છ ન દીઠા વિઠ્ઠલ વળ્યા, દીસે અતિ આતપે આકલા
વચ્છપાલ ત્યા આવી જોય, સ્થાનક કૃષ્ણ ન દેખે કોય ૧૭
અવધાર્યૂ અણુજનૂ હેત, જાણે વિશ્વ તણા જે ચેત
ગૌ ગોપીની કરવા મુદા, વચ્છપવાછડલા થ્યા તદા ૧૮
નીચા નાનડિયા ગોવાલ, તેથી એક ઉચેરા બાલ,
ગૌર વર્ણ સુધા શામળા, એક અગે માહા નિર્મળા ૧૯
એકને લાછન દીસે લક્ષ, એક તણી અતિ પોહોળી ચક્ષ,
એકને કરે રેખા અતિ ઘણી, એકને કરે બાધી કિંકિણી ૨૦
એક કાલૂ બોલે તોતલૂ, એકનૂ ગાતા મનોહર ગળૂ,
એક નાનડિયો જાણે નાચ, એકની કચ્યે મોહાવ્યા કાચ ૨૧
એક પેહેરી ઝીણી ઝુલડી, એકને કાન સોનાની કડી,
ખાતે કરી ચમકે ખાસડી, મુંઢાલી સધર લાકડી ૨૨
સહુના શિકા વેણુ વખાણ, હસ્તચરણ પરિધાન પ્રમાણ,
જેહના અવયવ હુતા જિશા, સર્વભાવે થ્યા શ્રીહરિ તિશા ૨૩
વાછડલા કાળા, કાબરા, ગોરા, ધોળા ને ધૂસરા,
પૃચ્છ, પગ, કટિ, આનન, કાન, સકળ સ્વરૂપ હવા ભગવાન ૨૪

---

૧૩ ચિંત્યા હઇમાહે બેશજો બાળક । ૧૪ નરહરી ૧૬ તુછ હરીનુ રાખ્યા ૧૭ વછ વીઠલ વછપાલ દેખે ૧૮ સામતા ૨૦ લાછણ કિંકણી ૨૧ નાનડીઓ ૨૨ શોનાની ખાંતે પાસરી ૨૩ સહુના વખાણ જેહના જિશા હરી

પૃથ આપણા જે જેહનાં, તે ટોળે મેલ્યા તેહના,
આગેની ક્રીડા અતિ ઘણી, કરતા આવ્યા ગોકુલ ભણી. ૨૫
ગોઠ જેહને જે જે ગાય, વાછડલા જે મેલિયા માય,
ગોવાળિયા તે ધન્ય ધન્ય ગયા, આગેથી વહાલા અતિ થયા ૨૬
વેણુનાદ સુંદર સાંભળી, મિંદની માતા જે મલી,
પરિચલ જાણી પયપાન, સ્નેહે કરાવ્યું સુધા સમાન ૨૭
મોગરેલે તે મર્દન કરી, ખાડ તણી ખ ય ખાતે ધરી,
મર્દન ઉષ્ણોદક અતિ ઘણે, પીતાંબર વારુ પેહેરણે ૨૮
મૃગમદચંદનમિશ્રિત લેપ, આછો આપ્યો કરી આક્ષેપ,
અંગે મોહાવે આભરણ, તિલક તદુવા ચ્હાકરણ ૨૯
જમે જમાડે બેશી માંહે, લાડ લડાવે દક્ષિણ ચાહે,
વદન નિહાળે વાધે હેજ, સુતને લઇને સુતા સેજ ૩૦
વાહાણે તેહ વળી વન જાય આની માત્ર મીનિ હરિ માય
ગોદ દેખી ગૌરી ભાભરે, પ્રેમ કરી પયોધર ધરે ૩૧
ઉરે ભાર ઉજાયે વણુ, ચચુઆવે હુ ચારે વધુ,
વચ્છ ધવરાવે ને વલકલે, હર્ષાશ્રુ નૈણે નીકળે ૩૨
માતૃભાવ ગો ગોપી તણ, પ્રેમ દીહાદીહ પ્રસર્યો ઘણુ,
વરસ એક થયૂ થોડો કાલ, જેગો યશોદા શ્રીગોપાલ ૩૩
વચ્છપાલનૂ મિત્ર મન ધરી, આપણપૂ આપણપેં હરી,
પાળ્યા પ્રભુ હાયન પર્યંત, વ્રજની ક્રીડા કરી અનંત ૩૪
રામ સહિત આવ્યા એક વાર, વચ્છ ચારતા વન મઝાર,
અજ માહેં ઓછા દિન પંચ, સકર્ષણ દેખે કાંઈ સંચ ૩૫
આપણપેં વજને અતિ દૂર, ગૌરી ગોવર્ધન હજૂર,
તૃણ ચરતા દીઠા તે વચ્છ, ચાલી ચમર કરીને પુચ્છ ૩૬

૨૬ મેલીયા ૨૭ વેણુશાદ ૨૮ પાડ તણી પલ્ય પાંતે ૨૮ આપ્ય આભર્ણ કા. ૩૦ સુતને શેજ ૩૧ વિહાણે દેવી ૩૩ માત્ર ભાવ ૩૪ પાયોધર વ્રજની પુઠ ૩૫ સંકર્ષણ



વત્સહરણ માટે બ્રહ્માનો પશ્ચાત્તાપ અને શ્રીકૃષ્ણની સ્તુતિ
સર્ગ ૮ મો  કડી ૪૭-૬૭ જુઓ પાનું ૬૫-૬૭

અતિ પ્રેમે ઉન્મતણી ગાય, ગિરિગહ્વર ને કોતર માહ્ય,
હરખે પય ઝરતી હીંસતી, આવી વત્સવતી જે હતી　　૩૭
ધેને વચ્છ ધનરાવ્યા રગ કરય જાણીજે ગૌ ગળશે અગ,
ગાય સૂણી ઊજાણા ગોપ, વળી નહી, તે વાધ્યો કોપ,　　૩૮
ઘણે કષ્ટે કરી આવ્યા તિહા, વચ્છ, ગાય, સુત વર્તે જિહા,
પુન દેખતા વાધી પ્રીત, કોપ ટલીને કોહોવ્યા ચિત્ત.　　૩૯
આલિંગન લીધા અવઘ્રાણ, પ્રાણીને જ મ વલ્લભ પ્રાણ,
ગદગદ કઠ નયણે જલ ઝરે, હર્ષાશ્રુ હેજ હઇયે ધરે　　૪૦
ઘણે કષ્ટે તે ગોધન ગ્રહી, વલ્યા રામ વિચારી સહી,
આગેનાથી અધિકો સ્નેહ, સકર્ષણમન થયો સદેહ　　૪૧
"દેવીઅ અથ માયા આસુરી, પ્રાયે પણ પુરુષોત્તમ કરી!
અવર મોહ મુને નવ્ય કરે," એહવૂ ધ્યાન જ્યા હૈયે ધરે,　　૪૨
જ્ઞાનદૃષ્ટયે દેખે તતકાલ "યે વછડલા, યે ગોપાળ!"
સર્વભાવે સઘળાં શ્રીનાથ, બળદેવે જોડ્યા બે હાથ　　૪૩
સ્તુત્ય કીધી સ્વામીની ઘણી 'કારણ કૃષ્ણ' કહૂ આફણી,
વર્ષ એકનો થ્યો તૂ ધની માત્ર' આવી નિરખે વળી વિધાન　　૪૪
આગેની પરય ક્રીડા કરે, તો બ્રહ્મા મન વિસ્મય ધરે
'વાછડલા સહુ વત્સપ યેહ, માયાશયન સૂઆર્યા તેહ　　૪૫
આ ક્યાહાંથી આવ્યા અભિનવા? મેં સરજ્યા વિણ ક્યમ તે હવા?"
અજની અગ્ન વિમોહે જેહ, સહી જાણીયે મોહોટા તેહ　　૪૬
બ્રહ્માસને જઈ જોયા પછે, અવલોકે તાંહા સઘળાં અછે!
ચતુરમુખ તદા વિચારે ચિત્ત 'કોણ સત્ય, ને કોણ અસત્ય?"　　૪૭

---

૩૭ જે ને (મૂળ) માહા હીશતી યે ૩૮ ધવરાવિયા ગલસે વછ ૩ વછ પૂત્ર ચીત ૪૦ અવઘ્રાહાંણ ૪૧ સકર્ષણે મને ૪૨ મુજે પૂરૂષોત્તમ ૪૪ વૃષ ૪૬ સરજ્યા તો સહી ૪૭ બ્રહ્માશને ચિત

જોવા આવ્યો જગમોહન ભણી, જોઈ અજ મોહ્યો આફણી,
અગ્નિ ભણી ઉડે ઉદ્યોત, જ્યહાંથી નાંખે બેહોળી જ્યોત. ૪૮
બાલક વત્સ તણાં બહુ રૂપ, સઘળે દેખે વિષ્ણુસ્વરૂપ,
મેઘશ્યામ, પીતાંબર સુદા, ચતુર્ભુજ, પદ્મચક્રધર ગદા. ૪૯
કિરીટ, કુંડળ, કંકણ હાર, શ્રીવત્સલાંછન સોહે સાર,
કટિમેખલા અને કડાં, અંગદ અંગુલિ વાંકડાં. ૫૦
પગ ઉપરથી રણઝણે રસાલ, કૌસ્તુભ કંઠે વળી વનમાલ,
મસ્તક ચરણ લગે મહાદામ તુલશી તણી સંભ્રમત શામ. ૫૧
નવપલ્લવ નવમંજરે રંગ, પૂરે પુષ્પ પૂજ્યા સર્વાંગ,
દાંત તણી દીસે ચંદ્રિકા, મનોહર મુખે હરિ હસતા થકા. ૫૨
અણિમાદિક, મહિમાદિક મૂર્ત, બ્રહ્માદિક જે સકલ વિભૂત,
ત્રિગુણ તમો રજ સમ્યક્ સત્વ, મહદાદિક ચોવીશે તત્ત્વ. ૫૩
કાલ, સ્વભાવ, કર્મસંસ્કાર, આગન્ય ઊભા ધરી આકાર,
મૂર્તિમંત તે મહિમા ધ્વસ્ત, કરે વીનતિ વિશ્વ સમસ્ત ૫૪
સત્ય, જ્ઞાન, આનંદ, અનંત, તેહનો રસ જેહ મૂર્તિમંત,
અદ્ભુત મહિમા અકલ, અચિંત, સ્પર્શ કરી ન શકે વેદાન્ત. ૫૫
એમ સઘળા પેખે પરિબ્રહ્મ, તેહને તેજે થયો ચક્ષભ્રમ,
જેહની ભાસા ભાસે સકલ, સચરાચર થયો અજ તે અકલ. ૫૬
અંધકાર થિયુ ઇંદ્રિયે અગ્યાર તૂષ્ણીભૂત હવો તેણી વાર;
ચક્ષ મીંચી મુખ ઉડીઘડી, ચતુરાનન ધ્રૂજ્યો ચાપડી ૫૭
પિતામહને પડે મૂર્છા ટળી, મર્ણ થકી જમ જીવે વળી;
અતિ કષ્ટે ઉઘાડ્યા ચક્ષ, ગોપવેશ પેખે પ્રત્યક્ષ ૫૮

---

૪૮ જગમોહન, પણ બેમાતા વધી જાય છે ૪૯ વિષ્ણુસ્વરૂપ ૫૦ અંગુલિયે વાંકડા ૫૧ લગે છે ૫૪ આગન્યે ધસ્ત ૫૫ અર્વાંત સકે વેદત. ૫૭ ઐન્દ્રિયે ધૂયો ૫૮ પ્રતક્ષ

એકાકી આગેતી પશે, વત્સપાલને જોતા ફરે;
કવલપાણિ ને કંટક માંહ્ય દામોદર પગ જોઇ જાયે. ૫૯
હંસે થકી ઊતરિયો એવ, કનક દંડ પરે પડિયો તેહ,
ચરણે લગાડ્યાં ચારે વદન, આઠયે આંખ્યે કરે રુદન. ૬૦
આંસુએ કીધો અભિષેક, 'મૂને અતિ આવ્યો અવિવેક.'
હરિ ઉઠાડે હાથે કરી, પડી રહ્યો મહિમા મન ધરી. ૬૧

પૂર્વછાયો

ઊપાડી ઊભો કર્યો, લોચન લૂહ્યાં હાથ,
તનકંધર નીચૂં જુઈ, સ્તવન કરે જગનાથઃ ૬૨

શ્લોક

नौमीड्य तेऽभ्रवपुषे तडिदंबराय
गुञ्जावतंसपरिपिच्छलसन्मुखाय ।
वन्यस्रजे कमलवेत्रविषाणवेणु-
लक्ष्मश्रिये मृदुपदे पशुपाङ्गजाय ॥ ६३ ॥
अहोति धन्या व्रजगोरमण्यः
स्तन्यामृतं पीतमतीव ते मुदा ।
यासां विभो वत्सतरात्मजात्मना
यत्तृप्तयेऽद्यापि न चालमध्वरा ॥ ६४ ॥
अहोभाग्यमहो भाग्यं नंदगोपव्रजौकसाम् ।
यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम् ॥ ६५ ॥
तावद्रागादयः स्तेनास्तावत्कारागृहं गृहम् ।
तावन्मोहोंघ्रिनिगडो यावत्कृष्ण न ते जनाः ॥ ६६ ॥

ચોપૈ.

બ્રહ્મસ્તુતિ બ્રહ્માની શકલ, કરી કૃષ્ણને પે પે યુકત્ય;
હું અજાણ અને અસમરથ, તેણે ન કર્યો એહનો અર્થ. ૬૭

૬૦ ઊતર્યો. પડયો. ૬૧ મન્ય. ૬૨ ઉપાડી ઉભો. જોઈ.

પરમેઠી પગે લાગ્યા હરિ, પ્રદક્ષણા પ્રણમીને કરી,
બ્રહ્મસદનથી વત્સગોવાળ, આણીને આપ્યાં તત્કાલ. ६८
હરિમાયાયે મોહ્યા જેહ, એક વરસ ક્ષણ જાણ્યું તેહ,
જીવ સકલ જે માયાયે ભમ્યા, અનુદિન સાખ્યો તેણે આતમા. ६९

શ્લોક

किं किं न विस्मरन्तीह मायामोहितचेतसः ।
यन्मोहितं जगत्सर्वमभिक्ष्णं विस्मृतात्मकम् ॥ ७० ॥

ચોપૈ

દૃષ્ટિ ભણે: 'આવો હરિ ! બાપ તમને તે તા વડલો તાપ,'
એક કવલ આરોગી ગયા, બાલક સહુ ઇહાં બેઠા રહ્યા ७१
ભોજનાતે ચાલ્યા વ્રજ ભણી, માર્ગે ક્રીડા કરતા ઘણી,
ગોકુલ કથા કહી તત્કાલ' 'આજ કૃષ્ણે માર્યો મહા વ્યાલ.' ७२

પૂર્વછાયો.

પૂછે રાજા પ્રેમવશ 'સ્વામી ! થયો સંદેહ'
પુત્ર પીયારા ઉપરે, નિજથી અધિકો સ્નેહ'? ७३
તે કારણ શુકદેવ કહે, તણૂ પરીક્ષિત પ્રશ્ન:
'અંતર્યામી અખિલનો સહુને વલ્લભ કૃષ્ણ ७४
જે પદપલ્લવ આશ્રિયા, મનોહર તણા મુરાર,
પદ પદ પદ તે પામિયા, વત્સ ચરણ સસાર.' ७५

ચોપાઈ

સર્ગ આઠમે સૃષ્ટય તણી, કથા મોહિની કહી અતિ ઘણી,
ચોપૈ કરી છોહોત્તેર ઉલ્લાસ, કૃષ્ણપ્રીત્યેં કહે કેશવદાસ ७६
ઇતિ શ્રી ભાગવતે મહાપુરાણે દશમસ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં બ્રહ્મસ્તુતિ
વર્ણનો નામ અષ્ટમ સર્ગ સમાપ્ત ॥

---

६८ હરીની માયાથે ७२ કથા–મૂળ–વાત ७३ પુત્ર નિજથિ ७४ અખિલનો
પામ્યા કેસવદાસ

## સર્ગ ૯ મો

## ધેનુકાસુરવધ અને કાલીનાગદમન

### પૂર્વછાયો

પશુપ હવા પૌગડ વય, મળી મિત્ર વન જાય,
અતિ પચન પગપગ કરે, ચારે ચતુર્ભુજ ગાય	૧
નિશ્ચે થૈ વેણુ વજાડતા, પાખ^ય ગાય ને ગોપ,
પશુ કેડે બલયુક્તથા, જાયે રુડી જોપ	૨

### ચોપૈ

કુસુમરચ વન દેખી કરી, હર્ખ્યા સકર્ણ શ્રીહરિ,
મણુધીપ, મૃગનરની આ^ય, મનોતટ પુષ્પતી પાસ્ય	૩
કુમુદવાયુ પરિમલ અતિપૂત, તરુપલ્લવ ફલફૂલપ્રસૂત
બાધવ પ્રતે બોલ્યા "અવધારય, રમવાને મન કરયૂ નિર્ધાર	૪
'અહોભાગ્ય આ તરુઅર તણા, અંગીકરે ફ્લફૂલ જ ઘણા,
બ્રહ્માદિક નહે તવ ચરણ, નમી નીચા રે' તરુઅર તરણ	૫
અનિશ્ચલ તવ યશ ગાએ જેહ, સકલ લોક તીર્થીકૃત તે૯,
પદ પદ આદિ પુરુષને ભજે, મૂઢ તોહ મુનિ વ્રત નવ ત્યજે.	૬
આ જો કરે કલાયલ નૃત્ત, હરણી નિર્ખે હર્ખી ચિત્ત,
કોકિલ કૂઊ સ્તુત્ય ઉચ્ચરે, આપણુને એમ સ્વાગત કરે	૭
ધન્ય વનૌકસ યે યે જત", કૃષ્ણ કહે 'તે સઘળા સત'
તૃણવીરુધ ધન્ય ધરણી આજ, પરસે પગથા ત્રિભુવનરાજ	૮
વૃક્ષનતા કર લાગી કરી, ભનૂ ભાગ્ય, ભન શોભા ધરી!
નદી, નાર નગ, ખગ, મૃગ મહાન, અનુદિન અવલોકે ભગવાન	૯

---

૧ વન્ય ચતુર્ભૂજ ૨ પાખર્યે જોપ ૩ મન્નૂ પૌસ્પની ૫ ચર્ણું તર્ણું
૬ ચરા–(મૂળ) સ્સ તીથી,ત ૭ નિર્ખે ચિત ૮ પગ

કયહાંક ગાયક મળિયા ગાએ, કયહાંક તે ઊજાતા જાએ,
કયહાંક ઉભા વામે વીર, ગાએ ગોપ વાણી ગંભીર. ૧૦
કયહાંક ક્રીડા કરતા શ્રાંત, વૃક્ષતલે આવી એકાંત,
ઉપબર્હણુ પલ્લવ પાથરી, ઈષ્ટિ તણે ઉચ્છરંગે હરિ. ૧૧
પોતે પગ પગ ચાંપે કોય, પુણ્યપુંજકૃત જે જન હોય,
અઘહીના કોએ આવે પાશ, વીજણે વીંજે વિશ્વાવાસ. ૧૨
કોય કહે માધવ રૂપનિધાન, સ્નેહ કરી કોય ગાએ ગાન,
જે પદપલ્લવલાલિત રમા, એમ ખેલે અદ્‍ભુત મહિમા ૧૩
સબલ, સદામા, કૃષ્ણ, સ્તોક, પરમ મિત્ર જે પુણ્યશ્લોક.
કર જોડીને કરે વીનતિ 'સુણીયે સકર્ષણ શ્રીપતિ! ૧૪
ઇહા થકી છે અતિ ઢુકડ઼, તાલી વન વન માહે વડ઼;
વેલા વિણુ ફલ વાધ્યાં ઘણા, સુરહાં, મીઠાં, મોહામણાં.
રાસભ રૂપ એક રાક્ષસ વન, જે ત્યહાં જાયે તેહેને અને,
તે ફલની ઈચ્છા છે ઘણી, સંભારયૂ અહીં સમરથ ભણી' ૧૬
તો ત્યાંથી ચાલ્યા તત્કાલ, રામે હાથે હલાવ્યાં તાલ,
શબ્દ સુણી રાક્ષસ ભૂકતો, આવ્યો પગે પાટ્ટ મૂકતો. ૧૭
ચરણ પાછલ્યે કર્યો પ્રહાર, રામહદે થયો એક લગાર;
પુનરપિ પાટ્ટ મૂકી જશે, બલભદ્રે પગ સાહ્યા તશે. ૧૮
શિર ઉપરે ફેરવ્યો જમ ફૂલ, તાલ્યો તાડ તણે તે મૂલ,
ધૂળ ધરા, તાડ તડકૂચા, ઓલાવેલે અતિધન પડ્યા. ૧૯
તેહનાં સગાં સમધી જેહ, કૃષ્ણે કૂટી મારયાં તેહ;
પાકા ફલ તાડ્યાં તેણી વાર, સઘળે કીધો સુખે આહાર. ૨૦
તે દિનથી જન સહુકો જાય, તૃણ ઉત્તમ તે ચારે ગાય,
એમ કૃષ્ણે કીધુ નિર્દોષ, સેહેજે સુરના ટાળ્યા શોક ૨૧

---

~૧૧ ઉત્સરંગ ૧૪ સદામા. પુન્યશ્લોક સકર્ષણ ૧૫ વને માહે ૧૬ ઇછા. ૧૭ તલ. ૧૮ યમ ૨૦ સુખે ૨૧ ઉતમ

રામ સહિત અચ્યુત એક વાર, મિત્ર સહિત વન ગ્યા મુરાર;
તડકે રમતાં તરસ્યા થયા, ગોધન લૈ કાલિંદી ગયા. ૨૨
વિષદૂષિત પય પીધું જશે, પ્રાણ રહિત થૈ પડિયા તશે;
ગાય ગોપની ચેષ્ટા ગઈ, કૃષ્ણે દીઠાં, કરુણા થઈ. ૨૩
સુધા દૃષ્ટએ સીંચ્યાં તેણી વાર, સંતત સંત તણી જમ સાર;
કરી દયા નરહરએ નિજ નાથ, હલુએરૂં ત્યાં ફેર્યો હાથ. ૨૪
તતક્ષણ તે ઊઠયા તતકાલ, ગાય સહિત સઘળા ગોવાળ;
દામોદરની જાણી દયા, વિમાસતાં મન વિસ્મય થયા. ૨૫

પૂર્વછાયો

વારિ માંહ કાલી વસે, અમે તીહાં જે જાય,
તાસ તરુ બાળ્યાં બહુ, વાયે વિષમા વાય. ૨૬
અણજાણે ખગ ઊડતાં, આવી ઉપરસ જેહ;
મારત લાગે તે મરે, તતક્ષણ દાઝે દેહ. ૨૭
કૃષ્ણ વિચારે કાઢવા, કાલી દીઠો કાલ,
જમ નિર્વિષ થાયે નદી, વ્યાપી રહ્યો જે વ્યાલ. ૨૮
ચઢયા કદંબે કડછતા પલવટ વાલી પ્રાણ,
સર્વે થયા વારે સખા, અતિ ઉલટ મન આણ્ય. ૨૯

વેલ રાગ–આશાવરી

હેલા એ હરિ ઝંપાવિયા, હાલક લોલ્યું અંભ,
કેટલા કાલી ઘરેં જઈ બહુ પન્નગ દે બુંબ. ૩૦
કોય પન્નગ ઉભો અછે, સુંદર મંદિરદ્વાર,
તેહને જોવા નીકળી, નાગાધિપતિનારય. ૩૧

---

૨૨ કાલંદ્રી. ૨૩ પડયા. ૨૪ શીચ્યા. સંત તણી. કરે દયા. ૨૫ સહીત. વિમાસતા. ૨૬ વારી. વસે. પે. તરુઅર. ૨૭ એહ. ૨૮ દીઠો–મૂળ–દીઘો. યમ. ૨૯ સપ. સખા. ૩૦ ઝંપાવ્યા. બુબ ૩૧ ઊ. સુંદર.

શામલવર્ણું, સોહામણો, જાણીએ જેશો જગદીશ;
લઘુવય લક્ષણ અંગનાં, બાવન ને બત્રીસ. ૩૨
'કોણ? કિહાંથી આવિયો? કોણ માતા? કોણ તાત?
કવણ કાજ ધરચ કાળને? વેહેલો થૈ કે વાત'. ૩૩

ત્રોટક

'વેહેલો થૈ કે વાત વિછૅદે, જહાં લગે પન્નગ જાગે.'
'નંદ તણો હું નંદન જાણો, કંસ તે કમલ માગે.' ૩૪
નારચ કહેઃ 'ઘર જાયો સદ્ધારીં, માત તમારી ધન્ય;
કાલીમુખ આવ્યો વનમાલી, પોહોંચીશ મોટે પુણ્ય.' ૩૫
ફૂંફૂંકાર કરંતો ઊઠ્યો, જાણે જાણીયે યમ;
લોચન જ્વાલાની વિકરાળ, દાવાનલ દહે તમ. ૩૬
માધવ દેખી મહાવિષ મીટ્યૂં, વીંટ્યો વલ્લભ વૃક્ષ;
બાંધી પાશ ઉશાસ ન મૂકે, સાપ તણા બહુ સખ્ય. ૩૭
એક ડસે ને એક ડરાવે, આવે નાના નાગ,
એક કહે એ ભક્ષ અહ્મારૂં એક તે ન લહે લાગ. ૩૮
ઉપરચથા આવી અવલોકે, ગોકુલ કેરાં લોક,
બાલક કાલ તણે મુખ દેખી, સમ્યક્ પામ્યા શોક. ૩૯

રાગ આશાવરી

ગોપી સઘળી થૈ ગેહેલી, પેહેલી પ્રીત્ય સંભારી,
માત યશોદા જલ ઝંપાવતી, આવતી બલભદ્ર વારી. ૪૦
નંદ સુનંદ ને મદ નિવાર્યાં, ભાખ્યૂં બલ ભગવાન,
ગોધન હીંસે, હરિ નવ્ય દીસે, સીંગે કરે બહુ સાન. ૪૧
શ્રીરંગે ઉભારી ગેડી, ફેડી, સંકટ સર્પ.
ફણધર તોલો બરલ્યો બોલે, ભાંજ્યો ભૂધરે દર્પ. ૪૨

---

૩૨ થશો. ૩૩ આવથી. વેહેલો. યહાં. કંશ. ૩૭ બાહા. ૪૦ ઝપાવતી.

ત્રોટક

ભાંજ્યુ ભૂધર દર્પ, જો મુજ મિંદર આવિયો;
કેશરિ યમ કુરંગશૂં, હેલાએ હરિ ઝંપાવિયો. ૪૩
નારાયણ તે નાગશૂં, ક્રીડા કરતા યુદ્ધ,
જમ જમ શ્રીહરિ સાંસહે, ત્યમ ત્યમ ક્રોધી ક્રુદ્ધ. ૪૪
ગરલ વમે, લે વદને ઘણું, અંગ ન લાગે એક,
મૂઢ ન જાણે મોહિયો, શેજ સૂએ જે શેષ. ૪૫
ફણ્ય ઉપરય શ્રી હરિ ચઢ્યા, કરે નૃત્ય નવ રંગ,
યુદ્ધ કરી જોયું ઘણું, અવશ થયું તે અંગ. ૪૬

રાગ આશાવરી

મણિ લીધા મારી કરી મસ્તક તણા મુરાર,
મણિ સઘળા ફાટી ગયા, પાટ્ તણે પ્રહાર. ૪૭

ત્રોટક

પાટ્ તણે પ્રહારે પીડી, ગેડી ગોવિંદ રાચે,
સાપ તણા શિર ઉપરય નૂપુરય, વાજતે વિઠ્ઠલ નાચે. ૪૮
દેખી દુઃખભર્યો વિષધારી, નારી વિચારી બોલે:
"બંભનેશંભ બહુ બલવંતા, તૂહ સમાન નહી તોલે. ૪૯
મૂકય મહા ગુણવંતા ! કંતા, એહેવાતણ અમ દીજે;
માણિક રત્ન અમૂલક મોતી, જે જોયે તે લીજે." ૫૦
પ્રાણ ફિરૂં પુરુષોત્તમ સાથે, દીનાનાથ, દયાલ,
તેહજ સરજ્યા કુબુદ્ધિ ક્રોધી, વચનહીન એ વ્યાલ. ૫૧
ઊતરયા પ્રભુ પાણિએ સંતોષ્યો, પેખ્યો પાવન તેહ:
"આજ પછી પદપંકજ અંકિત, કોય ન દૂભે દેહ. ૫૨

---

૪૩ ભાજ્યૂં. આવયો. ૪૫ મૂંઢ. સૂયે. ૫૦ મુક્ય. ૫૧ કુબધી. ૫૨ ફ્રમે.

સાગર માંહે વસો સકુટુંબી, સહિત રૂબી સાપ."
ચાલ્યો વાણી કરી શિરકમ્મલ, અમ્મલ કીધો આપ. ૫૩
રમણદ્વીપ ગયો તે કાળી, સર્પ પામ્યો સ્વસ્થાન,
ગરુડ તણો ભય ટાલ્યો શ્રીહરિ, સ્પર્શ હવો ભગવાન. ૫૪
કૃપા હવી તાં જે કાલીને, તે આદ્ય અંત નહી કેહને;
પૂરણ પદ દે નાચ્યા નરહરિ, મસ્તક ઉપરય તેહને. ૫૫
કાલી પામ્યો એમ ને, ઓચ્છવ કીધો અતિ ઘણો,
કેશવદાસ કહે એશો, મેં મારી મતિમાને ભણ્યો. ૫૬

## ચોપૈ

પરિક્ષિત રાય આનંદ્યો ઘણૂ, સૂણતાં ચરિત્ર એ કાલી તણૂં;
પ્રેમે કરીને જોડ્યા પાણ્ય, શુક પ્રત્ય બોલ્યા અમૃતવાણ્યઃ ૫૭
"પૂર્વે સ્થાનક કાલી નાગ, તેહ તણો કયેમ હૂયો ત્યાગ ?
કયમ આવ્યો કાલિંદીશરણ? ગરુડ થકી નવ્ય પામ્યો મરણ ? ૫૮
એ વૃત્તાન્તનો કહો વિસ્તાર, જ્ઞાની સ્વામી વ્યાસકુમાર!"
કૃપા કરી બોલ્યા શુક સ્વામ્યઃ રમણદ્વિપ કાલીનો ઠામ. ૫૯
કદ્રુ તે કાલીની માત, વિનતાતન ગરુડ વિખ્યાત;
કશ્યપ પિતા, માતા જૂજૂઇ, એક સમે એમ સ્પર્ધા થઇ. ૬૦
કદ્રૂએ રવિરથ કાળો કહ્યો, વિનતાએ શ્વેત હતો તે લહ્યો;
વીંટાણા રથને જઈ નાગ, કીધો કપટે દંશવિભાગ. ૬૧
વિનતા પામી દાસીપણૂં, કામ કહ્યૂં કરે કદ્રૂ તણૂં.
કેટલો કાલ ગયો એમ વહી, પુત્રે પૂછ્યૂં વાર્તા કહી. ૬૨
કપટે માતા દાસી કરી, ઘણી રીસ ગરુડે મન ધરી;
સર્પ તણો માંડ્યો સંઘાર, મનમાં શંકા નહી લગાર. ૬૩

૫૩ કમ્મલ. અમ્મલ. ૫૫ કીપા. ૫૯ કીપા. મરણદ્વીપ. ૬૦ કદ્રુ તે કાલીની તે કાલીની. વિખ્યાત. સ્પર્ધા. ૬૧ દારાવિભાગ. ૬૨ પૂત્રે.

નાગે પરઠયો તેહનો ભાગ, માસ માસ પ્રત્યે અનુરાગ,
કર આપી સુખે રહે સર્વ, કાલીનાગ કરે અતિ ગર્વ ૬૪
ભાગ ન આપે વરઠયો રહે, સઘળે નિર્નામિ ગરુડને કહે,
વૃત્તાન્ત સૂણિયૂ ગરુડે તન, કાલીનાગ તણૂ બલ અત્ર ૬૫
સમ્યગ્ પરચે તે પામ્યો શુદ્ધ, આવ્યો ગરુડ તે કરવા યુદ્ધ,
ચાચપાખે કીધો હતગાન, નાઠો કાની લઈ દેહમાત્ર ૬૬
વિષ્ણુ ક્ષેત્ર યમુનાતટ જાણ્ય, સનિધાન તાહા શારિંગપાણ્ય,
સૌભરી ઋષિ તે સેવે ઘણૂ, પવિત્ર કૂલ કાલિંદ્રી તણૂ, ૬૭
નિર્ભય જાણી આવ્યો સોય, ગરુડભય આહિ નવ્ય હોય,
ઋષિપત્ની ઋષિ છે તાહા ઘણા, વળી વિશ્રામ છે સોહામણા ૬૮
નિત્ય સધ્યા તર્પણ તે કરે, તે સન અક્ષત જલચર ચરે,
વૈનતેય પ્રત્યે કીધો તક્ષ, અન્ય દિવસ નવ દેખે ઋષ્ય. ૬૯
પૂછ્ જલચર સહુ ક્યા ગયા, કહ્યુ વૃત્તાન્ત તે હુતા રયા,
દીવો શ્રાપ ગરુડને તદા "માહે આશ્રમ મારચે યદા, ૭૦
તત્ક્ષણમા તે પામજો મૃત્ય, સૌભરીવાણી હોયે સત્ય"
તેહ થકા યમુનાદ્રહ તજ્યો, તો કાની કાલીંદ્રી ભજ્યો ૭૧
ચૌદ લોક ગરુડને ગન્ય, સૌભરી આશ્રમ એક અગમ્ય,
એહવૂ કારણ કાની લહ્યો, તે માટે આહીં આવિયો. ૭૨

પૂર્વછાયો

વર પામી હવે વિષ્ણુનો, હરિ આયુધ થ્યા અગ,
રમણદ્વીપ કાળી ગયો, કરતો મન અતિ રગ ૭૩

તટિનીતટ રાત્યે વસ્યા, નદાદિક સહુ ગોપ,
ત્યા દાવાનલ આવિયો, કરવા સહુનો લોપ ૭૪

---

૬૪ તવ નાગેં મરી અનુરાગ ૬૭ વિષ્ણુક્ષેત્ર માવદ્રી તણુ ૬૮ ગરુડ તણો ભય ૭૧ પામયો તયો (તજ્યોને બદલે) કાનદી ભયો (ભજ્યોને બદલે) ૭૨ આવયો ૭૪ આવયો

### ત્રોટક

જિતી કરિ જલદ્વારેં આવ્યા, નારે વધાવ્યા રે વીર,
માતતાત આલિંગન લેતાં, વહેતાં નયણે નીર. ૭૫
હેજ કરી હઇયે હરિ લીધો, લહીયે પાર ન પ્રેમ,
ગોકુલ ઘરઘ ઘરઘ હોય દીવલી, વલી પામ્યૂં ક્ષેમ. ૭૬
દાવાનલ તે દેવે પીધો, નિર્ભય સઘળો સાથ,
ત્યમ સંસારભય ટાળે, ગાતાં ગુણ જગનાથ. ૭૭
ગાતાં ગુણ જગનાથના, ડશે નહિ દેહ સાપ,
કેશવદાસ કહે એશૂં, લાગે ન તેહેને પાપ. ૭૮

### ચોપૈ

નોમે યમુના નિર્વિષ કરી, કાલીમર્દન કીધૂં હરિ;
ઓગણાશી ચોપૈ સવિલાસ, કૃષ્ણ પ્રીતે કહે કેશવદાસ. ૭૯

ઇતિ શ્રી ભાગવતે માહાપુરાણે દશમસ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં કાલીમર્દનો નામ નવમ સર્ગ સમાપ્તઃ—

—:o:—

## સર્ગ ૧૦ મો

### વસ્ત્રાહરણ અને પ્રલંબવધ

### ચોપૈ

રામકૃષ્ણ એમ ક્રીડા કરે, વનના વેષ વિવિધ પરઘ ધરે,
કદાચિત્ ગાઈ વાઈ વલી, કદાચિત્ યુદ્ધ કરે બહુ મલી. ૧
એક ભમાડે ને વળી ભમે, ઉલ્લંઘી, આકર્ષે ને નમે;
કદાચિત્ કુંભે બલાઈ બલી, રમે મુઠ્ઠે અથવા આમલી. ૨
કદા ચીહું તિ ચાલે કારંડ, મૈંડકની પરઘે મુંડે મંડ,
કદાચિત્ હરિ હીચેં હીંચોકે, કદાચ્ય ચાલા કીધે ચોક. ૩
કદાચ્ય ચેષ્ટા નૃપની કરે, કદાચ્ય કેહનું કાંઇક હરે;
ક્રીડા કરતાં કાનન માંય, વિચરે વિઠ્ઠલ ચારે ગાય. ૪

રમે રામનેકેશવ જિહાં, પ્રનમ અસુર એક આવ્યો તિહાં,
આવ્યો ગૂઢ થઈ ગોવાળ, ત્રિકમેં જાણ્યૂ તે તત્કાલ ૫
મન માહેં ચિંતવિયૂ મૃત્ય, વદને વખાણ્યો ભલહો ભૃત્ય,
તિહા કણુ તેડ્યા સધળા ગોપ, રમતાનો જાણીને જોપ. ૬
ધાગડનો તો ખેલો ધીર, પઇસા પે'લા પરઠો વીર,
હરાવશે જે કો જેહને, ચડશે કધ તે કો તેહને. ૭
ભાડીરક નામે ન્યગ્રોધ, તિહા ઊતારે જઇને યોધ,
બલ કેશવ ઊભા બેહુ ગમા, સઘલા ભેરુ વેંચ્યા સમા. ૮
પ્રલમ્બ થ્યો પુરુષોત્તમ પાસ, દુષ્ટ ભાવે જે આવ્યો દાસ,
સદામાજી ત્યાહા શ્રીનાથ, ચઢચો કધે સહુ જોએ સાથ. ૯
ભદ્રસેન વૃષભપેં વહે, મિત્ર તણા જે લક્ષણ લહે,
પછે રામને વહે પ્રલમ્બ, લપોડ, જાડો દીસે લબ. ૧૦
વડવોલી ચાલ્યો દડવડ્યો, વપુ વાધીને થાએ વડો,
રામે જાણ્યૂ દાનવ દુષ્ટ, માયા ઉપરથે મૂકી મુષ્ટ ૧૧
પડ્યો પછે તે પાડી રીવ, યમ લોથ્યો નીકળિયો જીવ,
બલને આવી મળિયા મિત્ર, ભલે નિપાત્યો સુરનો શત્ર ૧૨
સુમનસવૃષ્ટ્ય વિબુધ વિસ્તરે, જન સઘળા જય જય ઉચ્ચરે,
એમ કરતા આવ્યા નજ માહ્ય, પુનરપિ માનની મગલ ગાય ૧૩
પશુપાલક રામત્યનેં પૂરે, ગોધન ચરતૂ ગ્યૂ બહુ દૂરે
મુંજાટવી મહાવન માહ્ય, ગહ્વર પેસી જઇને ગાય ૧૪
નવ્ય દેખે નિજ આજીવિકા, બૂબ દઇને બહુ બાલકા
ઊજાણ્યા સઘળા એ સાર, વાહેં ચાલ્યા વર્જિતવાર ૧૫
ખુર લાગા, ખડ તાજા છાણ, આગલ્ય થાયે જોઈ જાણ,
ઇષીકાટવી આવ્યા સહુ, બલકૃષ્ણાદિક બાલક બહુ. ૧૬

૫ પ્રનબ નામે અસુર ૬ ચિતવીયુ ૮ બહુ ગમા ૧૧ વિપુ ૧૪ ગવર માહ્ય ૧૫ આજીવકા બુબ

દૂર થકી તે દીઠી ગાય, કાંઈ કાંઈ હર્ખ્યાં મન માંય;
વાંભ કરી વન્ય જેને જશે, તાંહા દાવાનલ લાગ્યો તશે. ૧૭
અહાં અરણ્ય અને તૃણ ઘણાં, લાંબાં કડ મહા તરુઅર તણાં;
ત્યહો પાખસ્ય તે પ્રસર્યો દાહ, આવી પુંઠે ધ્યો વલિ વાય. ૧૮
જંપ નહી તે ઊડે ઝાલ, ગાય સહિત કાયા ગોવાળ;
બાલે અગ્નિ કરે આક્રંદ, રાખો રાખો રામ મુકુંદ. ૧૯

અડયલ

અવર કોએ એમ નથી ઉપાય હ, સ્વામી શરણ તહ્મારા પાય હ;
અડવડિયાં અમૃત રસ પાય હ, યમ આછભ્યો અખિલ પાય હ. ૨૦

कृष्ण कृष्ण महावीर्य हे रामामितविक्रम ।
दावाग्निना दह्यमानान् प्रपन्नांस्त्रातुमर्हसि ॥ २१ ॥
नूनं त्वद्बांधवाः कृष्ण न चार्हन्त्यवसीदितुम् ।
वयं हि सर्व धर्मज्ञ त्वन्नाथास्त्वत्परायणाः ॥ २२ ॥

ચોપૈ

દયા થઈ દેખી આપણાં ગાય ગોપ સીદાતાં ઘણાં.
"મીચો નેત્ર, મ બિમો કોય", કૃષ્ણ કહેઃ "હમણાં સુખ હોય". ૨૩
હરિયે હેલામાં પીધો દાહ, યમ કોય પીયે અમીપ્રવાહ.
એહ કથા સ્નેહે સાંભળે, તેહને દુઃખ દાવાનલ ટળે. ૨૪

પૂર્વછાયો

શોભા પ્રાવૃટ શરદની, હેયોપાદેય જેહ,
અરથ ન કાંઈ આવડે, ન કહું કારણ તેહ. ૨૫
ગોકુલ ગોપકુમારિકા, હર્ષે હત હેમંત,
પોષ માસે પૂજી ઉમા, માગે કેશવ કંત. ૨૬
ઉષા કાલે ઊઠી કરી, જાયે યમુનાસ્નાન,
બાંહ ગ્રહી બહુ બાલકા, ગાયે ગુણ ભગવાન. ૨૭

૧૭ હો કાંઈ કાંઈ. ૨૩ શીદાતા.

## ચોપૈ

ફ્ળ, અક્ષત નેં આણ્યું ફૂલ, પટ અબર, આભરણ અમૂલ્ય,
કુંકૂમ કાજલ નેં સીંધુર, કેશર, કસ્તુરી, કપૂર ૨૮
કૃષ્ણાગર ચદન ને ચૂવા, પરચ પરચના પૂજાપા જૂઆ,
ધૂપ દીપ નાના નૈવેદ, વિપ્ર વદે ■ની આશીર્વેદ ૨૯
વ્રત ધરતી, નિઝરતી વાલેં, એમ પૂજે અરુણોદયકાલે,
પગે લાગીનેં કરે પ્રણામ, માગે હરિવર હર્ષે હામ ૩૦

### આરતી–રાગ નટનારાયણ

માય ગોકુલ એ ગોપકુમારી, ઉમયાનૂ વ્રત આચરિ,
મા અનુદિન એ ઇશ્વરનારી, વાંછિત વર આપે વલી ૩૧
માય આણી આક વતૂર, બીલીદલ બહુ બાલક,
મા કૂકૂએ સહિત સીંધૂર, પૂજે હરગવરી પછે ૩૨
મા ધૂપીયેં ધપ અનેક, એ ઉતારે આરતી,
મા એ વિનતિ એવની વિવિકી, અરઘ કરે ફ્લ અતિ ઘણા ૩૩
મા એ ખાજા એ લાડૂ લઇ, ધોયા ઉમયા આગનેં,
મા એ વાછિત હરિવર દેહી, પ્રણમીનેં પાય લાગશૂ ૩૪
મા એ કીધાં વ્રત અનેક, જન્મ વણો હજો યોગિની !
મા એ અહ્મને જોયે વર એક, નદ તણો નદન હોયે ૩૫
મા એ દીધાં નાનાવિધ દાન, દણયાગિર કાપી કરી,
મા એ મોહોટા એ મેરસમાન, તો અમ વર ત્રિકમ હોએ ૩૬
મા એ જ જયા એ સઘના યાગ, ડીમાળે તન ગ્યા ગ ળી,
મા એ આપ્યા અમર નિભાગ, તો અમ વર ત્રિકમ હોયે ૩૭
મા એ ખણિયા એ કૂપ તડાગ અવગાહ્યાં અડશઠ વળી,
મા એ મે યા મુનિ મહાભાગ, તો અમ વર ત્રિકમ હોયે ૩૮

---

૨૮ કૂકૂ શીદોર ૩૦ યેં કુમારિ વછિત ૩૪ વછિત ૩૫ યોગની

મા એ માન્યાં એ માત તાત, ચાંદ્રાયણ ચરિયા વળી,
મા એ જાગ્યાં એ શિવરાત્ય, તો અમ વર ત્રિકમ હોયે ૩૯
મા એ નાહ્યાં માઘ પ્રાગ, કરવત તન કાપ્યા વળી,
મા એ વશિયાં એ વન વૈરાગ, તો અમ વર ત્રિકમ હોયે ૪૦
મા એ અહર્નિશ પર ઉપગાર, સહૂ આપી સાચ્યા હુએ,
મા એ કલ્યો હોએએ કૃષ્ણ કિદ્દાર, તો અમ વર ત્રિકમ હોયે ૪૧
મા એ અમને જો હોએ અપરાધ, સઘલા ક્ષમાવો તમે
મા એ મેલ્યાત્ ફલ સાધ, તો અમ વર ત્રિકમ હોયે ૪૨
મા એ ગવરી લીલવિલાસ, કોટ્ય વાર પૂજા કરી,
મા એ સ્વામી કેશવદાસ, તો અમ વર ત્રિકમ હોએ ૪૩
कात्यायनी महामाये महायोगिन्यधिश्वरि ।
नन्दगोपसुतं पतिं मे कुरु ते नम. ॥ ४४ ॥
જપે મન યોગિની કાલિકા, પ્રેમે પૂજે બ્‌ બાલિકા,
માસ દિવસ એમ વ્રત આચરે, મન માંહે માધવ વર વરે ૪૫

ઉપાકાલે ઉઠી એક વાર, જાયે યમુના સકલ કુમાર,
નગ્ન થઈ જલ ઝીલે જાગે, ઓચિંતા હરિ આવ્યા તગે. ૪૬
ચીર લઈને ચઢ્યા ડાલ, અબલા જાણ્યું કીધી આલ્ય,
થરથર ધ્રુજે, ભીંજે અંગ "અંબર આપો શ્રી શ્રીરંગ !" ૪૭
વળતા હસી વદે ભગવાન "અરે માનની છોડો માન,
એકેકિ ઢહાં આવો સહ્, આપૂ વસ્ત્ર કરો જો કહુ" ૪૮
જાણી રોલ્ય ન તે નીસરે, પ્રેમ સહિત પ્રેમદા ઓચરે
માહોમાહે કરી કટાક્ષ "ભાઈઓ ! સહુ કો થાજો સાક્ષ ૪૯
જાણ્યુ પ્રિય મન માંહિ મુકુંદ, નંદગોપનંદન ગોવિંદ,
ગોકુલ સહ્ માને શ્રીરંગ, આપ્ય વસ્ત્ર હરિ ! ધ્રુજે અંગ ૫૦

— ચરયા ૪૭ અબલાયેં ૪૮ થાયો ૫૦ જાણ્યુ

દાસી નવ્ય જાણો હરિ! તહે, કેહેશો તે અંગીકૃત અહે;
નહી તો રાજા આગલ્ય રાવ  કરશું, તાહ્રો કિશો સ્વભાવ?" ૫૧
"દાસી થૈ જો કરશો કહ્યાં, ઇહાં આવો, વસ્ત્ર આપૂં અહ્યાં."
નારી નીર થકી નીસરી, કર બે આગલ્ય પાછલ્ય કરી. ૫૨
કર્ધિ વસ્ત્ર, હરિ હસતા વદેઃ "શુદ્ધ ભાવ જો જાણો હદેઃ
"નગ્ન થકાં જલ નાહ્યાં જેહ, સુરહેલન સમ્યક્ થયું તેહ. ૫૩
વિનતા! વ્રત હરિપૂરણ કાજ, કિશિ લાજ? કર જોડો આજ.
'નમો નમો' મુખ ઇમ ઉચરો, કામની! કહૂં અમારું કરો." ૫૪
સમ કીધૂં તો દીનદયાલ અંબર સહુ આપ્યાં તત્કાલ;
પેહેરી નારી નીચૂં જોય, માધવમુખ દેખી મન મોહ. ૫૫
અનેક પરસેં તે કન્યા હસી, તોહે દુઃખ ન હૂએ વસી,
સાહામો સ્નેહ થયો અપાર, તેણે તૂઠા જગદાધારઃ ૫૬
"વળો, હવે વ્રત પૂરણ થયૂં, તહે અમારું કીધૂં કહ્યૂં;
મન માંહે વર વાંછો જેહ, સહી પામશો નહિ સંદેહ. ૫૭
મન આવેશ અમારે વિષે, કદાચિત્ મૂરખ માગે વિષે,
કામ અર્થ તે કામ જોય, ભર્જિત ધાન ઉદય નવ્ય હોય." ૫૮
न मय्यावेशितधियां कामः कामाय कल्पते ।
भर्जिता क्वथिता धाना पुनर्बीजाय नेष्यते ॥ ५९ ॥

ચોપૈ

વાંછિત વર પામીને વળી, હરિ નીરખી હર્ષે નીકળી,
ચિંતવતી તે ચરણ મુરારય, ગોકુલ પોહોતી ગોપકુમારય. ૬૦

રામકૃષ્ણ બિહુ રમવા જાય, ગોપ સહિત તે ચારે ગાય;
દૂર ગયા આતપ આકળા, વદનકમલ પરસેવા વળ્યા. ૬૧

---

પર આપુ તો નારી સઘળી નીરથી નીસરી–પણ એથી માત્રા વધી જાય છે કરય. ૫૩ સૂર. ૫૪ લાજ–મૂળ–લાડ. મુષે. એમ ૫૬ જુગદાધાર. ૫૭ કહ્યૂ–મૂળ–કહ્યું. વંછો. પાંમસો. ૫૮ મૂરષ. ૬૦ વંછિત. ચીતવતી. ૬૧ બહુ. આતપૈ.

આવ્યા તરુઅર છાયા તણે, શીતલ દેખી શ્રીહરિ હસે:
"તેજસ્વી અર્જુન! હે સ્તોક,! દેવપ્રસ્થ! વરૂથપ! શ્લોક! ૬૨
અહો‌ત હે અંશ! રસાલ! સુબલ! સદામા! વૃક્ષવિશાલ!
જો જો ભાગ્ય આ તરુઅર તણાં, પર ઉપગાર કરે જે ઘણાં. ૬૩
વર્ષા, આતપ ને વળી વાય, સહે કષ્ટ આપણુપેં કાય;
આશ્રિતનાં એ ટાળે સર્વ, મૌન વ્રત થ્યા મન નહિ ગર્વ. ૬૪
સફલ જન્મ એ તરુઅર તણૂ, જેણે પ્રાણી જીવે ઘણુ;
અર્થી આવ્યો વિમુખ ન જાય, સુહૃદપ તણી પરચ કરે સહાય, ૬૫
પત્ર, પુષ્પ, ફલ, છાયા, દાર, મૂલ, છાલ્ય, ગંધાદિ ઓંગાર."

અતિ થોડૂ તે સઘળો સાર્થ, દેહીને એ દેહીનો અર્થ. ૬૬
પ્રાણી પ્રાણધીયા ધન કરી, યમ શક્તિ જ ન શ્રેય આચરી;
પરચ પરચ કીજેં પર ઉપગાર, એહ જ સારા માંહેં સાર. ૬૭

દશમેં પ્રલમ્બની કહી કથા, વસ્ત્ર હર્યાં વિનતાનાં યથા;
ચોપે અડશઠયે ઉલ્લાસ, કૃષ્ણ પ્રીત્યે કહે કેશવદાસ. ૬૮

ઇતિશ્રી ભાગવતે મહાપુરાણે દશમ સ્કંધે શ્રીકૃષ્ણક્રીડાયાં પ્રલંબવધો
નામ દશમ સર્ગ સમાપ્ત

—:o:—

## સર્ગ ૧૧ મો

### ઋષિપત્નીચરિત્ર

રાગ ધન્યાશ્રી

વૃંદાવન રળીયામણૂં રે, રુડૂ યમુનાતીર,
માહોમાંહે ક્રીડા કરે, બલ કેશવ બિહુ વીર. ૧

---

૬૩ ઓલે ૬૪ વર્ષા ૬૫ પરચે સાહાય્ય ૬૬ 'પત્ર પુષ્પ' ને બદલે 'પત્ર'. ગંધાદિક. રૂપલો. ૬૭ સઝી ૬૮ ઉલ્વારા કેસવદાશ. શર્ગ ઋષીપત્ની૦–૧ બહુ.

સાથે સકલ ગોવાળીયા રે, રામત્ય સઘલી સાથ્ય;
ક્ષણ અલગા આપે રમે, ક્ષણ વળી વલગા હાથ્ય. ૨

ત્રોટક

ક્ષણ હાથે વળગા, વળી અલગા, બહુ ખેલે તિહાં બાલ;
વેણુ વાએ, ગીત જ ગાએ, મધુર માદલતાલ. ૩
સારસ કોકિલા હંસની પરશે, કરે નાના નાદ;
એક મયૂરની પરશે નાચે, અનૂપમ ઉલ્હાદ. ૪
પડછદા શાપે, વારે વા'લે, જમલી છાયા જાય;
એક મહિષ માતા પુંઠ પળતા, શીંગ સહિત જે સા'ય. ૫
જલ માંહિ પૂડે; વૃક્ષ ઉડે; એક મીંચે આંખ્ય,
એક વસ્ત ચોરી ને ઠોરી, એક પૂરે સાખ્ય. ૬
એક હરો હાસે, એક નાસે, કરે અતિ ગત્ય આલ્ય,
*એકનાં શીકાં શૃંગ લેતા, રમે એમ દે ગાલ્ય.* ૭
એક મલે મૈત્રી વિવિધ્ય વિચિત્રી, કરે ભોજન ભક્ષ,
એક પગ ચાંપે અને આપે સુખડી ચે સક્ષ. ૮
એક જે અચ્યુત વીનવ્યા: "અમ ક્ષુધા લાગી તાત!
વિસર્યું વાટે ખેલ માંહિ, ઘર તણું ભલ ભાત". ૯
સાંભળી સંકર્ષણ સાથે હસ્યા શ્રી યદુરાજ;
મોકલ્યા બાળક વિશ્વાપાલકે, જાચવાને કાજ. ૧૦
જાચવાને કાજ પ્રેરયા, ગયા યત્ર સુસાર,
સુનિમાન હરવા, દયા કરવા, તેહ તણી નિજ નાર. ૧૧
ગોવાળિયા ત્યાં કણું આવ્યા, જિહાં ઋષિ કેરા યાગ,
કરે ક્રિયા આપોપણી, આપે સુરનર-ભાગ. ૧૨
એક સહસ્રશીર્ષા ભણે; એક ભણે પૂરાણ વેદ;
એક કરે ચર્ચા અતિ ઘણી; એક પમાડે ભેદ. ૧૩

---

૩ મધૂર. ૯ વીસર્યું. ૧૦ હસ્યા. ૧૨ ક્રીયા. ૧૩ મી કડી 'ત્રોટક' જોઇએ, પણ મૂળમાં નથી.

### ત્રોટક

એક ભેદ, એક અભેદ બોલે; એક નાના વાદ;
ધટે નિ ધટે નિર્ણય કરે; વળી એક અદ્દભુત સાદ. ૧૪
એહવે આવ્યા ભૃત્ય ભૂધર, નમ્યા નથી દેખી ભૂત,
કર જોડી કીધી વીનતિઃ "અમે દેવ કેરા દૂત. ૧૫
અવિદૂર અચ્યુત રામ આવ્યા, કહ્યાં છે નિજ નામ,
અવધારીયે એક વાર સાહામૂ, કરો પ્રેમ પ્રણામ. ૧૬
જગદીશ જાચે સહી સાચેં, અન્ન ઓદન આજ,
તહ્મે ધર્મ જાણો, કર્મ જાણો, યજ્ઞમાં જે કાજ." ૧૭
એમ વિધ્યવિધ્ય વચન સંયુત, વિનય કોમલ વાણ્ય;
મુહૂર્ત એ મન દુઃખ નાણ્યૂં, રહ્યા જોડી પાણ્ય. ૧૮
તોહે તે કેવળ કર્મધિ, સુખસ્વર્ગ પરસ્ય તે સર્વ
ગોવાળ આવ્યા ગણ્યા નહી, મન વસ્યો અતિમતિ ગર્વ. ૧૯
પીંઃાર પાછા વળ્યા જઈ, વીનવ્યા રામ મુરાર્ય.
વલી પુનરપિ પ્રેમે મોકલ્યાઃ "તહ્મે કહો મુનિવર નાર્ય." ૨૦
અવનીયેં આવી કરી નમિયાઃ "વીનતિ સુણજો માત !
હરિ રામ આવ્યા ઢૂંકડા, તે માગે મનોહર ભાત." ૨૧
માગે છે મનોહર ભાત કેહેતાં, વાત સાંભળી વલકલી;
"કિહાં કિહાં શ્રી કૃષ્ણ આવ્યા!" ઋષિપત્ની પૂછે વલી વલી. ૨૨
નાર્ય સર્વે ટોળે મળી, હઇડે હર્ષ ન માયઃ
"આજ નયન ધન્ય આપણાં રે, જોશૂં તે જાદવરાય. ૨૩
જેય જોગેશ્વર મન્ય નાવે, વસતા વન વૈરાગ્ય;
તે હરિ અણુતેડ્યા અહાં રે આવ્યા એહ જ ભાગ્ય." ૨૪

---

૧૪ નીર્ણય. અદભૂત. ૧૫ ભૂદર. ૧૭ યગદીશ. ૨૦ સુધ. વરો. ૨૧ ઋષી પત્ની. ૨૩ જાદરાય. ૨૪ મી કડી પછી 'ત્રોટક' જોઇએ, પણ મૂળમાં નથી.

ત્રોટક

'આવિયા એહ જ ભાગ્ય મોહોટૂં, યજ્ઞ યજીયેં જેહ;
પ્રત્યક્ષ પુરુષ પુરાણુ આવી, અન્ન જાચે તેહ. ૨૫
ધન્ય ધન્ય રે કુલ આપણાં, ધન્ય ધન્ય દેહ ને ગેહ,
એક વાર અચ્યુત આરોગે, કૃતપાક પરમ સ્નેહ.' ૨૬
જે યજ્ઞશાલા બહુ બાલા, પરિધિ વસ્ત્ર પવિત્ર;
પાત્ર માંહિં ઘાલી, લઈ ચાલી, વિવિધ અન્ન વિચિત્ર. ૨૭
ભરતારિં વારી તેહ નારી, દેહર બ્રાત ને તાત,
એક બાંહેં વલગા, કરી અલગા, શુણી નહીમોયવાત. ૨૮
જાહ્નવી ચાલી, રહે ન ઝાલી, બંધી પર્વત પાજ,
પ્રભુપ્રેમ પલકી, ચિત્ત ચળકી, છયળ છંડી લાજ. ૨૯
વન ભણી રામા કરી કામા, નીકલી તે નાર્ય,
હરિચરણુ હઈ વેગેં જઈ, મળી દેવ મુરાર્ય. ૩૦
ગુણુ કૃષ્ણુ ગાએ, પાગ વાએ, એક આગલેં થાય,
એકને નરહરિ નિરખવા, આનંદ હ્રદય ન માય. ૩૧
એક ગ્રહી ધરથી પ્રેમભરથી, કંતે કામની ક્રોય,
હરિભાવ માંડી, પ્રાણુ છાંડી, પ્રથમ પામી સોય; ૩૨
પ્રથમ પામી મોય જ્યમ, યોગેંદ્ર યોગાભ્યાસ,
બહુ બંધ ત્રુટી, ગાંઠ છૂટી, કર્મ તણા જે પાશ. ૩૩
દૂર થકાં તાં તેહ જ દીઠા, તરુઅર કેરી છાંહિ,
પીંડારી જે પ્રભુ પરવર્યો, સુંદર સાહિ બાંહિ. ૩૪
શ્રવણે પિચ્છ મોહામણાં રે, મસ્તક મુગટ ઉદાર,
મકર કુંડલ કાને ધર્યાં, ઉરવર ગુંજાહાર. ૩૫

૨૫ યજીયેં. પ્રતક્ષ. પુરષ પૂરાંણુ ૨૮ નહી હાંઇ જ રોય વાત. ૨૯ પ્રભૂ. ૩૩ યમ. પાસ.

### ત્રોટક

ઉરહાર ગુંજા, પ્રેમપૂજા, ગોપ ગોપી યત્ન;
શ્રી વત્સલાંછન હૃદય રૂડું, કંઠ કૌસ્તુભ રત્ન. ૩૬
બિહુ-બાંહે અંગદ, રૂપેં રંગદ, મેખલા કટિ સાર,
અંગુલિ મનોહર મુદ્રિકા નેં, ચરણનૂપુર ચાર. ૩૭
પીતાંબર પરિધાન પાવન, સોહે સુંદર શામ,
જમ મેઘયુત સૌદામિની, કામની દીપક કામ. ૩૮
હરિ વેણુ વાહે, શૃંગ સાહે, કક્ષ શીકૂં વેત્ર,
અંગુલી ચંચલ પુરતા મુખેં, પાવન પંકજ નેત્ર. ૩૯
કૃતવદન શાચી, નયન નાચી, ભમે ભમરી રંગ,
કટિચરણ વંકે, લલિત લંકે, ત્રિવલ વેપ ત્રિભંગ. ૪૦
પાખલ્ય પંખી રહ્યાં દેખી, લખ્યા જમ ચિત્રામ,
તૃણ તજી, ગૌરી પ્રેમ પૂરી, શબ્દ શુંણવા સ્વામ. ૪૧
કરિ કાન ઉંચા, નયન મીંચ્યાં, શીંગે દાખે સાન,
વાછરૂં ધાવે, પય ન ભાવે ગોપીવરને ગાન. ૪૨
મૃગ થકિત ઊભા, શ્રવણ શોભા, લોભેં લાગા જેહ;
ફૂલ ફલેં પૂજે વૃક્ષ ધૂજે, નમ્યા નીચા તેહ. ૪૩
નમ્યા નીચા તેહ ને, બહુ ભ્રમર પાખલ્ય ગાય;
તે સહસ્ર અઠ્યાશી અવતર્યાં, મુનિવર મહીઅલ માંય. ૪૪
સ્વામી સમીપેં આવી સહુ રે, આગલ્ય મૂક્યાં અન્ન,
અતિ અલજે અવલોકતી રે, ચરણે વળગાં મન. ૪૫
હર્ષે હૃદય ગદ્ગદ ગલે રે, નયણે ભરિયાં નીર,
રોમાંચિત રામા થઈ રે, જોતાં યાદવ વીર. ૪૬

### ત્રોટક

જોતાં યાદવ થઈ કાદવ, ચક્ષદ્વારાં ચાલ,
માનની મીંચી પ્રેમ સીંચી, લે આલિંગન માંહ્ય. ૪૭

---

૩૯ પંકજ પેઠ નેત્ર. ૪૧ ચોપસ્ત્રી. ચંગ ૪૨ શાન. ૪૬ ભર્યાં. ૪૭ સીંચી.

ત્રયતાપ ટલિયાં, અમી ઢલિયાં, મળ્યા ચિત્ત મુરારય!
હરિ કરી સ્વાગત ભલી આગત: "કામ કહો કાંઈ નારય! ૪૮
દીઠલડા અહ્મને હવૂં તમને હૃદયવાંછિત જેહ,
સાધ્વી સહિ એ વન ન રહીયેં, વળો ગજગતિ ગેહ. ૪૯
ઋષિયાગ પૂરા રહે અધૂરા સંમ કરો તે થાય;
સ્ત્રી તણો ભર્તા સર્વકર્તા, નિગમનો એ ન્યાય." ૫૦
અતિ કઠિન લાગાં, વચન વાગાં, બાણ થઈ બહુ અંગ,
કળકળી કાતર, થઈ આતર, માનની મનભંગ: ૫૧
"અહ્મે તાત, માતા, ભ્રાત, બાંધવ, તજ્યાં ભુવિ ભર્તાર,
આવિયાં શરણે જન્મમરણે, રાખ્ય રાખ્ય મુરારય! ૫૨
શિર ચરણ વેહેશૂં, રંગે રેહેશૂં, દેવ થાશૂં દાસ.
વીનવૂં તમને નથી અહ્મને, અવર કેહેની આશ. ૫૩
તવ પાદપદ્મપરાગરજ તે, પ્રેમે પામિયાં જેહ,
અપવર્ગ, સ્વર્ગ ને રાજ્ય અવની, લજે સઘલાં તેહ. ૫૪
લજે સઘલાં તેહને, વિચરંત વન મુઝાર,
કયમ કરી છાંડૂં ચરણ તાહ્રાં", વદે વાડવ નાર્ય. ૫૫
"વિનતા! સર્વે પાછી વળો રે, આજ્ઞા માગી એહ,
તહ્મને તે દૂહવશે નહી, સાહામો ધરશે સ્નેહ. ૫૬
કોય અસૂયા આજથી રે, ન કરે ભ્રાતા તાત;
ભર્તાર અતિ ભજશે ઘણૂં રે, જે કેહેજો એ વાત. ૫૭

ત્રોટક

"જે વાત કેહેજો, ગેહે રેહેજો, કૃપા કરશે કંત;
જમ પ્રેમ તહ્મને, લમ અમને, ચતુર બાંધ્યાં ચિંત. ૫૮

---

૪૮ ટળયા. ઢલયાં. ચિત. ૫૨ આવયાં. ૫૪ પામયા. ૫૫ ચર્ણ ૫૬ દુવશે. ૫૮ રેહેયો. ચતુર.

માહ્રી ભક્ત્યેં વિશેષ યુક્ત્યેં, સ્નેહલક્ષણ સારઃ
પામશે પ્રેમદા સહિત સમુદા, તજો અવર વિચાર." ૫૯
આણિયાં ભાજન સહુ સાજન, મળી બેઠાં માંહ્ય,
ઋષિનારી પ્રીસેં, હૃદય હીસેં, જમે યાદવરાય. ૬૦
ભલ ભાવેં આવે હરિ ચખાવેં: 'સખા ! જો જો સ્વાદ;
આ અન્ન પામ્યા અપૂર્વ તે પૂર્વપુણ્ય પ્રસાદ.' ૬૧
તાંબૂલ પૂગી ધૂપ લેપન, પુષ્પે પૂજા કીધ,
શિરેં નમી ચાલી થઈ વાહલી, દેવે આયસ દીધ. ૬૨

ઘર માંહે પોહોતી થઈ સમોતી, મળ્યા સર્જન સર્વ;
એક પાય પૂજે, એક ધૂજે, ટળ્યા મનના ગર્વ. ૬૩
ભર્તાર પ્રીણ્યા પ્રેમહીણા, ભક્ત્ય દેખી ભાવઃ
ધિક્ ધિક્ વિદ્યા થઈ અવિદ્યા, ધિક્ ધિક્ એ અવતાર. ૬૪
યજ્ઞેશ યાચે, તે ન રાચે, એશા જે અહંકાર;
ધિક્ ધિક્ જ્ઞાન અજ્ઞારડાં, ધિક્ ધિક્ સહજ સુભાવ. ૬૫
ઈશા જે અહંકાર મોહ્યા, નિવારે વળી નાર;
દેવની માયા દોહેલી, સરજે સકળ સંસાર. ૬૬
એ ન કાંઈ તપ આચરિ, ન કાંઈ ગુરુકુલવાસ,
ન કાંઈ જપ જાણે કિશાંરે, ન કાંઈ વિદ્યા અભ્યાસ. ૬૭
કિહાં પુણ્ય કર્યાં કામનીએ રે, કોણ દીધાં દાન,
અખિલ યાગ કીધાય જ્યારે, જાણ્યા પે ભગવાન. ૬૮

ત્રોટક

ભગવાન જાણ્યા, પ્રેમ આણ્યા, ભામનીનાં ભાગ્ય;
એહને પુણ્યે, અતિ આગણ્યે, સહુ આપણું શ્લાઘ્ય." ૬૯
એક કહેઃ 'આપણે સહાં જઈયે,' 'ન જઈયે' કહે કોય;
'જો કંસ જાણે, દુઃખ આણે, દેહે દોહલું હોય. ૭૦

૬૦ શાજન. હીંશે, યમે. ૬૨ વાલ્હી. ૬૩ સજન. ૬૮ પુન્ય. કીદ્યાય.

વળી વિમાસી, રહ્યા બેસી, કરી વિવિધ્ય વિચારઃ
'અહ્મને ઇહાંથી તૂસજો, શ્રીનાથ! સર્વાધાર.' ૭૧

શ્રીરંગપાચન અજનું, તે મન્ય મુનિજન નારસ;
એ ચરિત્ર જેહ જન ગાયશે, એક વાર અવની મુઝાર. ૭૨
તેણેં દાન દીધાં, પુણ્ય કીધાં, યજ્યા નાના યાગ;
ભૂદેવ ભૂખ્યા સોએ સંતોષ્યા, અમર આપ્યા ભાગ. ૭૩
તીરથ ત્રિભુવન તણાં નાહ્યા, વળી અવગાહ્યાં ગંગ;
દ્વારકાવાસી અને કાશી, જેણૂં અર્પિત અંગ. ૭૪
મધુપુરી જન્મ્યો, પ્રેમ પ્રણમ્યો જગન્નાથ જુહાર;
સાંભળે, વાંચી સુણાવે, તે પુણ્યનો નહી પાર. ૭૫
કાયસ્થ કુલ હરદેસુતન, એમ કહે કેશવદાસઃ
"વકતા શ્રોતા તણી વિઠ્ઠલ, પૂરજો પ્રભુ આશ. ૭૬
પૂરજો પ્રભુ આશ સહુની, ભક્તિ ભવોભવ દેહ;
અહ્મને શ્રી હરિચરણ સરખો, સદા રેહેજો સ્નેહ." ૭૭

## પૂર્વછાયો

અઠ્ઠોતર અગ્યારમેં, ઋષિપત્ની આખ્યાન;
ચોપૈ કેશવદાસ કહે, પરમ પ્રીત ભગવાન. ૭૮

ઇતિશ્રી ભાગવતે માહાપુરાણે દશમ સ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં ઋષિપત્ની ચરિત્રવર્ણનો નામ એકાદશ સર્ગ સમાપ્ત.

---

## સર્ગ ૧૨ મો

## ઇન્દ્રના મદનું મર્દન અને વરુણથી નંદની મુક્તિ

રાગ આશાઉરી

વળી ઇંદ્ર મહોત્સવ આવિયો, હર્ખ્યા સઘળા ગોપ,
રંગે અંગ શણગારિયાં, યાત્રા કરવા જોપ. ૧

---

૭૪ ત્રિભૂવન તણાં. ૭૫ યગન્નાથ. ૭૬ કાયસ્ત, રાદેસુતન. પ્રભૂ. ૭૭ પ્રભૂ.રહેયો, ૧ આવયો. કરવાને. પોપ.

પૂછે કૃષ્ણ પિતા કર્ણેઃ "કહો એ કીહૂં પર્વ ?
સામગ્રી કીધી ઘણી, મળિયા સજ્જન સર્વ." ૨
"વાસવ ઉત્સવ, વસુમતી વરસે પય પરજન્ય,
તૃણવલ્લી વીરુધ તણી, નિપતિ નાના ધાન્ય." ૩
કૃષ્ણ કહેઃ "કર્મે કરી, વાયુ સઘલે વાય;
કર્મે પાવક પર્જલે; સાગર થિર ન થાય. ૪

ત્રોટક

સાગર થિર ન થાય કર્મે, કર્મ ભમે રવિચંદ,
કર્મે બ્રહ્માદિક વગોયા, ત્યમ એ કર્મે ઇંદ્ર. ૫
પાવન પર્વતઉત્સવ કીજે, જીવૂં આપણે જેહ્ય,
સોય હાથે સંગ્રહશે સ્વામી, તાત કહુ હું તેહ્ય." ૬
તો સહુ સબલ શકટે ધાર્યાં, ચાલ્યા સજ્જન સાથઃ
ગોવર્ધનગિરિ ઉપરચ્ય રૂપે, જૂએ તાં જગનાથ. ૭
તો આનંદભરચ્ય નદાદિક, અર્ચન કરે અનેક,
ધૂપ, દીપ, ફૂલ, અર્ઘ અનોપમ, ભોજન ભક્તિવિવેક, ૮
જે જે લાવે તે તે સહુ ભાવે, આરોગે એમ તેહ,
તેણે પ્રત્યક્ષ સર્વ સંતોષ્યા, પાવન પર્વત દેહ. ૯

વાત એશી વર્ષાધિપે જાણી, વાણીયે વર્પા તેડેઃ
"બોલે બાલક હૂં કોણ તોલે, પર્વ અમારૂં ખંડે. ૧૦
પળાવો ગોકુલ ગાય ગોવાળા, બાલક મૂંકો કોરચ્ય!
મેઘ જૈ વરસો મુશલધારા, વારીયેં બહુલે તોય." ૧૧

વાદલ થયૂં વ્રજ ઉપરચ્ય અંબર, ગાજે નાના નાદ;
કડકડ કાલ્યક ને બહુ ભાટક, વાજે વિષમા વાદ. ૧૨

૫ ઐંદ્ર. ૯ જેણેઃ પ્રત્યક્ષ. ૧૦ વર્ષાધિપે. વાણીજે વૃથા.

- , વાએ ઝાઝા વાય;
'દારુણવૃષ્ટય ત્રિધારા દિહુ દિશ, અતિ અંધારૂં થાય. ૧૩

અતિ અંધારૂં થાય ને, ગોધન ગોપી ગોપ,
આકુલવ્યાકુલ થ્યા સહુ, ઈંદ્ર તણે એ કોપ. ૧૪
"કૃષ્ણવચનેં કૂડૂં કર્યું, સુરહેલન સર્વે કીધ;
પર્વતઉત્સવ પ્રેરિયા, તો તપે એહ વિરુધ્ય. ૧૫
આગે ઊખાણો કહે, છોકરડાંની છાશ."
વર્ષા તાં વિરમે નહિ, પરય પરય પામ્યા ત્રાસ. ૧૬
કહે એક જનઃ 'એહ જ રાખશે, સહુને સર્વાધાર,
આગે વિઘન ઘણાં હર્યાં છે, બાલકથા બહુ વાર.' ૧૭
ગોપગોપી મળી સહુએ આગે, આવ્યા શરણ અનંતઃ
"વિષમ વાત, વર્ષા ચડે, ત્રાહિ ત્રાહિ ભગવંત! ૧૮

ત્રોટક

ત્રાહિ ત્રાહિ ભગવંત! અનંતા, ચિંતા સઘળી ટાલ્ય,
ત્રિભુવનતારણ, નર્કનિવારણ, પાલક ગોકુલ પાલ્ય." ૧૯
"મન્ય મ આણો, એ સપરાણો, શૈલ કરશે આ સાર."
ગોવર્ધન ધરિયો કર ઉપરય, અંગુલીએ તેણી વાર. ૨૦
ગોકુલ સકલ એણીપરય રાખ્યૂં, દાખ્યૂં આતમતેજ,
વરશી વરશી વર્ષા થાકા, નિર્જલ થયા નિસ્તેજ. ૨૧

મેઘ કહેઃ "મઘવન્! મુખ ધોલે, ઓલ્ય માં, ક્ષિતિધર સાથ,
પ્રાણનાથશૂં પ્રાણ ન ચાલે, જૈ તૂં જોડય બે હાથ." ૨૨
આવ્યા સુરપતિ સુર લીધા, કીધા કૃષ્ણ જુહાર:
"મેં અપરાધ કર્યો અતિ મોહોટો, ખોટો એ અહંકાર. ૨૩

---

૧૫ પ્રેરયા. ૧૬ વૃષાં. ૧૭ વાર–મૂળ–બાર. ૧૮ વૃષા ચડે. ૧૯ ચીંતા. ટાલ્ય. ત્રિભૂવન. ગોકૂલ. ૨૦ શાર. ૨૧ શકલ. રાખ્યૂં. દાખ્યું. વૃષા. થર. થર તે લીધા જુહાર.

તુંહજ સૃષ્ટિ તુંહજ પાલક, તુંહજ ટાલક સર્વ;
મું સરખા મતિમૂઢ ન જાણે, આણે મિથ્યા ગર્વ." ૨૪
કામદુઘા કહેઃ "કૃષ્ણ! કૃપા કર, તું હરિ દેવ દયાલ,
તાહરિ માયા તુંહને સૂઝે, બૂઝે સહી કયમ બાલ." ૨૫

*હર્ષ ધરી હરિ હાથે લીધો, કીધો નિર્ણય જેહ
આયસ માગી નેં પગે લાગી, નાક ભણી ગ્યો તેહ. ૨૬
કેશવદાસ કહે એ ક્રીડા, રહિત પીંડારા રંગ;
જે જન ગાએ સુણે, સુખી થાયે, દુઃખ ન દેખે અંગ. ૨૭
દુઃખ ન દેખે અંગ નેં, ભક્તિ મુક્ત્ય આપે સહી,
સાચી સેવા પામીએ, કૃષ્ણવચન કૂડૂં નહિ. ૨૮

ચોપાઈ

અગિયારશેં ઉપવાસી નંદ, પ્રેમે પૂજ્યા દેવ મુકુંદ,
પોહોર પાછલી ઉઠ્યા રાત, જાણ્યૂં પ્રગટ્યૂં સહી પ્રભાત. ૨૯
કરિ સ્નાન કાલિંદી માંહ, વરુણભૃત્ય ત્યાં વેગે જાય;
અવગાહિ વેલા આસુરી, ગ્રહી નંદનેં ગ્યા તે હરિ. ૩૦
ગ્રહતાં નંદ કર્યો આક્રંદઃ "રામકૃષ્ણ હરિ હરિ ગોવિંદ!"
શુંભ શુણી પાસેનાં બાલ, તેણે આવી કહ્યૂં તત્કાલ. ૩૧
તો શ્રીકૃષ્ણ ધાયા તેણી વાર, વરુણ તણે ઘર વિશ્વાધાર;
પ્રણમીનેં પગે લાગો હરિ, સોંપ્યૂં સર્વ સપર્યા કરી. ૩૨
ગજરથ, તુરી મહામણિ સાર, માણિક્ય–રત્નભર્યા ભંડાર,
પુત્ર કલત્ર અર્પિયા અવાસ, આગલ્ય ઊભો થઈને દાસઃ ૩૩
"સ્વામી! ભલે પધાર્યા તમેં, આજ કૃતારથ કીધા અહ્મેં;
દુર્લભ દર્શન શ્રી શ્રીરંગ, આવી માહે આલમીશૂં ગંગ. ૩૪
અણજાણે અનુચરેં અપરાધ માહે કીધો મુજને બાધ;
તે તેં ક્ષમાગ્યો દીનદયાળ! સેવકની કીધી સંભાળ. ૩૫

૨૪ સહી. ૨૫ સહી–મૂળ–નહી. ૨૮ શહી. શેવા. ૩૦ કાલંદી. ૩૬ આવયો.

આ લ્યો તાત તમારો નંદ, ધન્ય પોહોંચો સ્વામી ગોવિંદ!"
વરણે પિતા સમર્પિત વાર, આવિયા ગોકુલ માંહ મુરાર. ૩૬
નંદે કૃષ્ણનો મહિમા કહ્યો, વ્રજવાસી મન વિસ્મય થયોઃ
"જાણીયેં અવતરિયા જગદીશ, આપણનેં પદ દાખે ઈશ." ૩૭

પૂર્વછાયો

સેવકનો સંકલ્પ, પ્રીછ્યો પુણ્યશ્લોક;
દયા કરીનેં દાખવ્યો, વ્રજ વૈકુંઠ હ લોક. ૩૮

ચોપૈ

સત્ય જ્ઞાન અનંત વિભૂત્ય, બ્રહ્મ સનાતન તે બહુ જ્યોત્ય,
ગુણ પાયા યોગીજન જેહ, દુખે કરીનેં દેખે તેહ. ૩૯
નંદાદિક પામ્યા આનંદ, કરે વેદ કીરત ગોવિંદ;
બ્રહ્માનંદે ઝીલે જશે, પૂર્વસ્થિત તે તે પામ્યો તશે. ૪૦

સર્ગ બારમેં ઓત્સવ ઈંદ્ર, વરણ થકી મૂકાવ્યો નંદ;
ચોપૈ એકતાલીશ વિલાસ, કૃષ્ણપ્રીત્ય કહે કેશવદાસ. ૪૧

ઇતિશ્રી મહાભગવતે પુરાણે દશમ સ્કંધે શ્રીકૃષ્ણ ક્રીડામાં દ્વાદશ સર્ગ સમાપ્ત.

---

## સર્ગ ૧૩ મો

### રાસક્રીડાવર્ણન

શાર્દૂલવિક્રીડિત છંદ,

જાણી સુંદર શોભના શરદની, ઉજ્જ્વલ ઓપી દિશા;
ઊગ્યો'તો ઉડુરાજ રાજિતકલા, અરૂણે જ દીપી દિશા.
દેખી માધવ મલ્લિકા જ કરણી, ફૂલી તેં ફૂલી રહી,
કીધું મંન મુરાર રાસ રમવા, માયા મહા આશ્રયી. ૧

---

૩૭ વ્રજવાશી ' ૧ શોભતા. ઉજ્જ્વલ. દેખી. માધવ મવમલ્લિકા. મન મુરારે. રાશ. નંદન.

ઉભો એક અનંત પ્રીત્ય ધરતો, નંદજ જે નંદનો,
વાહ્યો વેણુ રસાલ બાલ વનમાં, પ્રેમા બહુ ઊપનો;
સુણ્યો સુંદર સાદ સાદરપણે, પીયૂષ પીવા વળી,
જાણ્યૂં અંગ અનંગ કોટ્ય ગુણુ થયો, નારી નિશા નીકળી. ૨
દોહંતી દોહ વિછોહ કો વિરહિણી, ચાલી જ વૃંદાવને,
મૂક્યાં બાળક ધાવતાં રવડતાં, મોહી મને માનની;
મેહેલી કોય પરીશતી જ પ્રિયને, કંકન પાયે ધર્યાં,
આવી કો અધ લીપતી જ જમતી, અંજન અધૂરાં કર્યાં. ૩
વારે તે નિજ તાત ભર્ત્ત જ સગા, અણખામણા તે થયા,
ચાલી ગંગપ્રવાહપૂર પર તેં, રૂંધી ન કોએ જયા;
ગોપી એક જ આવતી જ વહતી, સાહી જ મેજે થકી,
સાહ્યો ઊડિત હંસ બાજ કરીને, સુંદર નાવી શકી. ૪
મીંચ્યાં લોચન માંહ માધવ મળ્યો, યોગે જ ધ્યાને ધરી,
પામી સંગમ પ્રાણનાથ પ્રિયનો, તેં પ્રાણત્યાગે કરી,
મોહી નારી મતંગમત્તગમની, ચાલી રમે વન દિશેં,
દીઠો દેવદયાલ કેલિ કરતો, પૂરે બ્યકારે નિશિ: ૫
આવી એક અલક્ષ્ઈ ધસ્ય થકી, લજ્જા નેહે નીકળી,
લેઈ ચરણ મુરાસ્ય નાસ્ય ગેહેલી, વેહેલાં લેતિ હઇયે ધરી,
મૂકી કોય કટાક્ષબાણ હરિને, સ્નેહે જ સાંધી ફરી,
લીધો લક્ષ મુકુંદ ચંદ્રવદની, પાપ્યસ્ય તે પરવરી. ૬

શ્રી ભગવાનોવાચ—

સાધ્વી સુંદરી ! શૂં ઇહાં વન વિષે, આવીય રાત્યેં તહેં ?
વાહાલૂં તે મન્ય જે સુહાય સહુને, તે કામ કીજેં અહેં;
કેમે નીકળીઆં અજાણ જ વનેં, કારણ સાચૂં કહો,
જોનાં હીંડશે તાત માત ભર્ત્તા, રાત્યે ઇહાં મ રહો. ૭

૩ ધરણી. મંદાવને. રડતાં. ૪ શગા. જયા–મૂળ–જાય. રોએ ચકી. શકી. ૫ માંહે. વન–મૂળ–ત્યેમં. ૬ હરીને. પવંરી. ૭–૩ કાંમ નિકસિયાણ આજ મનેં.

દીઠું વ્રજ વિનોદ ફૂલ બહેકે, રકિશ રજ્યૂ વળી,
મુશ્ સ્નેહ થકી જ દર્શન હવૂ, જાયો સવારી હવે;
શુશ્રૂષા પતિની સતી સહુ કરો, હર્ષે જ હેજે સવે;
ભૂખ્યાં બાળક વાછરૂ વલવલે, તે દુગ્ધ પાયો જઈ. ૮
નારીનો પતિ દુઃખશીલ જ રહ્યો, દુર્ભાગ્ય રોગી જડ્યો,
એવો વા ધનહીન એવ જ ભજ્યે, શકા તજી સર્વથા;
તેહેનું સેવન પૂજનાદિક કરો માહરૂ જ ચિત્તે ધરી,
સ્ત્રીનો ધર્મ અપાર સાર શ્રુતિનો, એ વાત માનો કહી. ૯
રાતે જે પરપુરુષે કુલવતી વર્ત્તાવ રાખે કરે,
નદે સજ્જન લોક દુર્જન ઘણાં, અસ્વર્ગ તેઓ ચરે;
માહરૂ દર્શન ધ્યાન કીર્તન કરો, ભાવે કથા સાંભળો,
તેહને હૂ ઢૂકડો સહી મલ્યો, પ્રેમદા તે પાછી વળો." ૧૦

પ્રીનાં વિપ્રીય વાકયબાણ વનિતા, લાગા જ કાને જશે,
હર્ષે ખેદ નિરાશ આશ સઘળી, ચિંતા જ પામી તશે;
સૂકા હોઠ, મુખે ખડી, સુખ નહી, નિ શ્વાસ મૂકે વલી,
નયણે નીર, લખે જ ભૂમિ ચરણે, તૂષ્ણિ રહી ટલવળી. ૧૧
લૂછ્યા લોચન હાથ સઘળે, હૈયાં ખરાવી કરી,
બોલી નારિ અશેષ પ્રેમભરથી, વિશ્વાસ આશા ધરી:
"હા હે નાથ! અયોગ્ય આજ અમને, નિંદે કહુ જે તહીં,
મૂક્યા પલ અપલ તાત જનની, શરણે જ આવી અહીં ૧૨
સ્ત્રીને જે પતિધર્મે ધર્મ સબનો, તે બોલ સાચો કહ્યો,
દેહી દેહ સમસ્ત વસ્તુગતિનો, આત્મા જ તૂને લહ્યો,
જે કો છે કુશલા રસજ્ઞ વિરલા, તે પ્રીત્ય તૂશ્ કરે,
અન્યત્ જે સુન આદિ આર્તિ કરતા, હૈયે ન કહીં ધરે ૧૩

૮ મુસુ સ્નેહ દરાન હવુ સર્વે ૯ પૂજનાદિજક ચિંતે વાર્તે ૧૦ અસ્વર્ગં.
દરાન ૧૨ પરાવી

લાગ્યું ચિત્ત સુખે ન જાય ઘર તેં, હાથે ન થાએ વળું;
ચાલે પાદ ન પાદ મૂલસહિતા, કીજે કિશું દેહે તું;
સાચો સ્વામી અનંગ અંગ પ્રતિ તું, આનંદ ધારામૃતે,
નાના નાદ વિનોદ ગીત હરીયે, દેવેશ દાસી પ્રત્યેં. ૧૪
સ્રીયે કોણ ત્રિલોક માંહિ તાહરા, ગીતામૃતે તો ચલે,
આ પે સુંદર રૂપ સૌભાગ્ય અશૂં, દેખી ન કો ટલવલે!"

એશૂં તે વિકલ વિવાદ સાદ સુણતાં, યોગેશ જાણી દયા,
આત્મારામ હસી જ રામન રમે, માધવ આણી મયા. ૧૫
આવી એક અનેક નારિ જ મળી, ચેષ્ટા ઉદારી કરી,
વાહ્યો વેણુ રસાલ મોહન મુખે, ગાયે સહુ સુંદરી;
આવ્યાં તે યમુનાતટે સહુ મળી, શીતલ્લ વેલૂ ભરે,
માંડૂં મંડળ રાસ લાલસપણે, આનંદ અંગે ધરે. ૧૬
નારી બાહુપ્રસાર રંભણુ કરી, ચૂંબન લીયે વલી,
નાના નર્મે નખાગ્રપાત સ્તનને, કામેં હરી આકુલી;
માની માનની માધવેં જ મનશૂં, હંકાર પામી પછે,
જાણ્યૂં આજ ત્રિલોકમાં નહી વધૂ, તોલે અમારે અછે. ૧૭
તેને સૌભગ ગર્વ સર્વ હરવા, દેવે દયા તો કરી,
હઈયા અંતરધ્યાન ધૂન્ય ધરતા, હે હૈ ક્યાંહાં ગ્યા હરિ?
આહા હા ભગવાન! આજ અહને મેલી ગયો ભોળવી,
લાગે તાપ અપાર પ્રાણપ્રિય. તેં રામા સહુ રોલવી. ૧૮
હીંડે કામની હામ્ય હામ્ય ગહેલી, કરણી નિહાળે કરી,
ચાલે ગત્યનુરાગ માધવ તણો, ચેષ્ટા વિશેષે કરી;
એકા હાસ્ય વિહાર લાસ્ય કરતી, બાંહેં ધરી સુંદરી,
ગાએ એક અનેક ઉચ્ચ સૂરથી, તે તેહ કેડે ગઈ. ૧૯

---

૧૪ ચિત. સુપે. જાએ. હયે. ૧૯ લારા સરેથી.

પૂછે પીપલ, પ્લક્ષ, વૃક્ષઃ "વટ હો, શ્રીકૃષ્ણ દીઠા કહીં ?
"ચોરી ચિત્ત અમાહરાં જ સહુનાં, વાહી ગયો એ સહીં."
"આ હો નામ અશોક શોણુક હરી, જાણ્યા ગયા કાં વળી ?"
પૂછ્યાં પુન્નગ, નાગકેશર, ઘણાં, ચંપા જ વૃક્ષાવલિ. ૨૦
"દેવી ! તું જ કહે ભલું તુલસિકા ! ગોવ્યંદપાદપ્રિયા,
"દીઠા કયાંય મુકુંદ ચંદ્રવદનો, માયા હરી સુંદરી ?"
"હો હો માલતી ! મલ્લિકા જ, કરેણી, જાઈ, જુઈ, કેવડી,
"આંબાં, જાંબુક, કોવિદારક ઉંચાં, હીહેજ ઉંચો ચડી. ૨૧
"રે રે ધન્ય તમારી આ જ ધરણી, ઉત્પલ્લવા તે મુદા."
પૂછી તે હરણી જ, રોઝ સઘળાં, પક્ષી ચ પૂછ્યાં વળી.
× × × × × × × ×
કાન્તા અચ્યુત હાવભાવ સઘળાં, મોહી જ વૃક્ષે મલી. ૨૨
થાએ કોએક પૂતના જ પહેલું, કોયેક કૃષ્ણાયતી;
ધાવે નાસ્ય મુરાર બાલક થઈ; કોયેક શકટાયતી;
એક ઊખલ બંધ્ય બાળક થઈ, રીખે જ રામા સહાં,
ભાંજે ભૂરુહડાલ્ય આલ કરતી, જૈ યક્ષ છોડ્યા જિહાં ૨૩
એકા કેશવરામ નામ ધરતી, ગોપાલ ગોપાલિકા;
એકા વત્સ બકાદિ દૈત્ય હણતી, ખેલે બહુ બાલિકા;
એકા માનિની મત્ય વેણુ ધરતી, વાયે જ વૃંદાવને;
એકા કૃષ્ણ ગોઆલ ગાય ચરતી, એન્હા જ ઉચ્ચ ધ્વનિ. ૨૪
એકા 'વારિદ વર્ષે વાત મ બીહો, આ હેઠ આવી વસો.'
ટાંગ્યો પર્વત હાથ, અંબર ગ્રહ્યૂં, 'જો કોય આણો કિશો ?'
એકા કૃષ્ણ થઈ જ નૃત્ય કરતી, મસ્તિક કાલી તણે,
"મૂકો નાથ અનંત ! કંથ મરશે", નાગેણી નોહોરા ભણે. ૨૫

---

૨૦ ચંપક. ૨૧ પ્રીયા. કાંજ, ચંદ્રવદનો. જઈ જોઈ. ૨૨ (હરણી પછી 'જ' ઉમેર્યો છે. મૂળમાં નથી.) પુછ્યાં. ૨૩ બાંધ્યા. સહાં. કૃષ્ણાજતી. ૨૪ બાલકા (બાલિકા). એન્હાન.

'મા મૈષ્ટેતિ' કહે જ ગોકુલજના, કલ્યાણુ કોટિ હને,
પીધો દાદ મુખેં જ માધવ પર્સે, રાત્યેં વળી ત્યાં વમે,
જોતાં કામની કોય કેશવ તણાં દીઠાં પગેરાં પછે,
રેખા, વજ્ર, સરોજ, અંકુશ, ધ્વજા, આદિ તિ આદિ અછે. ૨૬

એકેકાં પગલા સમીપ પળતી, ખોળે જ ખાંતે કરી,
નિર્ખે તાં નિજ નાથ એક જ મળી, સાથે અછે સુંદરી
"કોહો કામની ! કોણુ કૃષ્ણુ સરસી, આનંદ ક્રીડા કરે,
"મૂક્યો કંધિય હસ્ત હસ્તિનિ પરે, લાવણ્ય લીલા ધરે ૨૭

"જીહાં પુણ્ય અગણ્ય એણીય કર્યા, શ્રીનાથ પૂજ્યા સહી
"મેહેલા અહ્મનેં એકલા ય સઘળા, એકાંત એશૂ રમે ?
"આ જો હ્યા નથી દીસતા જ પગલા, કંધે ચડાવી ગયો,
"કામી કામિની કામનીય જ કરે, તો વશ્ય તેહે થયો." ૨૮

વીણ્યા ફૂલ અમૂલ વેણી ભરવા, માનોહરા માલતી,
ગુંથી રંગ અનંગ સોય સરખી, ચાહેં વની ચાલતી
મૂકી નાથ્ય મુરાર ત્યાહ સઘળી, મૂને જ લીધી મળી,
તેમાં રૂપ નહી, કલા ગુણુ નહી, ગોવિંદ ચિંત્યે ટળી ૨૯

તો હૂં કામની કોડથી ગુણુવતી, રૂપેં જ રૂડી સદા,
માહ્રા સૌભગ હાવભાવ મહિમા માધવ જાણ્યો મુદા
થાકી હૂં હરિ ચાલતી જ પળતી, કંધે ચડાવી જવે,
જાયો જહા મન રાત્ય કેલિ કરવા, સતોર થાવા ઘણે ૩૦

હા હા હા અતિ આતુરી જ શ્રમ થ્યો, બેશે ન કંધે ચડી,
ઊંચો પાગ કર્યો અદૃશ્ય હરિ થ્યા, પાછે મુંઢ તે પડી,
આત્મારામ રમે અખંડિત અશુ તે જાણુ જાણે ઘણુ,
દાખે તે ઘણુ દૈન્ય કામ વસતૂ, દૌરાત્મ્ય નારી તણુ ૩૧

---

૨૬ પગલા ૨૭ મુક્યો લાવણુ ૨૮ એણીયેં ઇહાં (હ્યા) જકેરે (જકડે) કામણ્યો (કામનીય) ૨૮ ત્યહા મૂળમાં નથી, પૂર્તિ સારુ ઉમેર્યો છે ૩૦ ઘણો ૩૧ 'મોંઢે ને બદલે 'મુંઢ' છે

દીઠે તે અતિ દીન દુઃખિત થકી, પૂછે સહુ કામની,
(કે) હુતી નારય દયાલુતા જ હરિની, મૂઢત્વ જે માનની;
તો આવ્યાં તૃણુ વૃક્ષ વીરૂધ ઘણાં, વેગે વિમાસે વળી,
દીસે નહિ પગલાં જ પ્રેમ ધરતી, પાછી વલી પ્રેમદા. ૩૨

ગાતી ગીત અનંત ચિત્ત ચલકી, ગાલીતી અંગે જિહાં,
અંતર્ધ્યાન મુરારિ ધ્યાન ધરતી, વાટચે જ જોતાં સહાં;
જે જે તે તવ જન્મથી અધિક થ્યો, ગોકુલ વાસે રમ્યાં,
સ્વામી! દર્શન દાખ્ય સાખ્ય સુર છે, પ્રાણે નહી તૂં સમાં. ૩૩

રાખ્યાં તેં બહુ વાર વારિ વિષથી, જે વિઘ્ન આવ્યાં ઘણાં,
મારયા દૈત્ય અસંખ્ય વ્યાલ, વૃષ જે ઊગારિયાં આપણાં;
તૂં તો કેવલ નંદનંદન નહી, આત્મા સહુનો રૂદે,
બ્રહ્મા યે વિધિનાર્પિતો યદુકુલે, તૂં સત્ય પામ્યો ઉદે. ૩૪

સેહે સાત્વત સર્વ સંત જનને, દે તૂં અભે સર્વદા,
પદ્મા પેહ કરારવિંદ અર્હીને, મસ્તિક મૂકે સદા;
ટાલે જે પ્રણિપાત પાતક સહુ, ગોવત્સ પૂંઠે ફરે,
વાહલાં તેહ પદારવિંદ વેહેલાં, હૃદયે જ આણી ધરે. ૩૫

જીવે સજ્જન તાપ ટાલી તરશા, પીતાં જ તાહ્રી કથા,
નાશે કલ્મષ કોટિ કોટિ ભવનાં, તૂં કાં ન ટાલે વ્યથા?
મૂકયાં સજ્જન તાત માત ભર્તા, ભ્રાતા ઉલ્લંઘી કરી,
આવ્યાં શર્ણ જ એક નાથ તૂં હરે, તો કાં તજે શ્રી હરિ? ૩૬

ગોપી એક અનેક પ્રેમભરથી, ગુહેલી વિલાપે થઈ,
નાવે નાથ અનાથ સાહસ ઘણું, તો દેહલજ્જા ગઈ;
દીઠા દેવ મુરારિ દ્દષ્ટિ સહસા, સૂર્યેન્દુ કોટિ કલા,
પીતાંબર પરિધાન શ્યામ તનુને, સોહે મહા નિર્મલા. ૩૭

---

૩૩ જોતાં ને બદલે 'જો' છે. જન્મધિ. સૂર. ૩૫ સેહેયે. ૩૬ 'એક' ઉમેરેલો છે.
૩૬ સજ્જન. શણુ. ૩૭ અનાથ સઘણું. પરિધાંમ.

'મા ભૈષ્ટિતિ' કહે જ ગોકુલજના, કલ્યાણ કોટિ હશે,
પીધો દાહ મુખેં જ માધવ પરસેં, રાત્યે વલી ત્યાં વસે;
જોતાં કામની કોય કેશવ તણાં દીઠાં પગેરાં પછે,
રેખા, વજ્ર, સરોજ, અંકુશ, ધ્વજા, આંહે તિ આંહે અછે. ૨૬
એકઠાં પગલાં સમીપ પળતી, ખોળે જ ખાંતે કરી,
નિર્ખે તાં નિજ નારય એક જ મલી, સાથે અછે સુંદરીઃ
"કોહો કામની ! કોણ કૃષ્ણ સરસી, આનંદ ક્રીડા કરે,
"મૂકયો કંધિય હસ્ત હસ્તિનિ પરસે, લાવણ્ય લીલા ધરે. ૨૭
"ક્યહાં પુણ્ય અગણ્ય એણીય કર્યાં, શ્રીનાથ પૂજ્યા સહીઃ
"મેહેલાં અહ્મનેં એકલાં ય સઘળાં, એકાંત એશું રમે ?
"આ જો હ્યાં નથી દીસતાં જ પગલાં, કંધે ચડાવી ગયો,
"કામી કામિની કામનીય જ કડે, તો વશ્ય તેહે થયો." ૨૮
વીણ્યાં ફૂલ અમૂલ વેણી ભરવા, માનોહરાં માલતી,
ગુંથી રંગ અનંગ સોય સરખી, ચાહેં વલી ચાલતી.
મૂકી નારય મુરાર ત્યાંહ સઘળી, મૂને જ લીધી મળી,
તેમાં રૂપ નહી, કલા ગુણ નહી, ગોવિંદ ચિત્યે ટલી. ૨૯
તો હું કામની કોડથી ગુણવતી, રૂપેં જ રૂડી સદા,
માહ્રા સૌભગ હાવભાવ મહિમા માધવ જાણ્યો મુદાઃ
થાકી હું હરિ ચાલતી જ પળતી, કંધે ચડાવી જવે,
જાણ્યો જહાં મન રાત્ય કેલિ કરવા, સંતોષ થાવા ઘણે. ૩૦
હા હા હા અતિ આકુલી જ શ્રમ થ્યો, બેશે ન કંધે ચડી,
ઊંચો પાગ કર્યો અદૃશ્ય હરિ થ્યા, પાછે મુંઢે તે પડી;
આત્મારામ રમે અખંડિત અશુ, તે જાણ જાણે ઘણું,
દાખે તે ઘણું દૈન્ય કામ વસતું, દૌરાત્મ્ય નારી તણું. ૩૧

૨૬ પગલાં. ૨૭ મુકયો. લાવણ. ૨૮ એણીયેં. ઇહાં (હાં). જકડે (જકડે). કામણ્યો (કામનીય). ૨૯ ત્યહાં મૂળમાં નથી, પૂર્તિ સારુ ઉમેર્યો છે. ૩૦ ઘણો. ૩૧ 'મોંઢે'ને બદલે 'મુંઢે' છે.

દીઠે તે અતિ દીન દુઃખિત થકી, પૂછે સહુ કામની,
(કે) હુતી નારી દયાલુતા જ હરિની, મૂકત્ત જે માનની;
તો આવ્યાં તૃણુ વૃક્ષ વીરૂધ ઘણાં, વેગે વિમાસે વળી,
દીસે નહિ પગલાં જ પ્રેમ ધરતી, પાછી વલી પ્રેમદા. ૩૨

ગાતી ગીત અનંત ચિત્ત ચલકી, ગાલીતી અગેં જિહાં,
અંતર્ધ્યાન મુરારિ ધ્યાન ધરતી, વાટચે જ જોતાં સહાં;
જે જે તે તવ જન્મથી અધિક થો, ગોકુલ વામે રમ્યાં,
સ્વામી! દર્શન દાખ્ય સાખ્ય સૂર છે, પ્રાણે નહી તું સમાં. ૩૩

રાખ્યાં તેં બહુ વાર વારિ વિષથી, જે વિઘ્ન આવ્યાં ઘણાં,
મારયા દૈત્ય અસંખ્ય વ્યાલ, નૃપ જે ઊગારિયાં આપણાં;
તૂં તો કેવલ નંદનંદન નહી, આત્મા સહુનો રૂદે,
બ્રહ્મા યે વિધિનાર્પિતો યદુકુલે, તૂ સત્ય પામ્યો ઉદે. ૩૪

સેહે સાત્વત સર્વ સંત જનને, દે તૂં અભે સર્વદા,
પદ્મા ચેહ કરારવિંદ અર્હીને, મસ્તિક મૂકે સદા;
ટાલે જે પ્રણિપાત પાતક સહુ, ગોવત્સ પૂઠે ફરે,
વાહૂલાં તેહ પદારવિંદ વેહેલાં, હઇયે જ આણી ધરે. ૩૫

જીવે સર્જ્જન તાપ ટાલી તરશા, પીતાં જ તાહ્રી કથા,
નાશે કલ્મષ કોટિ કોટિ ભવનાં, તૂં કાં ન ટાલે વ્યથા?
મૂક્યાં સર્જ્જન તાત માત ભર્તા, ભ્રાતા ઉલ્લંઘી કરી,
આવ્યાં શર્ણ જ એક નાથ તૂ હરે, તો કાં તજે શ્રી હરિ? ૩૬

ગોપી એક અનેક પ્રેમભરથી, ગ્રહેલી વિલાપે થઈ,
નાવે નાથ અનાથ સાહસ ઘણૂં, તો દેહલજ્જા ગઈ;
દીઠા દેવ મુરારિ દૃષ્ટિ સહસા, સૂર્યેન્દુ કોટિ કલા,
પીતાંબર પરિધાન સ્યામ તનુને, સોહે મહા નિર્મલા. ૩૭

---

૩૩ જોતા ને બદલે 'જો' છે. જન્મથિ. સૂર. ૩૫ સેહેયે. ૩૬ 'એક' ઉમેરેલો છે.
૩૬ સજન શણ ૩૭ અનાથ સઘણૂં પરિધાંમ.

ચર્ચ્યૂં ચંદન પુષ્પ સાર તુલશી, મન્મથે મંથે ઘણું,
ઊભી સુંદરી સામટી જ સઘળી, જે પ્રાણુ આવ્યે હદે.
એકા કૃષ્ણુ કરારવિંદ ગૃહીને, આનંદ અંગે ધરે,
એકા તાંબુલપત્ર ચર્વિત ધરી, ચુંબન તેહને કરે. ૩૮
એકા અંઘ્રી અનંત સંત ભજતાં, તે સ્તન્ય સાથે ધર્યાં,
ટાલ્યાં તાપ અપાર પાપ ભવનાં, શ્રીકૃષ્ણુ હૈયે(જ) હસ્યા;
એકા કોપિ કરી કટાક્ષ ધનુષા, બાણું ચ સંધાનતી,
તેશૂં અંગ અનગ બાણ બહુલાં, પ્રેમે જ તે બાંધતી. ૩૯
એકા કૃષ્ણુ મુખારવિંદ નિરખે, આંખ્યેં નિમેષે નહી,
પીયે અમૃત પાદ સંત સઘળાં, નિત્યે અતૃપ્તા સહી;
એકા નેત્ર કરી જ કૃષ્ણુ ગ્રંહતી, યોગીવ માહેં મલી,
તે આનંદ મહા રસી રસભરી, થૈ મગ્ન, સંજ્ઞા ટળી. ૪૦
ગોપીનાથ નિરીક્ષણે જ હરખી, સંતોષ સાચો થયો,
પામે પ્રાજ્ઞ અનંત ચિત્ત ધરતાં, તિ તાપ તેહનો ગયો;
કાંતાયૂથ વિધૂતશોકકલુણા, પાખલ્ય તે પરવરી,
સોહે જેમ સર્વે જ ભક્ત્સ કરતી, આનંદ લીલા ધરી. ૪૧
આવ્યાં તે યમુનાતટે જલ વહે, કોમલ્લ છે વાલુકા,
વાસ્યાં કુંજ નિકુંજ મંદિર ઘણાં, સાથે બહુ બાલકા;
બેઠાં ત્યાં જ મુરારી નારી સઘળી પાખલ્ય કુંડે કરી,
લક્ષે અંગ અનંગ કોટિ અધિકી, લાવણ્ય લીલા ધરી. ૪૨
કીધૂં કૃષ્ણુવખાણુ જાણુ મનનો, કંદર્પ- દીપે ઘણે,
પ્રમ્દા પ્રેમ અનંત કાન્ત સરસી, કાંઇક કોપે ભણે;
એકા ભક્ત્ય ય જે તથા ચ નભજે, કોયેક બહુ નહીં,
એહેનો કોણુ વિચાર સાર કહ તે, શ્રીકૃષ્ણુ સાચો સહી. ૪૩

---

૩૮ ગૃહીને ૩૯ ધશા. ટાલો, કરિ. ૪૦ રશભરી. થઈ. ૪૧ તિમ(ત) ચમ. કાંત. ભક્ત. ૪૨ વેશાં (વાસ્યા) ૪૩ પ્રેમદા (પ્રિમ્દા). કહો (કહ).

ભજતાં જેહ ભજે હિ ભામની થકી, સૌહાર્દ તેનૂં ગયૂં,
વોહ્રે યે વ્યવસાય વાણિ કરતાં, સ્વાર્થેય સર્ખૂં થયૂં;
અન્યે જે અભજે ભજે કરુણયા, તે તાં ભવે આવતો,
સાચૂં તે સહુ હાર્દ છેય મનનૂં, જાણો તમે સુંદરી! ૪૪
એક જે બહુને ભજે નહીં સદા, તેહનૂં જ કેહવૂં કિશૂં,
પૂરા પૂરણકામ રામ અથવા, જે નિત્ય આત્મા જશૂં;
અન્યે કોય કૃતઘ્ન અજ્ઞ જનને, એ દ્રોહ ગુર્વે કરે,
એ કીધા ઉપકાર સાર સઘળા, વાહલા ન તે વીસરે. ૪૫
"પેહલૂં હૂં કરુણા કરૂ ય ઇહિને, તે પ્રીતી મૂશૂ ધરે,
'લાધૂં ધન્ન વિછોહ ઓજ વિરહે, એકાગ્ર ચિંત્યા કરે;
"છાંડ્યા વેદ નિ લોકલાજ સઘળી, સૌહર્દ મૂંશૂં ધર્યો,
"તેણે મેં તમનેય હેત જ થકી, પારોક્ષ પેહલૂ કર્યૂં" ૪૬
એવાં કૃષ્ણ અનેક વાક્ય વદતાં, ગોપી ય તોષી સહુ,
ટાળ્યો તે વિરહાગ્નિ તાપ તનુનો, આનંદ ખેલે બહુ;
માંડ્યૂં મંડલ રાસ લાલસપણેં, એકેક ગોપી વિચ્ચે,
આપે એક અનેક રૂપ ધરતો, તે તેહ તેહ્ને રૂચે. ૪૭
બાંધી બાહુ પ્રસારિ સાર રસ તેં, સ્ત્રીરત્ન સાથેં રમેં,
લાગાં કંઠ કરાગ્ર ઉગ્ર તપ તે, હસતા જ હઇયે ગમેં;
જોએ જે સુર લોક લોક સઘળા, બેશી વિમાસે બહુ,
તેની નારી અનત પ્રીત ધરતી, સાથ્યેં જ લાગ્યા સહુ. ૪૮
વાહે દુંદુભી દેવ સેવ કરતા, પુષ્પો જ વર્ષી રહ્યાં,
ગાયે કિંનર સર્વ કૃષ્ણગુણને તેણે ન જાયે કહ્યા;
વાજે નૂપુર કિંકિણી વલયયુક્ ગૌરાંગી ગોપી તણી,
મોહે મધ્ય મુરારી મરૅકત યશો, હેમાંગ માંહે મણિ ૪૯

---

૪૪ હાર્દ મનનૂં પે અભજે ભજે. ભજાવતો. ૪૬ તેણે મેં તમને હેજ હેતથી.
૪૭ એવં. વિરહાગ્ન. વેને. ૪૮ પોએ (જોએ). ૪૯ મર્કત.

પાદંન્યાસ, વિલાસ હાસ્ય મુખનૂં, તે ધન્ય વેળા વળી,
હાલે જે કુચ વસ્ત્ર કુંડલ કરી, વર્ષા જસી વીજલી;
ગાએ એક અનેક ઉચ્ચ સ્વરશૂં, નાચે બહુ બાલિકા,
તેનૂં ગીત ચરિત્ર વ્યાપ્ત સઘળે દેતી વને તાલિકા. ૫૦
એકા ગાન સુકંઠ વંશ સરખૂં સારૂ વખાણે સહી;
એકા શ્રાંત અનંત નૃત્ય કરતી, વાહ્યા વ્યલાગી રહી;
એકા ચંદનલિપ્ત હાથ હરિનો, સૌરભ સૂંઘે સહી,
તન્વી તાંબુલચર્વિતં ચ બાહુલં, ગાલે ધસે લે સહી. ૫૧
લાધો કાન્ત રહસ્થલે વનિતયા, શ્રીકાન્ત સોહામણો;
ગાતી કંઠ કરારવિંદ ધરતી, તો પ્રેમ વાધ્યો ઘણો.
ક્રીડા એહ અશેષ શેષ ન લહે, વાગીશ જાણે નહી,
તે હૂં કીટક કોણ માત્ર ક્હેવા, લીલા ન જાએ લહી. ૫૨
જૂએ જે સુરલોક નારી સઘળી, કામે હવી આકુલી,
મૂર્છા માંહ વિમાન માન સવિ ગ્યાં, ચિત્રસ્થ જાણે વળી;
આ લોકે અવતાર ગોકુલ વિષે, તેણે સમે કામિની,
વાંછે તે વ્રજનાર્ય સાર પદવી, સેવા હુએ સ્વામીની. ૫૩

परीक्षिदुवाच–

"સ્વામી જેય સ્વધર્મ ધર્મ કરતા, તેહેને પ્રીતિ પાલવા,
"લીધો એ અવતાર સાર સુખમાં, અન્યત્રને ટાલવા;
"વક્તા રક્ષક ધર્મસેતુ કરતા, તે જો ઇશૂં આચરે ?
"ક્રીડા જે પરદાર જારપણુની, એ મોહ ચિત્તે કરે." ૫૪

श्री शुक उवाच–

દીશે ક્હાંક કદાચિ ધર્મ વિસમો, ઐશ્વર્ય ચેષ્ટા ઇશી,
જાણે સાહસ મર્મ વહ્નિ જલતાં, કાસક્ય રાખે કશી;

---

૫૦ કૂંડલ. વૃર્ષા. બાલકા. 'દેતી'ને બદલે 'દે' છે, પણ એથી મેળ તૂટે છે.
૫૧ તંબુલ. સરખું. ૫૨ કેહેવા. ૫૩ શૂરલોક. આકૂલી. માંહે. સવે. હોએ. ૫૪ પ્રીતી.

પ્રાંસે એ મનસા અનીશ્વર કરે, નિશ્ચે વિનશ્યે સહી,
સોહે વિષ શ્રીકંઠ કંઠ ધરતા, બીજા તે જીવે નહી. ૫૫
ગોપી જે હરિ સાથ્ય રાત્ય રમતી ભર્ત્તા તે દીઠી મળી,
જૂઓ એહ ચરિત્ર ચિત્ર હરિનાં, માયા ન જાયે કળી;
કીધી રાત્ય જ એક એવડિ હરિ, ધાતા તણી જેવડી,
લીલા એ પરમેશની જ કહવા, સમ્મર્થ કોએ નહી. ૫૬
હોએ થે પરભાત રાત્ય વિરમી, ગોપી જ આવી ઘરે,
નાના કામ કરે ન વિભ્રમવશે, લીલા ન તે વિસરે;
આપ્યો એહ પ્રસાદ કૃષ્ણ ઇહને, તે દેવ કહ્ને નહી,
બ્રહ્મા, ઈશ્વર, ઇન્દ્રરાજ જુઅતાં, ગોપી જ વ્હાલી થઈ. ૫૭
ગોપી કૃષ્ણવિલાસ રાસ રસમે, ગાએ જ પ્રેમેં કરી,
કે વા કર્ણે સુણે જ પ્રેમભરથી, તેહને જ તૂષે હરિ;
આપે વાંછિત ભુક્તિ મુક્તિ અથવા, ધર્માર્થ યાચે વલી,
કામી કામ જ લોભ ક્રોધ દેહના, તે દોષ જાએ ટળી. ૫૮
સ્વામી! મેં જ અજાણતે, અપઢતે, કીર્તન્ન તારૂં કર્યૂં,
તે હું કૃષ્ણ કૃપાલ બાલક ભણી ખાંતે જ કીજે ખરૂં;
યાચે કેશવદાસ આશ સઘળી જો રાસ કર્હીં રમો,
તર્હીં હું અપરાધીયો જ જમલો, મૂં રાખવો તું ગમો. ૫૯

પૂર્વછાયો

સર્ગ તેરમે શ્રી હરિ કીધી ક્રીડા રાસ;
ચોપાઈ સાઠે ભલી, કહે એમ કેશવદાસ. ૬૦

ઇતિશ્રી ભાગવતે માહાપુરાણે દશમ સ્કંધે શ્રીકૃષ્ણક્રીડાયાં રાસક્રીડાવર્ણને નામ ત્રયોદશ સર્ગ સમાપ્ત

---

૫૫ ઈશ્વર્થે. દીશે. પ્રસિ. અતિશ્વર. ૫૬ 'ચિત્ર' ને બદલે 'ચરિત્ર' છે. પણ તેથી મેળ વધે છે. પરમેસની. કેહેવા. ૫૭ વીશરે. ઐંદ્ર. પોતાં. ૫૮ વિલારા. તસે. મુક્તી. ૫૯ પાંતે. પકંરાખવો. ૬૦ ત્રયોદશો. શર્ગ સંમાસ.

# સર્ગ ૧૪ મો
## કૃષ્ણનું લાલનપાલન અને પન્નગવિમોચન
### ચોપૈ

એક વાર ચાલ્યા અંબિકા, યાત્રાએં જન ગોકુલ થકા,
શકટ જોતરી બેઠા સહુ, ભક્ષ ભોજ્ય તે માંહિ બહુ. ૧
સ્નાન કર્યાં સઘલે સરસ્વતી, પશુપતિશું પૂજ્યા પાર્વતી;
અર્ઘ્ય પાદ્ય નાના નૈવેદ, વિપ્ર વદે યમ આશિર્વેદ; ૨
બ્રાહ્મણને બહુ દીધાં દાન, ઉપરય અંબર ભોજન પાન;
નંદાદિક જમ્માડી નાત્ય, તટિનીને તટ સૂતા રાત્ય. ૩
કોયક અજગર આવ્યો જરી, નદગોપ ગળી ગયો તરી;
નંદે કીધો અતિ આક્રંદઃ "ગરુડધ્વજ રાખો ગોવ્યંદ! ૪

### અડયલ

"તો ગારુડી તણો સંહારહ કાલાગ્ન્ય સજ્જન કરે જે સારહ;
"આ વેલા એમ કાં વિસારહ, સદારક્ષાજે તાહી સારહ." ૫

### શુ ચંદ

અજગરને શિર કોડિયા લાતહ, ગોપેં ઘણી પરય કીધી ઘાતહ;
તોહે તેહ ન મૂકે તાતહ, સુર થયો લક્ષ્મીવરની લાતહ. ૬

### મુંડેલ

વ્રજવાગી મન થયો આનંદહ, મરણ થકી મૂકાવ્યો નંદહ;
"સાધુ સાધુ" એમ વદે સુનંદહ, "ભલે પુત્ર પામ્યો ગોવિંદહ." ૭
ગેહેન્જે મરણ પામિયો સાપહ, છૂટો સાપ તણાં સંતાપહ;
પુણ્યવંત થયો નિર્ભય પાપહ, અદ્‌ભુત વિદ્યાધર થયો આપહઃ ૮

### અડયલ

"સ્વામી! માહું નામ સુદર્શનહ, પરમ ભાગ્ય હું પામ્યો દર્શનહ.
"પદ્મગદાધર હોય સુદર્શનહ, દુર્લ્લભ યે બ્રહ્માદિક દર્શનહ." ૯

---

૩ તટીનીને. ૪ રાખો. ૭ વ્રજવાસી. સુનંદહ. આનંદ. નંદ. સુનંદ. ગોવિંદ. ૮ અદ્‌ભૂત. ૯ આમાં દરેક પાદની સાથે અંતિમ શબ્દ 'હ' ઉમેરેલો છે.

### ચોપૈ

પ્રણમીને પગે લાગી વસ્યા, ગોકુલ શોક સમૂલો ટસ્યો;
આવ્યા ધરય અચ્યુત ને રામ, હૈં પો'તી હઇયા હામ. ૧૦
એક વાર અરુણોદય કાલ, જનુની ગુણે ગાતી ગોપાલ:
"વત્સ! જાગ્ય હૂહે હવું પ્રભાત, તાહ્રાં દુઃખડાં લેઉં તાત! ૧૧
"કૃષ્ણ જીવજે કોડ્ય વરીશ" એમ કહીને દે આશીશ.
આલસ લાલસ ઉઠ્યા હરિ, હર્ષી માતા નિરખી કરી. ૧૨
वत्स जागृहि विमातमागतं, कृष्ण जीव शरदां शतं शतम् ।
इत्युदीर्य सुतरां यशोदया दृश्यमानवदनं भजाम्यहम् ॥ १३ ॥

### છંદ–ભુજંગપ્રયાત

ઇકા આવતી ગોપિકા પાતલી એ, ઉધા આવતી આઉલી કલ્પ લઈ,
ઇશે દંતધાવા કરી, દોષ ટાલે, કપૂરે કરી કોગલા મ્હોં પખાલે. ૧૪
લઈ હેમની કાંકશી માત મ્હોટી, પછે ઓળતી આપણે હાથ ચોટી;
મહા મર્દનં મોધરેલે કરાવે, ખર્સ્યે ખાંડની કૃષ્ણને નેવરાવે. ૧૫
યમુનાજળે યૂવતી હેમગોળી, ભરી ઉષ્ણ પાનીયમાં તેહ ભેળી;
મળી કામિની કૃષ્ણનૂં દિલ ચોળે, અતિ આનંદે નંદનંદો અંઘોલે. ૧૬
ભલાં પટ્ટકોલાં પરિધાન દીધાં, મધુસૂદને કસ્તુરીચંદ કીધાં.
શરીરે વળી શૅણુગારો ય સાર્યા, ચડી પાવડી મંદિરે તે પધાર્યા. ૧૭
તિહાં માંડિયા પાટશું ઘાટઘાટા, સવે હેમસિંહાસને રત્ન જોડ્યાં,
તિ ઊપેર થાલા પ્રવાલા જ કેરા, વિચ્ચેં ચોસઠ્ઠોં વાટકા ચ્યાર ફેરા. ૧૮
અરોગે પછે અચ્યુતો, માત પ્રીશે, યશોદા જુયે તેહને મન હીસે.
લઇ લાડુઆ, ખીર ને ખાંડ ખાજાં, ભલે ભાવને ભોજનાં મોંહભાવ્યાં. ૧૯
નવૂં ઘી લિઈ ગોપિકા ગાનૂં તાવી, તથા કાપિ ઊનાવલી ચૈઅ લાવી
કરી પાક નાના વિધિ શાક ઝાઝાં, પરીશાં જગન્નાથની થાલ માંહ્યાં. ૨૦

---

૧૪ (મૂળમાં) પાદ ૨ જું–કુધારવની કલ્પવૃળ શાખા; અહીંઆ પાઠ સુધાર્યો છે. પખાલે. ૧૭ શણગાર–સાર્યા. ૧૮ માંડ્યા. ૧૯ જૂયે મન હીરો. ૨૦ પગંનાથની.

તથા કાપિ આંબારસેં પ્રેમ ઘોળી, ભરી વાટકા હેમના લેઈ આવી,
તથાન્યા કપૂરેં કરી દૂર ભેળી, વળી કસ્તુરિકા રસેં મધ્ય મેલી. ૨૧

ત્રોટક

કંઈ આથણાં અંબ તરુઅર તણાં, ફલ કોમલ સુંદર સ્વાદ ઘણાં;
બલકેશવ બે જણ માંહિ જમે, જુઈ રોહિણી માતને મન્ન ગમે. ૨૨
હરિ હસ્ત ધુવા યમુનાનિ જલે, કરી મછુંણ નિર્મલ નીર ઘણે;
બહુ બાવન ચંદન હાથ ચલે, ભરી ગાલ કપૂર પુગી તંબુલે. ૨૩
મળી સાથ ગયા, સહુએ વનમાં ભલ શીગલ મોહરી વેણુ વહે;
વળી ગોલણી વાટ ગોપાલ જોતી, જશોદા તિહ આવતી મન્ન મોહી. ૨૪
પથી પૂછતી વન્ય વનેં સહુનેં, કહિં દીઠડો શામળો વર્ણ કુણેં;
મુખ મુગ્ધ છઈ બહુ સેદકણા, જસૂ અંબુ નિર્મલ ભાતિવર. ૨૫
ઈમિ આકુલી થૈ પથીપાદ જુવે, ધ્વજ, અંકુશ, અંબુજ તેહ સુહે;
યમુનાતટ તો યદુવીર દિઠડા, અતિ આદરથી જ કરે મિઠડાં. ૨૬

ચોપૈ

ગોપીનાથ વળી આવ્યા ગેહ, નંદ સહિત અરોગ્યા તેહ;
એમ વ્રજવાસી કેરો કાલ, સફલ કરે શામલીયો બાલ. ૨૭

શ્લોક.

फन्दुक्रीडाविगलितघनस्वेदमुग्धाननश्रीः
कश्चिद्दृष्टः कुवलयदलश्यामलः कोपि बालः ।
पृच्छन्ती या पथि पथि ययौ व्याकुला नंदपत्नी
तीरे तीरे तपनदुहितुः कृष्णमन्वेषयन्ती ॥ २८ ॥

ચોપૈ

એક વાર સેજે શ્રીનાથ, રમતા હતા રાધા સાથ;
વૃંદાવનમાં દીઠો દૂર, ભણે ભામિની આવે ભૂર. ૨૯

---

૨૧ લઈ. કસ્તુરીકા. ૨૨ મન. ૨૩ હરી ધોયા જલ યમુનાને નીર્મલ, ગોલે તણુલે. ૨૪ મોહે. ૨૬ દીઠા ૨૮ વન્દ્રાવનમાં.

કુંછ મૂછ ભર્તા અતિ ભીંછ; જાણ્યેં પ્રત્યક્ષ રૂપેં રીંછ;
મધ્યે ક્ષુસ્‌ ને અતિ ક્રોધ, તે આવે ઊજાતો યોધ. ૩૦
ક્ષુધ્ય કહીનેં ગ્યા ગોવાલ; રાધા સાંહ પડી તતકાલ;
તે જોતાં બહુ પાડી બુંબ: "અમ વ્યંતર કો વલગો અંબ!" ૩૧
પતિને મનિ અતિ વિસ્મય થયો, દુષ્ટ ભાવ તે તતક્ષણ ગયો ?
"કયમ કરશૂં આ માનની મૂર્ય" પૂછી ભરડા, પૂછી ભૂર્ય; ૩૨
પૂછા જોશી, પૂછા જાંણ, અબલા કોય ઉગારેં પ્રાણ;
ખડી ચાપડી કોયક કરે, કોય કઈ શુકન આગળ ધરે. ૩૩
કોએક મંડળ ઊજે મંત્ર, કોયક વળી વિડારે યંત્ર;
સાસૂ કહેઃ "સાજી નહિ થાય, વહુને વ્યંતર વળગો માય !" ૩૪
એક કહેઃ "ઈહાં ગારુડી, દેખાડૂં જો દ્યો સૂખડી;
"નંદ તણો નંદન અતિ જાણ, આગે ગર્ગ કરયૂં વખાણ. ૩૫
"એણ અઘાસુર માર્યો સાપ, બંધનથી મૂકાવ્યો બાપ;
"કાલી જલ પેશી રોલિયો, આંગલિયે ડૂંગર ઢોલિયો. ૩૬
"મંત્ર તંત્ર ને ઊષધ વ્યાધ્ય જાણેં, જનનેં કરે સમાધ્ય;
"ભૂતપ્રેત વ્યંતર વૈતાલ, તે સઘલા ટાલે તત્કાલ. ૩૭
"શાકિની સહુ બીહે એ થકી, બાલ થકે જેણ મારી બકી."
સાસૂ, સસરો, નણદી, દેર, સુજન મલિયા સવિ ચ્યહુ ફેર. ૩૮
નંદ તણે ગૃહ આવ્યાં તેહ, વહુની કહી વ્યવસ્થા દેહઃ
"માત યશોદા ! સારો ચાડ, પગેં લાગીનેં માનૂં પાડ. ૩૯
"રાધાનેં છે અતિ અસમાધ્ય, પુત્ર તમારો પ્રીછેં વ્યાધ્ય;
" ક્હો તો એ કાંઇ ઔષધ કરે, રખ્યે મા ! માહ્રી વહુ મરે." ૪૦
વદે યશોદાઃ "કાળો કૃષ્ણ, એ કાંઈ પ્રીછે નહી પ્રશ્ન;
"જાણે વનગોરુની વાત, પાધરશી એ સઘળો સાથ." ૪૧

---

૩૦ જાણીયેં પ્રતક્ષ. ૩૫ ઇહાં છે. ૩૨ મન્ય ૩૩ શપન સુખડી. ૩૭ રોલયો. સંઘલાં ૩૮ શાકની. ૩૯ અહે. ૪૦ માન અતી. પૂત્ર રખ્યેં.

"ના બ્હેની હું માગું માન, આ વેલા દ્યો જીવતદાન;
"આજ પછી અમે થાશૂં દાસ, એહ અમારી પૂરો આશ. ૪૨
"આઈ કહે એ જુએ વ્યાધ્ય, જો જાણે તો કરે સમાધ્ય."
કૃષ્ણ કહેઃ "ગેહેલા ગોવાલ, આ જે મુજને બોલે આલ. ૪૩
"તેણે એ વનિતાની વાત, મુને કશી મ કેશો માત!"
તેહ તણી સાસૂ દુઃખ કરે; નયણે નીર જ ત્યમ ત્યમ ભરે. ૪૪
"ભલૂં અમે ભૂભરાં નાથ!" જદુનાયકને જોડ્યા હાથઃ
"હવે નહિ કહે કાંઈ કિશૂં," ત્યમ ત્યમ હરિને આવ્યું હસૂં. ૪૫
જનુનીયે મોકલ્યા યદુનાથ, રાધાનો જઈ જોયો હાથઃ
"વૃંદાવન યમુનાને તીર, મોહોટો વ્યંતર વલગો વીર." ૪૬

પૂર્વછાયો

શ્રી કૃષ્ણોવાચ–

"ખીર ખાંડ ખાજાં ભરી, ઉપરય નાના અન્ન;
"એહ જ અનુદિન એકઠી, મોકલજો મહાવંન. ૪૭
"તે વ્યંતર અતિ પ્રીછશે, સાહામી કરશે સાર;
"ધન કણ છોરૂં વાછરૂં, દુઃખ નહી લગાર્ય. ૪૮
"જે દિને ત્યાંહાં જાયશે, નહિ તે દિન અંગરોગ."
કહી પ્રશ્ન કેશવ વળ્યા, જાણ્યો સઘળો જોગ. ૪૯

ચોપૈ

તહીંયેથી જાએ તે નાર્ય, વળી વિશેષે વન મુઝાર;
વારે નહી કો ભર્તા ભ્રાત, એમ જાણી અંતરની વાત. ૫૦

ગીત–રાગ આશાવરી

વિરહભાવે ભજતાં નિશી ભામિની, જાણી જગદાધાર
સાદ કરે એમ 'રાધા રાધા,' તોહે ન બોલે દ્વાર ।। ૫૧

૪૨ વેલાયે. ૪૩ આએ જુઓ. મુંને. ૪૫ હાશું. ૪૬ વંદાવન. ૪૭ ૫૨ ખાંડ ખાજા. ૪૯ જાયશે.

"ત્યજ અભિમાન ગોવાલી ! ઘરણ આયો શ્રી વનમાલી, (ધ્રુવપદ)
"જાકે ચરણ ચતુર્મુખ સેવે, કિંકર હોય કપાલી." —ત્યજ૦ ૫૨
"જો વનમાલી તો ફૂલ લેય જૈ; ચુંબે બેસ ગુલાલાં."
"સુણ્ય ચતુરી! હું ચક્રી." "તું કાણ કવણ કુલાલાં." —ત્યજ૦ ૫૩
"અરે અરે અનંગ હું અબલા !" "નાગ તમે, હમ નારી."
"હૂં હરિ, હેલાં હશ મહિરખણી!" તું માંકડ વનમુરારી."—ત્યજ૦ ૫૪
પ્રેમકલહ એમ પરસ્પર મંડે, જમ હોય કોયક કામી;
બાર ઉઘાડી મલ્યો મધુસૂદન, કેશવદાસચો સ્વામી. ૫૫

ચોપૈ

એક વાર આવી ગોલણી, રાવ કરી કેશવની ઘણી:
"માત ! માંડ ન વારો તહીં, એમ કરતાં કયમ વસીયે અહીં?" ૫૬

કારિકા

"સુન હો યશોમતિ માય ! કૃષ્ણ કરતહૈં હૈ અતિ અનિઆય.

ત્રોટક

"કૃષ્ણ કરત હૈં અન્યાય અતલીબલ, ગોપીકો કહ્યો ન માને;
"દેખત લોક, લાજ કુછું નહી, નારી બોલાવત હી શાને ?
"હમ ગુનવંતી સતી સુલખણી, યહ બિપ્ય રહ્યો ન જાય;
"કોપહિ કાલ્ય સુનેગો કંસાસુર, સુન હો જશોમતિ માય !" ૫૭

કારિકા

"અરે અરે બાઉરી ગોપી! તેં લાજ હમારી લોપી:

ત્રોટક

"લાજ હમારી લોપી તુંમહી, સબ મિલ બાલ ભૂલાયો;
"જહાં જહાં ફિરો ગહન વન ગોચર, તહા તહાં સંગ આયો.
"અંજી અંખિયાં કીયો તુમ અંજન!" કહે ઇમ માતા કોપી:
"છાંડો સબ ચતુરી ચતુરાઈ અરે અરે બાઉરી ગોપી!" ૫૮

---

૫૩ ચતુંર્મુખ. સેવે. ૫૫ મધસૂદન. ૫૬ વશીયેં. ૫૭ કંશાસુર. ૫૮ અંખ્ય. અંચન

કારિકા

"કપટ કરે હે તુમ આગે, શેજ સૂયે નહી જાગે.

ત્રોટક

"શેજ સૂયે નહીં જાગે સુંદર, બાલક આય બોલાવે;
"યમુનાતીર તરુન સબ દેખત, મોહન બેનુ વજાવે.
"લીનાં ચિત્ત ચૂરાઈ ચતુર્ભુજ, કહતે કુછ ન લાગે;
"હમ અબલા એ ધીર ધરનીધર, કપટ કર હી તમ આગે." ૫૯

કારિકા

"કુંઅર મેરોરી છોટો, માનની બોલ માં ઇમ ખોટો.

ત્રોટક

"કર્યો કર ચિત્ત ચોરાયો, અજ હું બોલત કુછુ ન આવે;
"કલ પરસું કો જાયો, (તુમ ચિત્ત કિસ્તબિધ્ય ચુરાવે.)
"અહી અંગુલી ચલાવૂં ગોવિંદ, નાહે માધો મોહોરો,
"ત્રીકો ચરિત કરો અમ આગે, કુંઅર મેરો છોટો." ૬૦

કારિકા

"માતા! કહનો ન માને, કામણગારો તાહારો કાન.

ત્રોટક

"કામણગારો કાહાનડ કહીયે, બહુ બિધ રૂપ દિખાવે;
"હમ આગે હોય મયણમનોહર, બાલક હો કર આવે.
"બૂઝો નહી યહ પૂતકે પ્રાક્રમ, જો લહીએ ભગવાન;
"જીનકો ભેદ કલહિ નહી કન હો, માતા કહનો ન માને." ૬૧

કારિકા

"યે ધાતા સરજી નારી, સહિ તે રૂપસેં હારી.

ત્રોટક

"સહિ તે રૂપસેં હારી સુતી હેં, અઘટિત ઘાટ ઘટાવેં;
"માયા કરકે વિશ્વકૂં મોહે, અબલા અચલ ચલાવે.

૫૯ દેખિત. ૬૦ પેટો. તુમ૦–મૂળમાં આ પદ પડેલું છે. ચિત. ૬૧ કામણગાહારો.

"કહાં તુમ સહ સગને હો સુંદરિ, કહાં યહ એક મુરારિ.
"ત્રિભુવન માંહિ નહી કો તોલે, ધાતા સરજી નારી."    ૬૨

કારિકા

"ન રુચે નંદકી રાની! મત કહો માત રીસાની." (ધ્રુવપદ)

ત્રોટક

"મત કહો માત રીસાની, બોલે યહ અપરાધ હમારો;
"ઘરમેં રહે સદા ગુનસાગર, કોમલ કુંવર તમારો
"સબહી સખી તુહારી પૂર્વે, હમ અહિરી અજાની;
"બડેસે હેતી એસી બાત ન કીજે, ન રુચે નંદકી રાની."    ૬૩

કારિકા

યહ બિદ્ધ કરહી અનુદિન ક્રીડા, બનિતા છાંડન બ્રીડા.

ત્રોટક

બનિતા બ્રીડા છાંડ હિ બોલે, હર્ષે માત હસાવે;
મિંદર કાજ કરે નહી કેસે, મિસ કર માનની આવે.
કેશોદામ કહે ધન્ય ગોપી, ધન્ય યુબસહેનીડા;
ચરણયકી રેણુ ચતુર્મુખ વંછે, યહ બિધ અનુદિન ક્રીડા.    ૬૪

ચોપૈ

સર્ગ ચૌદમેં ટાલ્યો શાપ, અજગર થકી મૂકાવ્યો બાપ,
ચોપૈ પાંસઠ્યે સવિલાસ, કૃષ્ણ પ્રીત્યે કહે કેશવદાસ.    ૬૫

ઇતિશ્રી ભાગવતે માહાપુરાણે દશમસ્કંધે શ્રી કૃષ્ણક્રીડામાં પન્નગવિમોચન નામ ચતુર્દશ સર્ગ સમાપ્ત.



૬૪ હીં. માનહ. ૬૫ પંનંગ બિમોચી. ચતુર્દશ. વસંતવિલસ.

## સર્ગ ૧૫ મો

### શંખચૂડ, વ્યોમ, વૃષભ અને કેશીના સંહાર

રાગ ગોડી

વસંતવિલાસ

પેહેલું પ્રણમી ગણપતિ, સરસ્વતી કરૂં જુહાર,
દ્યો મુજ વાણી બ્રહ્માણી, ગાઊં નંદકુમાર. ૧
હવે આવિયો ફાગણ માંસ, સવે નારયની પૂગી આશ;
ખેલવા વૂઠાં વૃંદાવન, શ્રી કૃષ્ણ મળવા કીધૂં મન્ન ૨
કરવરે મોહરય શીંગલૂ, વાયે વેણુ મૃદંગ;
સાથે સહુ ગોવાળીયા, બાળ બોલે રંગ. ૩
લીધાં કનક કચોઅલાં, ઘોળ્યાં ચંદન સાર;
મૃગમદ સુંદર કેશરેં, છાટે એક ઉદાર. ૪
ત્યાંહા ઊડે લાલ ગુલાલ અતિ, વલી માંહોમાંહ વસંત;
એણી પરેં છકમ છોવ્યશૂં, રોલય કરે બહુ સંત. ૫
હરિ પાખલ્ય સવિ કામિની, યામિની ગઈ બે યામ.
જમ ચાંદણી માંહે નિશાકર મોહે, તે પરય દીસે.સ્વામ્ય. ૬
ગોલણી સવિ યૌવનમદમાતી, ગાતી ગુણ ગોપાલ;
તેણુ તાનેથી શ્રીરંગ નાચે, રાચે દેવ દયાલ. ૭
એણિ પરેં રસ તે અનુભવતી, યુવતી યાદવવીર;
અંતર્ધ્યાન હુઆ હરજી ત્યહાં, પે પરય શીન શરીર. ૮
ભૂમેં પડી તેહ ટલવલેં, વલે ન ચેતન અંગ,

---

૨ પેલ્વ. ૩ ને બદલે લહીયાએ '૪' અંક લખ્યો છે વન્દાવન ૬ નીશાકર. દીસે. ૧૦ વર્જ્યા. ૧૧ આવયો ૮ મૂળમા અંક '૪' છે, જ્યારે ખરી રીતે ૮ નોજ અંક જોઇએ ૯-૧૦ આ બેને બદલે ૫ નો અંક લહીઆએ લખી ક્રમમાં ભૂલ કીધી છે ૧૧-૧૨ ને બદલે લહીયાએ ૬ નો અંક મૂક્યો છે. ૧૩-૧૪ ને બદલે ૭ નો અંક છે.

કમલ જેશૂં તેહનૂં વયણ, ભ્રમર કરે તિહાં ભૃંગ. ૯
મૂકે સાસ ઉસાસ રે, આશ ગહે મન માંહ્ય;
શેં લૈ ધાતા સરજિયાં, વર્જિયાં નયન તે કાંહ્ય. ૧૦
આવિયો ઋતુ તણો રાઉ રે, નાહ ત્યજી ગ્યો નેહ,
વાજિયાં કામનાં બાણ રે, પ્રાણ ન છંડે દેહ. ૧૧
બાવન ચંદન ને વળી કેશર, સહીઅર ઉરવર લાય,
શશીહર કિરણ લૂંણીદલ શીતલ, સોય ન અંગ્ય સુહાય. ૧૨
અસુખ કરે, દેહ પર્જલે, વલે નહી સહી સાન,
હાહા હૂંતી હીંડતી, જોતી દહો દિશ કાહાંન. ૧૩
પ્રિય તણે વિરહે સંતાપી, પાપી પીડે કામ,
હજી ન આવિયા તો હરિ અવર ગ્રહી ગઈ ધામ. ૧૪
તે નારી પુણ્યવંતી રે, સતીશિરોમણ્ય જાણ્ય
રાત્યેં રંગશૂં કામી રે પામી સારંગપાણ્ય. ૧૫
રાખૂં વારી વદન રે, રુદન કરે નહી માય,
ગોવ્યંદના ગુણ સંભારિયા, વિશર્યા તે નવ્ય જાય: ૧૬
"જો તૂં સમરથ સબલો રે, અબલા છાંડી ન તેણ્ય,
"પણ તૂં બીહીનો આગે રે, અનંગ કર્યો શિવ જેણ્ય." ૧૭
અતિ વિલપતી કામની, સ્વામી મન લીયો માંય:
"જાઓ જાઓ માહ્રા પ્રાણ! રે, ચરણ જહાં યદુરાય. ૧૮
"વિરહ તણાં દુઃખ વામી રે, પામી ત્રિભુવનનાથ;
"આજ દિહાડો ધન્ય ધન્ય, ધન્ય ધન્ય આજુની રાત. ૧૯
"આજ સફલ પુણ્ય કીધાં રે, દીધાં મેં બહુ દાન;
"આજ જાગ મેં યજાવિયા રે, નાહી જ ગંગાસ્નાન; ૨૦

---

૯ યેશૂં. ૧૦ સરચયાં. વર્જયાં. ૧૧ આવયો. વાજયો. ૧૩ દિશે ૧૬ વીશર્યા. ૨૦ પુન્ય, જગ્યાવીયા રે.

"આજ ઉમાપતિ તૂઠા રે, વૂઠા અમીયે મેહ;
"આજ કલ્પતરુઅર અમ તણે, આંગણે ઉગિયો જેહ." ૨૧
નિશિ વશિ કીધો નારીયે રે, મુરારી સુંદર શામ.
ઝેણિ પર્યે ફાગણ ખેલી રે, હૈયાની પૂરી હામ. ૨૨
દે આલિંગન અંગના, રંગ નાના વિધ્ય હોય,
મળી અછે મનોહર ટોલીય, હોલીય સુર સહુ જોય. ૨૩
અભિનવો કૃષ્ણવિલાસ એ, રાસ રમ્યા હરિ જેહ,
પ્રેમ ધરીને જે ગાયશે, થાશે નિર્મલ દેહ. ૨૪
દ્વારકાવાસી, કાશીવાશી અભ્યાસી, લહે બ્રહ્મજ્ઞાન,
કૃષ્ણચરણરત તે જન, જે જન કરશે ગાન. ૨૫
છૂટે ભવ તણા પાશ રે, પૂરે નરહરિ આશ
માંહિ, તારાદેનો સુત કહે એમ કેશવદાસ. ૨૬

ચોપૈ

એમ રંગે જહાં રામા રમે, શંખચૂડ આવ્યો તે સમે,
ધનદ તણો અનુચર અતિ દુષ્ટ, પ્રેમદા લૈ ચાલ્યો પાપીષ્ટ. ૨૭
અબલા જન કરતી આક્રંદ: "ત્રાહિ ત્રાહિ શ્રી મુકુંદ!"
શબ્દ શુણીને દીનદયાલ, બિહુ બાંધવે કર્યા લીધા શાલ. ૨૮
તિ પૂઠે અતિ ધાયા ધસ્યા, કાલકોટ જમ અંતક જશા;
મન્ય જાણ્યું ગુહ્યકે આ મૃત્ય આસન્ન આવ્યૂ દીસે અત્ય. ૨૯
નાઠો તે મૂકીને નાર્ય, મલિયા કેડે જઈ મુરાર્ય,
મુષ્ટિપ્રહારે હણો હતજીવ, રૌદ્રપણે તે પાડી રીવ. ૩૦
માથા તણો મણ્ય હૂતો જેહ, સંકર્ષણને સોંપ્યો તેહ,
રાત્યદિવસ તે રક્ષા કરે, માધવ ગોપીનાં મન હરે. ૩૧

૨૫ દ્વારકાકાશીવાશી અભ્યાસી. ૧૫–૧૬ ને બદલે ૮ નો અંક છે. ૧૭–૧૮ ને બદલે ૯ નો છે. ૧૯–૨૦ ને બદલે ૧૦ નો છે. ૨૧ અને ૨૩ ને બદલે ૧૧ નો અંક છે. ૨૩–૨૪ ને બદલે ૧૨ નો અંક છે. ૨૪ ધરનીને. ૨૫–૨૬ ને બદલે ૧૩ નો અંક છે.

પૂર્વછાયો

રાત્યેં હરિ સાથ્યેં રમે, દિવસ દોહિલે જાય,
ગોપી હરિ હૃદયે ધરી, કૃષ્ણ તણા ગુણ ગાય  ૩૨

ચોપૈ

એક વાર આ તો અરિષ્ટ, વ્રજ માહે વૃષભાસુર દુષ્ટ,
ઉંચી કોહ્ય, કઠન અતિ અંગ, પ્રતક્ષ જાણીયે પર્વતશૃંગ  ૩૩
મસ્તકેં પૂછ ધર્યું તત્કાન, વાંકા લોચન નેં વિકરાળ,
હેષિત અતિ ગાજે આકાશ, શબ્દ સૂણી સુર પામ્યા ત્રાસ  ૩૪
ખુરતાનેં ક્ષતિ ધ્રૂજે જેહ, આવીને ઓખાવ્યો તેહ,
ગોપી ગોપ ગોવાળા ગાય, નાઠાં નરહરિ શરણેં જાય  ૩૫
"ત્રાહિત્રાહિ તૂ દીનદયાળ! અસુર એક આ આવ્યો કાલ"
'મા ભૈષ્ટ' મુખે એમ ઉચ્ચરિ, ગાજ્યો જેમ ગાજે કેસરી  ૩૬

પૂર્વછાયો

હરિ દેખી દોધી હડી, સાહોમો આવ્યો સાથ,
પાવ ની પરણે પર્જેનેં, જમ જમ જોડ્યા યોધ  ૩૭

ચોપૈ

શ્રીકૃષ્ણે સાહ્યા શીંગડા, અણિઆના વાંકા અતિ વડા
મરડીનેં મારયો તેણી વાર, વ્રજમાં વર્ત્યા જેજેકાર  ૩૮
કંસ કને તેહેંના વલ્લભ ગયા, સમાચાર સવિ તેહેં કહ્યા
"કૃષ્ણદેવ તે દેવકીપુત્ર, વસુદેવે મૂકયા ધરી મિત્ર.  ૩૯
'કન્યા જાણ જશોદા તણી રામ તે નંદન રોહિણી,
"આનકદુંદુભીના એ મિત્રુ, તાહરા સુભટ સંઘાર્યા સહુ"  ૪૦
તોસહ્ય કંસાસુર કોપો ઘણું "હમણા જૈ વસુદેવનેં હણું
નારદેં પછે નિવાર્યો મૂઢ, ગુર્હી શીખામણ દીધી ગૂઢ  ૪૧

૩૩ આવયો ૩૬ ખુરતલે ઓપાવ્યો ૩૭ હરી દેાી ધમધમ ૩૮ માંહિ

"મારે કાજ કિશૂ નવી સરે, પેના નોસી જાશે પર્ચે"
એમ જાણી દેવકી વસુદેવ, લોહપાશેં લઈ બાંધ્યો એન ૪૨
નારદ વળ્યા, પછી પાપિષ્ટ કસે કેરી તેણો દુષ્ટ
"ગોકુલ રામકૃષ્ણ રિપુ બેહ, આપણને દુઃખ મોહોટૂં એહ ૪૩
"શૂરવીર તૂ સરખા સહી, માહરે મિત્ર એસો કો નહી,
"કાજ પણુ'તૂ કાંઈ સાર, વજ માહે જૈ વેગે માર્ય" ૪૪

## ચોપૈ–દાવડી.

કોપે ચઢ્યો કંસાસુર તેડે, મુષ્ટિક ને ચાણૂર,
મહા માહાજગ જેઠી જૂઠા, સન, તોસન જે શૂર. ૪૫
આવ્યા કૃચ મુચે વળી ભરતા, ધરતી અશિ પમડાઢ,
ઉગ્રાગી વદવાનેં વાધે, દેતા ચાલ જ દાઢ ૪૬
"એ વસુદેવ દેવકીનદન, નદ તણેયે ધર્મ્ય જેહ
"રામકૃષ્ણ બે બાલક જાણો, વેરી માહ્મા તેહ ૪૭
"અહા આવે તો મરડી મારે, મળી મલ્લ બહુ મોહોટા
'બીજી વાર એહવૂ નવ્ય બોને 'શૂર સઘળાયે ખોટા' ૪૮
"હસ્તિ હાથ ચડે જો એ હરિ, ગાહો તોહે ન મૂકો,
"ભન પ્રતાર પ્રશસો ભાઇ, રખે ચાલ કોય ચૂકો ૪૯
'ચૌદશનેં દિન ધનુષ ધરીનેં, માર્ઞો મોહોટો જાગ,
"પશુસહાર પર્વ પર્વની કરજો, આપો ઈશવિભાગ" ૫૦
મડપ રગ રચ્યો એક ઉંચો, મચક બાંધ્યા માહે,
સુંદર સાવટૂ ચીર પટોળાં, છેહેલપણું લઈ છાંયે ૫૧

## ચાટ્ય

અક્રૂર તેડ્યો કસે અહી, પાણી પ્રેમે પ્રશસી
"તૂ મિત્ર માહ્મો આજ કાંઈ કર્ય ને પડીઉ કાજ ૫૨

૪૪ સુરવીર, સરખા ૫૨ ૧ઘે પ્રશંસી

"તું હે તું અહ્યારો એક, જાણુછ વલી વિવેક;
"વસુદેવનંદન બેહ, હરિ રામ ગોકૂલે જેહ. ૫૩
"તો લાવે કોય તેહને તાત ! જૈ યાગની કરે વાત;
"ગોવાલીયા તે સઘળા સાથ, ભેટણાં કરવાને ભલ હાથ. ૫૪

ચોપૈ

"એહ મૃત્યુ જે માહ્યા જાણ્ય," એમ ઉચરયા અંબરથી વાણ્ય.
"મારશે તાં તેહને મહ્લ, નિશ્ચે ટાલશે સબલૂ શલ્ય. ૫૫
"વસુદેવ જાદવને તાં સહી અમેં એહને આવશૂ અહી;
"ઉગ્રસેન ને દેવક બેહ, વલી મન્ય રાજ વંછે જેહ. ૫૬
"અહ્મે સહારશૂ એહ જ શત્ર, નહી કોય અવર નેં મિત્ર;
"અવની જમ અકંટક થાય, જહાં લગેં એ સઘલો રોગ જાય. ૫૭

પૂર્વછાયો

"મગધાધિપ ગુરુ માહરો, શબર પરમ સખાય,
"નરક, બાણુ, આદ્યે બહુ, અસુર અનેરા રાય. ૫૮
તેણે કરી ભૂ ભોગવું, શૂ કરશે સુરપક્ષ,
"એ આ લાવે ઉતાવલો, એહ અમારો લક્ષ." ૫૯

વસ્તુબંધ

"કંસ !,સાંભ્ય, સાંભ્ય," વળતો એમ કહે અક્રૂર:
"દૈવ તણી ગતિ દોહિલી, નર કો ન લહે ભૂર.
"જન જાણે અહીં છપશૂ વેધા મન્ય વિપરીત,
"કાલ શીંચાણો શિર વહે, તેહ ન જાણે ચિત્ત;
"સિધ્ય અસિધ્ય સમિ કરે, વિશ્વભરવશ વાત,
"લખ્યૂં લલાટ ચળે નહીં જે છે છઠ્ઠી રાત્ય." ૬૦

ચોપૈ

એમ કહી વળિયા અક્રૂર, કંસે કેશી પ્રેર્યો ક્રૂર,
ધરી અશ્વરૂપ આવ્યો વ્રજ ભણી, ખુરતાલે ફીરે એહ ધણી ૬૧

---

૫૩ વિવિક ૫૪ બેહ ૫૫ મારસે. સબલ. ૬૦ સાંભ્સ્યે સાંસહ્યે

કાળો ભમર ભમરચ ફેરવે, અંબર ગાજે એહને રવે,
હેલાયેં કીધો હણુહણુકાર, વ્રજવાસી નાઠા તિણી વાર. ૬૨
સાહૅામા જૈ શ્રીહરિ ઉચ્ચરેઃ "અરે મંદ ! તૂં એમ કાં કરે ?"
"પાપી તાહ્રો પોહોતો કાલ," ગાઢેરૂં એ કહે ગોપાલ. ૬૩
પેહેલે પાદૂયેં કરો પ્રહાર, હરિનેં વાગી નહી લગાર;
પગ સાહી પાછો તાણિયો, સોડતાં સાહામો આવિયો. ૬૪
મૂકયો તો આવ્યો ઓ ધશો, દેવ તણો દક્ષિણ કર ગ્રસ્યો;
દાંત પડ્યા નેં દાઝે ગલૂં, મુખ ફાડીને થયૂં મોકલૂં. ૬૫
કેશી કાલિંદી ઉપકંઠ, વૈરભાવે પામ્યો વૈકુંઠ.
કુસુમવૃષ્ટચ સુર લોક કરી, ગોકુલ ઘરચ આવ્યા નરહરિ. ૬૬
એહૅવે સમે સુરઋષિ ભગવાન, વીણા વાહૅાતા, કરતા ગાન,
કૃષ્ણ કહ્ને આવ્યા કરજોડ્ય, ભક્ત્યભાવે કીધી સ્તુત્ય કોડ્યઃ ૬૭
"ધન્ય ધન્ય તવ એ અવતાર, આ દેહ્યૂં ઊતાર્યો ભારઃ
"કાલ્ય પરમ કંશાદિક હણ્યા, નિશ્ચે વેરી તે નિર્જેણ્યા." ૬૮
મુની આયશ માગીને વલ્યા, હરિના ગુણ ગાતા નીકળ્યા.
ગોપીવર વન ચારે ગાય, મિત્ર મળ્યા બહુ માંહોમાંહ્ય. ૬૯
કરે નીલાયન ક્રીડા યશે, અસુર એક તિહાં આવ્યો તશે;
માયાવી યમ દાનવપુત્ર, ગોપવેષ વ્યોમાસુર શત્ર. ૭૦
એક ચોર, એક પાલક થાય, એક ને એક ગ્રહીને જાયઃ
વ્યોમાસુરે બહુ ચોર્યાં બાલ, ગુફામાં ઘાલ્યા ગોવાલ. ૭૧
આડી એક શિલા અતિ મૂઢ, મન માંહે હર્ખ્યો માહા મૂઢ;
પાંચ સાત પાછળ જવ રહ્યા, કૃષ્ણેં જૈ તેહૅના કર ગ્રહ્યા. ૭૨
મરડીને માર્યો પશુમાર, વ્રજમાં વર્ત્યો જયજયકાર;
પાછી શિલા કરી પશુપાલ, કૃષ્ણેં તે કાઢ્યા તત્કાલ. ૭૩

___

' ' _૬૨ તેણિ વાર. ૬૪ તાણ્યો. ૬૪ સોરતાં–મૂળ–સોડલાં. ૭૦ વ્યોમાહાસુર.
૭૩ વ્રજ' માંહે. કાર્યો.



અશ્વરૂપ કેશીનો શ્રીકૃષ્ણે કરેલો સંહાર
સર્ગ ૧૫ મો કડી ૬૧–૬૬ જુઓ પાનું ૧૧૮
[ગુ મિ પ્રેસના સૌજન્યથી



કંસના ધનુર્મખ માટે શ્રીકૃષ્ણનું વૃંદાવનથી અક્રૂર સાથે મથુરા પ્રતિ પ્રયાણ

સર્ગ ૧૬ મો: કડી ૫૮–૬૦ જુઓ પાનું ૧૨૫

ગુજરાતી પ્રેસ, ૮૨૮, મુંબઈ

[ ગુ. મિ. પ્રેસના સૌજન્યથી.

ગોધન લઈ ગોકુળ આવિયા, માતા મોતીઈ વધાવિયા,
અનુદિન એમ આપે આનદ, ધન્ય ધન્ય માતા યશોદાનદ　　૭૪
શખચૂડ વ્યોમા, વૃષભ, માર્યો, કેશી દાનવ–સ્ફ્રષભ,
. પનરમે આશર્કે સવિલાસ, કૃષ્ણ પ્રીત્યે કહે કેશવદાસ　　૭૫

ઇતિ શ્રી માહાભાગવતે પુરાણે દશમ સ્કધે શ્રી કૃષ્ણક્રીડાયા 'શખચૂડ વ્યોમા વૃષભ' આદિ અસુરોનો સહાર' એ નામનો પચદશ સર્ગ સમાપ્ત

---

## સર્ગ ૧૬ મો

### અક્રૂરનુ આગમન અને કૃષ્ણનુ મથુરાગમન

### દૂહા (સોરઠા)

અરુણોદય અક્રૂર યદુપુરથી રથ જોતર્યો,
પ્રેમ તણે જે પૂર, ચાલ્યો વ્રજવાટે વળી　　૧
ચિંત્યે ચિત્ત મુઝાર "સોહોણૂ અથ સા . હશે,
"મળશે આજ મુરારિ, મદભાગ્ય મુને કહ્યા ?　　૨
"દીધાં મેં બહુ દાન, કલ્પ કોટચ હું તપ તપ્યો,
"ભૂતલ એ ભગવાન, દુર્લભ જે દર્શન હશે　　૩
"મૂ સરખા મહા પાપ, હરિદર્શન તેર્હે ડુએ,
"કાલિન્દીનો કાપ, તાણી ના લાગે તટે.　　૪
"અમ યહ તા અનિષ્ટ, સમરથ કા નાઠા સહુ,
"જો હુ દેખીશ દ્રષ્ટય, યોગી જે ધ્યાયે ચરણ,　　૫
"માનૂ એ ઉપગાર કપટે જે કસે કહ્યૂ
"જૈ તૂ ચરણ જુહારય, ગોકુલપતિ ગોવિંદના　　૬

---

૭૪ માતાયે મોતીયે ૭૫ સવિલાશ શબ્દે શર્ગ બરોબર ગણતી કરતાં ૭૫ થાય, લહીઆએ 'આસહ' 'પચોતેર' ને બદલે ઠેરવેલુ હોવુ ઘટે છે
૨ ચીત્યે ચિત ૪ હોએ ૫ સમરથ–મૂળ–સયરથ

"જમણાં હરણાં જાય, આ જો આડાં ઉતરે,
"પેહેલા પોહોર જ માંહ્ય, માધવ મુજ મળશે મહી. ૭
"પડતાં હૂ પગમૂલ, જો કર શિરે શ્રીહરિ ધરે,
"કાળ તણો ભય તૂલ, નિશ્ચે તો નિર્ભય થયો ૮
"કપટી કંસ જ દૂત, જગદીશ્વર જાણે રખે,
"આપે અંતરભૂત, શાખી છે સહુને હ્રદે ૯
"સગો સહુને નાથ, જાણી જો મૂહને મને,
"શ્રી હરિ સાહી હાથ, તીરથ યમતનૂ હુયે ૧૦
"શ્રીમુખે શ્રીનાથ 'આવ્યા, તાત! અહા ભલે,'
'કેહેશે કંઈક વાત, જન્મ તણું ફલ તો ફલે" ૧૧

પૂર્વછાયો

મને મનોરથ અતિ ઘણા આપણપે અક્રૂર
કરતો ગોકૂલ આવિયો અલ આથમતે સૂર ૧૨
ગોઇ માંહે દીઠા ઘણાં, ચારુ ચત્રભુજચરણ,
અંકુજદ્વિજ અંકિત ભલા, સત તણુ યે શરણ ૧૩

ચોપૈ

હરિપદ દેખી હર્ષ અપાર, ગદ ગદ કંઠ વહે ચક્ષ વાર,
રથથો ઉતરિયો અતિવરા, લોટે તે ચારે વલી ધરા ૧૪
"ધન્ય ધન્ય જનની, ધન્ય ધન્ય તાત, ધન્ય ધન્ય યાદવકુલ વિખ્યાત,
"દુર્લભ યોગી જનને જેહ, પાદરેણુ હૂ પામ્યો તેહ ૧૫
રથ આવ્યો નિજ નદદૂઆસ્ય, મીટે દીઠા રામમુરાસ્ય,
મરકત કનક સકોમલ શ્રૃગ, પેહેર્યા અંબર સ્યામપિશગ ૧૬
કાને કુંડલ મકરાકાર, કૌસ્તુભ કંઠ, સોહે ઉરહાર,
મસ્તક મુગટ માહા મણિજડ્યા, સહુ આભરણ સુધારે ઘડ્યા ૧૭

---

૭ યમણાં માંહે ૮ ત્રાયે ૧૦ યમતનુ તો ૧૨ આવયો ૧૪ હતરયો
૧૫ દુર્લભ ૧૬ ફ્યાસ્ય. પિશગ

રથથી ઊતરતા અડવડ્યો, પગ આગલ્ય આવીને પડ્યો,
કનકદંડ કીધો પ્રાણિપાત હરિના ચરણ ગ્રહ્યા બિહુ હાથ ૧૮
નયનાનંદ વહે અતિ નીર, વેપમાન વીસર્યૂ શરીર,
અતિ ગદગદ રોમાંચિત ગાત્ર, માહા પુરૂષનેં દર્શન માત્ર ૧૯
કર સાહીનેં ઉભો કર્યો, ઘણે હેજેં તે હઇયે ધર્યો,
આલિંગન લીધૂ અતિ પ્રેમ, જાણીયે જડિયા હીરા હેમ ૨૦
એહ જ પરય પરય રભણ રામ, હૈં પોહોતી હઇયા હામ,
ગ્રહી પાણિ ગયા ગેહ મુઝાર, આગત કીધૂ સર્વાધાર. ૨૧
બેસારી આસનેં અતિ માન, પગ પખાળે પુરુષપુરાણ,
'મધુપર્કાદિક મહા ઉપચાર, અતિથિધર્મ સાચવિયો સાર ૨૨
સવાહન મર્દન નેં સ્નાન, અન્ન અનોપમ ભોજનપાન,
સુખશય્યાયેં પોઢાડી કરી, એકાંતે એમ પૂછે હરિ ૨૩
"ભને તાત ! અહીં આ યા તહીં, આજ કૃતારથ કીધા અહીં,
"વર્તે ક્ષેમ વિમલ યદુવંશ, કિશૂ કુશલ જહાં જીવે કંસ. ૨૪
"અહ્મનેં તાહૉંદુ ખ મોહોટૂ એહ, જનુની જનક બધા-યા બેહ,
"અર્થે અમારે બાલિક હણ્યા, માત દેવકી જે જે જણ્યા ૨૫
"તમ આવ્યાનૂ કારણ કહો, સુહૃદય ભાવ સમ્યક્ જે લહો."
તો વલતૂ કહે વચન પ્રમાણ "સ્વામી તૂ સહુ કાંઈ જાણ્ય ૨૬
"તથાપિ આજ્ઞા અનુસરી, વૃત્તાન્ત બોલૂ સવિ વિસ્તરી "
વેરભાવ જાણી વસુદેવ, વધઉદ્યમ દેવકી વસુદેવ ૨૭
કંસ તણા સંદેશા સહુ, કહી જન્મકથા (જે) નારદે બહુ
ઉધરાન્યૂ આગવ્યેં શ્રીકાન્ત, આપણપેં બેશી એકાંત. ૨૮
હરિ બલદેવ હશા દેવશ, નંદ નિવેદ્યો રાજા દેશ,
તેડી ગોપ કહ્યૂ તેણી વાર "ગ્રહેજો ગોરસ સઘલા સાર ૨૯
"રાજકાજે રુડાં ભેટણાં, દહીં દૂધ ઘી સુરહાં ઘણા,
"શકટ જોતરી લેજો સાથ, મધુપુરમા જાશૂ પરભાત " ૩૦

---

૨૦ કાર લીધુ ૨૧ રભજણ ૨૭ આજ્ઞાનેં સર્વે ૩૦ રાજદ્વારે

ઘરઘરથી સાદ પડ્યો સાંભળી, માનની સઘળી ટોળે મળીઃ
"લેવા આવ્યો હરિ અક્રૂર, કંસદૂત એ જાણો ક્રૂર." ૩૧
એક સાંભળતાં અતિ અડવડી, પ્રાણ રહિત તે ધેને પડી.
સુંદર તાં એક નારીય મરે, એકને હરિનું હેત તે સ્મરે. ૩૨
એક કહેઃ 'હવે કરવું કિશું, જગદીશ્વર વિણુ કયમ જીવશું?'
એક ગાએ ગાઢે ગુણ તદાઃ "શોકવિનાશન જે સર્વદા. ૩૩
"અહો વિધાતા ગત્ય વિપરીત, પેહેલું કાંઈ કરાવી પ્રીતઃ
"અધવચ્ય વળી વછોહે તેહ, અર્ભકચેષ્ટા નિર્દય જેહ. ૩૪
"અરે ક્રૂર! હરવા અમ ચક્ષ, સહી કંસનો આવ્યો સક્ષ."
માત યશોદા અતિ આવટેઃ "કહો ભાઈયો! કયમ કરવું ઘટે." ૩૫

રાગ સોરઠ

કમલપાંએ અતિ કોમલડો રે, મયણ થકી અતિ રૂડો,
અમૃતપાંએ રસ આગલો, હવે વાદ મ કરશ તું કૂડો. ધ્રુવપદ. ૩૬
માહારૂં માંણકડું મોકલાવા આવ્યો, અક્રૂર કયમ આહીર;
"જા જા" ભણુતી યશોમતિઃ "માહારો ધરણીધર નહિ ધીર. કમલ૦ ૩૭
"પ્રાંણપાંએ અતિ વાહલો રે, આતમનો આધાર,
"લોચન ચોહો કરી ચાહતડાં, સાર તણો જે સાર. કમલ૦ ૩૮
"શું કરશે અમને અમરેશ, પાપી કોપ્યો કંસ;
"ગોધન ધન લીયે સહુ, પણ હરિ ન આપું હંસ." કમલ૦ ૩૯
માતા મહિમા એહનો, બ્રહ્માદિક ન જાણે:
કેશવદાસ સ્વામી એશો, વૈરીડાં વશે આણે કમલ૦ ૪૦

રાગ ધન્યાશ્રી

બોલ્યા કપટીનો ક્રૂર પરધાન, એહને તહો મ દો એવડું માન,
શું ગોપ તણી ગઈ સાન રે. —ધ્રુવપદ.

---

૩૧ હરિને. ૩૨ એક નારી સમરે. ૩૪ પેહેલું.

ન ન જઇયેં, ન ન જઇયેં, ન ન જઇયેં, દયાળ રે;
વારિ જાઉં રે ન ન જઇયેં. —દોહ્ય.
આપણે ગોકુલે થીર થૈ રહીએ રે, ન ન જઇયેં રે. ૪૧
વેરીડાંનો કવળ વિશ્વાસ, અમારે એ ધન, જીવન-આશ,
મન્ય માનની પામી ત્રાસ—ન ન જઇયે રે. ૪૨
એમ કહે વલવલતી ગોપી, કાંઈ દીન વચન, કાંઈ કોપી,
હવે લાજ અહ્મારી લોપી.—ન ન જઇયેરે. ૪૩
હરિચરણ ગ્રહી રહિ નરી, મુખેં હસિયા દેવમુરારી;
કેશવદાસ સ્વામી સુખકારી—ન ન જઇયેરે. ૪૪

કડવાં

સુનો મેરે સૈયા યાદવ રૈયાં, ગોકુલ રહીયે, લાગૂં પૈયાં.

ત્રોટક

લાગીયે પૈયાં હરિ ન જૈંહે, બાત યહ મનિ જાણી હે;
ઉન ક્રૂરકે અક્રૂરકા, બિસાસ કછુ ન આણી હે.
તુમ બગીબક બિહુ બિડારેં, માહા અઘાસુર મારિયા;
વત્સાદિ કેશી કંસ કે તુંમ સુહૃદ સબ સંધારિયા.
નિજ કાજ ધૂરત ધૂર્ત પ્રેર્યો, ધાવત કર્યોકર ધીરિયા;
મુખેં અમૃત બોલે ગરલ તોલેં, કહ સબ આહિરિયાં.
કહે સબ આહિરિયાં હરિ હર્વે હટે ન માહીયાં,
ગોપાલ ગોપિ કૃષ્ણ ધેરેં, સુન હો મેરે સાંઇયાં— ૪૫

કડવાં

જીવન હમારો પ્રાંન પીયારે, પુનિ ધન ધન ધન, ચરન તહ્મારે.

---

૪૫ ને બદલે મૂળમાં ૪૪ નો અંક છે. પણ તેથી ૪૪ મો અંક બેવડાય છે. અહીથી અંત પર્યંત મૂળ સાથે સરખાવતાં પ્રત્યેક કડીના અંકમાં એક અંક વિશેષ મુક્યો. ૪૫ અક્રૂકા. કેસિ. મારયા સંધરયા;

ન ન જઇયેં, ન ન જઇયેં, ન ન જઇયેં, દયાળ રે;
વારિ જાઉં રે ન ન જઇયેં. —ટોક.
આપણે ગોકુલે થીર થૈ રહીએ રે, ન ન જઇયેં રે. ૪૧
વેરીડાંનો કવળ વિશ્વાસ, અમારે એ ધન, જીવન-આશ,
મન્ય માનની પામી ત્રાસ—ન ન જઇયે રે. ૪૨
એમ કહે વલવલતી ગોપી, કાંઈ દીન વચન, કાંઈ કોપી,
હવે લાજ અહ્મારી લોપી.—ન ન જઇયેરે. ૪૩
હરિચરણ ગ્રહી રહિ નરી, મુખે હસિયા દેવમુરારી;
કેશવદાસ સ્વામી સુખકારી—ન ન જઇયેરે. ૪૪

કડવાં

સુનો મેરે સૈયા યાદવ રૈયાં, ગોકુલ રહીયે, લાગૂં પૈયાં.

ત્રોટક

લાગીયે પૈયાં હરિ ન જૈંહે, બાત યહ મનિ જાણી હે;
ઉન ક્રૂરકે અક્રૂરકા, બિસાસ કછુ ન આણી હે.
તુમ બકીબક બિહુ બિડારેં, માહા અઘાસુર મારિયા;
વત્સાદિ કેશી કંસ કે તુમ સુહૃદ સબ સંધારિયા.
નિજ કાજ ધૂરત ધૂર્ત પ્રેરયો, ધાવત ક્યોંકર ધીરિયા;
મુખેં અમૃત બોલે ગરલ તોલેં, કહ સબ આહિરિયાં.
કહે સબ આહિરિયાં હરિ હવે હટેં ન માહીયાં,
ગોપાલ ગોપિ કૃષ્ણ ઘેરેં, સુન હો મેરે સાંઇયાં— ૪૫

કડવાં

જીવન હમારો પ્રાન પીયારે, પુનિ ધન ધન ધન, ચરન તહ્મારે.

---

૪૫ ને બદલે મૂળમાં ૪૪ નો અંક છે. પણ તેથી ૪૪ મો અંક બેવડાય છે. અહીંથી અંત પર્યંત મૂળ સાથે સરખાવતાં પ્રત્યેક કડીના અંકમાં એક અંક વિશેષ મુકવો. ૪૫ અક્રૂ. કેસિ. મારયા સંઘરયા;

ત્રોટક

ચરન તુમારે ધન હમારે, બદતી નાના નારિયાં;
એક વાર ભ્રમરકટાક્ષ ઉપરય, સકલ સુંદરિ વારિયાં.
એનુ વેનુનાદે મધુર સાદે ચતુર ચિત્ત ચોરાઈયાં;
સગિત ગાન સુનાય કાને અમૃત અનુદિન પાઇયાં.
લાવણ્ય લીલા કોટી કંદર્પ, પેખી માનની મોહિયાં;
રસ રાસ રમતાં મન ગમતા, સ્વામી સરમી મોહિયાં
સ્વામી સરમી મોહિયાં, વિછોહિયાં ઇન વાર;
અબ પ્રાંન ન રહે કૃષ્ણબિરહે, ચલે જીવ હમારા. ૪૬

કડવાં

ભાગ્ય ભલે રે નગરનારી, જે નિજ નયને દેખી હે મુરારિ.

ત્રોટક

મુરારિ નરખી પ્રેમ પરખી, હર્ષ હઇયે થાયશી;
કૃતપુણ્ય સકલ સમૂહ સુંદરી, તાપ તનકે જાયશી.
વિલપંતી ગોપી લાજ લોપી, નાથ હગહિ ન છોરિયે;
પ્રભુપ્રેમ બાધો બલપનકો, ઓય કયોં કરી તોરીયે.
ગોઈ બચન સૂન કર હરિ હસેં તબ, દીધ કરવસ્ત્ર તાલિયાં.
કેશવદાસ કહત શ્રી કૃષ્ણે, બૂઝવીયૂં સહુ બાલીયાં.
બૂઝવી સહુ બાલીયાં, હિતવચન વિવિધે વારિયાં;
મથુરેશ મથુરા ભણી ચાલે, ભાગ્ય નગરનાં નારીયાં. ૪૭

સવાઇયો

ગોકુલ સકલ બિકલ બિહરસન, જન એક હોત સુગંતર ચ્યાર,
ગોઈ અબ દિવસ માસ ગત હોઈહે, જીવે કયો મધુરી મુરાર?
કેશોદાસ મલી સબ ગોપી, રોઓતી દુ:ખ આગહે નંદનાર:
"કોઇક ભાગ સુભાગ હમારો, જો હરિ આવે કસાસુર માર." ૪૮

---

૪૬ દ્વિપ ૪૭ પુન્ય. સૂન્ય.

## ગીત રાગ મલાર

"કહે છે આપ હે અક્રૂર, કર્મ કરે છે ક્રૂર,"
ભણુતી ભામતી, આપણે જાણિયાં ભૂર. ધ્રુવપદ.
અમારો પ્રાણનો નાથ, મત મોકલો નંદનંદન એની સાથ, ૪૯
કંસ કેરો પ્રધાન, મ મ ધરો એવડું માન;
સકલ ગોકુલ કેરી શું ગઈ સાન ?– હમારો૦— ૫૦
અરે રે યશોદા માઈ! કાહન રાખો કરે સાહી;
વેરીનો વિસાસ માં આણો, જાશે જો વાહી– હમારો૦— ૫૧
મનોહર મુખેં કરી, અમૃત વાચા ઉચ્ચરી,
કેશવદાસચે સ્વામી, સંતોષી નારી– હમારો૦— ૫૨

## ચોપાઈ

વ્રજવાસીનેં રડતાં રાત્ય, પ્રવાસીનેં હવૂ પ્રભાત;
ગોપી પરય પરય કરે વિલાપ, કંસ દૂતનેં દેતી શ્રાપ. ૫૩
સૂને હેલાં રથ સજ કર્યો, બલકેશવ બેઠા જોતર્યો;
આપણુપેં સાહામૂં અક્રૂર, શુકન હોએ ઉગમતે સૂર. ૫૪
નંદાદિક ત્યાંહાં આવ્યા નિકટ, બેશી બિહુ ચલાવ્યાં શકટ;
વ્રજનારી મને વિરહ અપાર, વિનતા સઘલી કરે વિચારઃ ૫૫
"ભર્તા, ભ્રાતા, માતા, તાત, વડા, વડેરા કુલ વિખ્યાત;
"શું કરશે આપણુનેં આજ, રૂંધો રથ જો છાંડી લાજ." ૫૬
ગોપી ઇમ કરતી આક્રંદ, મોઢેશૂં ઓચર્યા મુકુંદઃ
"દૂતમુખેં હું આવોસ એર." તો ચાલ્યા ત્યાંહાંથી તતખેવ. ૫૭
જ્યાં જ્યાં રથની ઊડે રજ, દૂર થકી જ્યાં દીસે ધ્વજ,
ત્યાં તો સઘલી નિરખે નારય, પછેં પડી સહુ મહી મુઝારય. ૫૮

---

૪૯ ભણ્યા. ૫૧ માંહો. ૫૩ રાત્યે. ૫૫ બશી. બહુ. વરહુ. ૫૭ ઓવોસ. જ્યાંજ્યાં. ૫૮ ત્યાં.

તેહેથી અનુદિન ઉચાટ, વિનતા સઘલી જોએ વાટ;
આગમ આશા રહી જીવતી, કરે કીર્તન કમલાપતિ. ૫૯
વાયુવેગે રથ ખેડ્યા વીર, કૃષ્ણ ગયા કાલિંદ્રી તીર;
બિહુ બાંધવે કીધાં પયપાન, અક્રૂરે આરંભ્યૂં સ્નાન. ૬૦
જલ માંહે દીઠા જગદીશ, ઓલગ કરે અમર તેત્રીશ,
સુખશય્યા નિજ નાયક નાગ, પડ્યા પદ્મા ચાંપે પાગ. ૬૧
શિવ ચતુર્મુખ વેદ ચ્યાર, કરે કીર્તન ઉભા બાર,
છત્ર ધરે અષ્ટાદશ સિદ્ધ, દિવ્ય ચમર ઢાલે નવ નિધ્ય. ૬૨
નારદ, શુક, સનકાદિક મહાન, આગલ્યે ભક્ત ભજે ભગવાન.
"વિસ્મે થયો વિચારે એવ: અહાં કીહાં નંદન વસુદેવ." ૬૩
જલ બાહ્ર દેખે જગનાથ, રથ ઉપરથ્યે બિહુ બંધવ સાથ;
પુનરપિ જલમાં દેખે યદા, અક્રૂરે સ્તુત્ય કીધી તદા: ૬૪

શ્લોક

सोहं तवाङ्घ्युपगतोऽस्म्यसतां दुरापं
तच्चाप्यहं भवदनुग्रह ईश मन्ये ।
पुंसो भवेद्यर्हि संसरणापवर्ग-
स्त्वय्यब्जनाभ सदुपासनया मतिः स्यात् ॥ ६५ ॥
नमस्ते वासुदेवाय सर्वभूतहिताय च ।
हृषीकेश नमस्तुभ्यं प्रपन्नं पाहि मां विभो ॥ ६६ ॥

સર્ગ શોલમે કહ્યૂં પ્રમાણ, અક્રૂરે દીઠાં દરશાણ;
ચોપાઈ સડશઠે સવિલાસ, કૃષ્ણ પ્રીત્યેં કહે કેશવદાસ. ૬૭

ઇતિશ્રી ભાગવતે માહાપુરાણે દશમસ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં મથુરાગમનવર્ણનો નામ ષોડશમો સર્ગ સમાપ્ત.

---

૫૯ કમલાતિ. ૬૦ બહુ. ૬૧ સુખશેયા. ૬૩ અષ્ટાદિસ. માંહોજ. ૬૪ બહુ. ૬૬ सर्वभूतहिताय–પાઠ–सर्वभूतक्षयाय ૬૭ મૂળમાં ચોપાઈ 'પાંસઠ' એમ છે, લહીઆએ આ મનસ્વી ફેર કર્યો હશે, કારણ છેલ્લો અંક ૬૬ છે. ૬૭ શોલમેં. સર્ગે. મથુરાંગમનવર્ણનો.

## સર્ગ ૧૭ મો.

### ધનુર્ભંગ અને કુબ્જા ઉપર કૃપા

#### પૂર્વછાયો

એમ જોતાં અક્રૂરને, હરિ થયા અંતર્ધાન;
નિત્ય કરીને નીકળ્યો, મન થયો વિસ્મય મહાન. ૧

#### ચોપૈ

કૃષ્ણ કહેઃ "કાંઈ આશ્ચર્ય, વારિ માંહિ દીઠું ગુરુવર્ય!"
વળતો પગ લાગીને વદેઃ "અસંભાવ્ય નહીં એ અમ હદે." ૨
"જલ થલ મહીઅલ અદ્ભુત જેહ, તારે ચરણે વર્તે તેહ."
એમ કહી ખેડ્યો અક્રૂર, આવ્યો રથ આથમને સૂર. ૩
મથુરાનું ઉત્તમ ઉદ્યાન, આપે ઉતરિયા ભગવાન;
આગલ્યથા આવ્યા છે ગોપ, રહ્યા નંદ ત્યંહાં રૂડે જોપ. ૪
અક્રૂરને દીધો આદેશઃ "મધુપુરી માંહે કરો પ્રવેશ;
"રથ લીધે ઘરચ્ય જાયો તમે, આ દિશે આવૂં છૂં અહીં." ૫
વલનો એમ બોલે અક્રૂરઃ "મુજ મિંદર કીજે ભરપૂર;
"સહિત પધારો સૈંધલો સાથ, સ્વામી મુજને કરો સનાથ." ૬
કૃષ્ણ કહેઃ "કાકા! સાંભળો, વાર મ લાયો" વેગે વળો;
"કંસાદિકનો કરશું નાશ, પછે આવશૂં અહીં અવાસ." ૭
અણગમતે અક્રૂર અપાર, પોહોંતા મથુરાં નગર મુઝાર;
સમાચાર સર્વ કંસનિ કહ્યા, હરિગુણ ગાતા મિંદર ગયા. ૮
પોહોર પાછલ્યો પુરી મુઝાર, રંગે ચાલ્યા રામમુરારચ્ય;
યદુપુરી જેવા ખાંત્યે જગનાથ, સઘળા સર્જ્જન લીધા સાથ. ૯
સ્ફાટિક માણિક કેરો દુર્ગ, શોભા અધિકી પાંએ સ્વર્ગ.
કણય તણાં કોશીસાં ધર્યાં, માંહિ અમૂલિક માણિક જર્યાં. ૧૦

૨ પગે. ૩ અદ્ભૂત ૪ ઉતરયા. ૮ સવ. કંસને. ૯ ખાંતે. યગનાથ. સજન.

હેમકપાટ, સ્ફટિક તોરણાં, હેમજાલીયાં ક્રાડે ઘણાં.
પાપલ્ય પરિખા વિશમી ઇશી, જલપુરી તો યમુના જશી. ૧૧
હાટશ્રેણી હાટક અવાસ, મણિમુક્તાફલ ચાંહ પ્રકાશ.
જાલંધ્રી યુવતી બહુ જોય, માધવને દેખી મન મોહ્ય. ૧૨
પ્રેમે કરી પુષ્પની વૃષ્ટય, નિમિષ રહિત નિરખે નિજ દષ્ટય;
અહો ભાગ્ય ગોપીનૂં ઘણૂં, નિત્ય જોતી મુખ નરહર તણૂં. ૧૩
ચાટે દધિ અક્ષત નેવારય, કુસુમ ગંધ તે કલશ મુઝારય.
આવિ વિપ્ર વદે આશીશઃ "કૃષ્ણ જીવજો કોડ વરીશ." ૧૪

ચાલ્ય–ચોપાઈ

રજક એક આવંતો દીઠો, સાથે સવિ પરિવાર;
ધોયાં અંબર સુંદર સાવટૂં, પરય પરય નાની પાર.
કૃષ્ણ કહેઃ "આપો અમને, જો કાંઈ ઘટતું જાણોઃ"
રાતો ધોબી, રાતાં લોચન, કુબુધી કોપ ભરાણોઃ ૧૫
"સાદર કરો મન્ય મોતી ઘુઘરી, કાજ કરો જે કૂડાં,
"સોણે જેહ ન દીઠાં દાદે, રાજવસ્ત્ર એ રૂડાં.
"વનગોવાળા, વનચર વગડૂં, તૂં તાંઇ તર ચાછો;
"આજ પછી મુખે ઇશૂં મ બોલો, જો કાંઈ જીવ્યૂં વાંછો." ૧૬
માધવે મસ્તક ખૂંટી નાંખ્યૂં, છળ કરંતો ઝાલીઃ
ધોબી સઘલા નાંખી નાઠા, આતાં દવડાં હાલી.
છોડી લાદ લીધાં પીતાંબર, મેઘવનાં વળી માંહ્ય;
કમરબંધને કનકડોલનાં શીવી સરસ કભાય. ૧૭
ગમતાં ગમતાં વસ્ત્ર ગોવાલા લીલ કરીને લૂંસે;
એક પેહેરીને એક પેહેરાવે, ભાટ ભણી એક તૂસે.

---

૧૨ હટશ્રેણી. માંણિમુકતા. ૧૪ કાડ. ૧૫ સર્વે. કુબધી.
૧૬ એશૂં. વાછો. ૧૭ કુટી. સધર.

માંડ માંડ મધુસૂદન આપે, પેહેરે અંગ અવલાં,
વણકરય એક વિવેકી આવ્યો, કીધાં સુંદર સવલાં. ૧૮

તેહને તૂઠા ત્રિભુવનનાયક, વાંછિત વર તે દીધો,
જો જો જગદીશ્વરનો મહિમા, આપ સરીખો કીધો.
બાંધવ સહિત સર્વે શણગાર્યા, આગે સહેજે સોહે;
વારુ વસ્ત્ર વિવિધ પરય પેહેર્યાં, રૂપે મુનિજન મોહે. ૧૯

સેવક એક સુદામા માલી, તેહને ઘરય હરિ આવ્યા,
ચંદન પુષ્પ મનોહર માલા, પ્રેમ કરી પેહેરાવ્યા.
ભક્ત્ય કરી સ્વામી સંતોષ્યા, સાચી સેવા આપી,
"આજ પછી તું અનુચર માહારો," માધવ મૂક્યો થાપી. ૨૦

## પૂર્વછાયો

માર્ગે આવે માનની, અતિ વાંકું તે અંગ,
કનક કચોલું કર ધર્યું, ભર્યું ચંદન ચંગ. ૨૧

## ચોપાઈ

કૃષ્ણે પૂછ્યું: "કૂણ તું નાર? કેને કાજે સૂખડ સાર?
"અમને જો આપો એટલું, તો થાએ તૂને અતિ ભલું." ૨૨
"સૈરંધ્રી દાસી હું સ્વામ્ય! નારી ત્રિવંકા મારૂં નામ,
"મેં ઘશું ઉદ્યન ચંદન જેહ, રુચે રાય કંસાસુર તેહ. ૨૩
"ઉદ્ધારિયેં સ્વામી! અંગરાગ," ભણે માનની "મારૂં ભાગ,"
રામકૃષ્ણને આવ્યો રંગ, અનુલેપન તે કીધું અંગ. ૨૪

## ગાહા

મરકત મુક્તા મળે, સોલહ વન્નહ સોહયં,
કણયં તિમ હરય શામ શરીરેં, અજનિ અવલેપન ભણયં. ૨૫

---

૧૯ સંતોષિત. ૨૦ ભક્ત કરીને. ૨૩ સિરંધ્રી. ત્રીવંન્ હધત. ૨૫ સોહયૈ.

## ચોપાઈ

તો તેહેને તૂઠા તત્કાલ, દર્શનફલ દાખ્યું ગોપાલ,
ચિબુક ગ્રહીને ચાંપ્યો પાગ, તાણી કીધી સરલો સાગ. ૨૬
વિઠ્ઠલે ટાલ્યા સઘલા વાંક, લલિતાનો દીધો કટિ લાંક,
કુબ્જા તે કમલાદે થઈ, પિંડ તણી પીડા સવિ ગઈ. ૨૭
શામા શોળ વરીશી નાર, પીન પયોધર, રૂપ અપાર,
મનમાં વર મધુસૂદન વરે, હાવભાવ તે હરિને કરે. ૨૮
ઉત્તરીય અચ્યુતનું ગ્રહી, રઢ લઈને રામા ત્યાં રહી:
"પધારિયેં મુજ મિંદર આજ." કહે કામની છંડિ લાજ; ૨૯
"ત્યજ્યો ન જાએ તાહેરો સંગ, સ્વામી! ઘરસ આવો શ્રીરંગ!"
કૃષ્ણ કહે: "સાંભલ્ય સુંદરી! કાજ ઇહાંનાં સઘલાં કરી, ૩૦
"અહેં આવશું સહી અવાસ, પછે પૂરશું તારી આશ."
મૂક્યો છેહેડો વિનતા વલી, કૃપા કૃષ્ણનિયેં કુબ્જા ટળી. ૩૧
રાજમારગ જાતા વાણિયા, પ્રેમ સહિત તેહના પ્રાણિયા,
આણી આપેં ભલ ભેટણું, ફલ તાંબુલ ફૂલ અતિ ઘણું. ૩૨
પુરવાસી જન પૂછ્યા તિહાં: "ધનુક શાલ કહો ભાઈ! કીહાં?"
દાખ્યું તો આવ્યા રાજદુઆર, માંહે પેઠા રામ મુરારય. ૩૩
ઇંદ્રધનુષ સરખૂં અદ્ભુત, રાખે સેના સુભટ સંહત:
લીલાયેં હરિ લીધૂં હાથ, વારે સવિ કંસાસુરસાથ, ૩૪
પગે ચાંપ્યૂં પ્રત્યંચા ચડી, ભુજબલ ભાંજ્યૂં જમ શેલડી.
કડકડાટ તે સૂણિયો કંસ, હાર્યો દીસે, ઉડ્યો હંસ. ૩૫
તો તેહના કોપ્યા રખવાલ, સહસ્રગમે યમ સરખા કાલ:
"બાંધો રે બાંધો બિહુ ગોપ, કંસરાયનો છે અતિ કોપ." ૩૬
આયુધ લીધે આવે જશે, વિઠ્ઠલ રામ વિચાર્યું તિશે,
કટકા ધનુષ તણા કર લિધ, જન જોતાં તે માંડ્યું યુધ. ૩૭

૩૦ તેને (ત્યજ્યોને બદલે.) ૩૨ તાંબોલ. ૩૪ અદ્ભૂત. ૩૫ ભુજબલેં. ૩૬ બહુ.

હલહલ કાર કરીને હણ્યા, એક નાઠા ને એક નિર્જણ્યા,
હેલા માંહિ મનાવ્યા હાર, વળતો કોય ન માગે વાર્ય. ૩૮
ઈમ કરતાં રવિ હુયો અસ્ત, પાછો વળિયો સાથ સમસ્ત;
શકટ સહુ છોડ્યાં છે જિહાં, પુરબાહર્ય હરિ આવ્યા તિહાં. ૩૯
સ્નાન કરીને રામ મુરાર્ય, દૂધ કૂર સીરાવ્યા સાર;
સુખનિદ્રા પોઢ્યા શ્રીનાથ, રંગે ગોપની જાએ રાત. ૪૦

પૂર્વછાયો

કંસ પરાક્રમ કૃષ્ણનાં સુણી હવો ભયભીત,
દુર્નિમિત્ત દેખે ઘણાં, વલખો થયો વિપરીત. ૪૧
આરીસો અવલોકતાં, શિર ન દેખે સોય,
જ્યોત માંહે જોતાં વળી, અરૂપ, રૂપ બે હોય. ૪૨
છાયા પગ ન પેખે એહ, પ્રાણઘોષ શ્રુતકર્ણ,
પાદપ તે પીલા થયા, જાણે સહજ સુવર્ણ. ૪૩

ચોપાઈ

મોહોણામાં સહી તે મરે, પરય પરય પ્રેત આલિંગન કરે,
ગર્દભ જાંનદ એ જન ગાળ, કંઠે કણેરાની વળી માળ; ૪૪
તેલ ભર્યો ને વસ્ત્રવિહીન, દક્ષિણ દિશ જાએ થઈ દીન,
મોણે પ્રત્યક્ષ પેખે ચિહ્ન, મરણ આવિયૂં જાણે મન. ૪૫

વાહોણે મલ્લ મહોત્સવ રંગ, વાળાં વાજાં માદલ ચંગ.
'તુરી, ભેરી તિહાં સંચરે, 'જિતો, જિતો' એમ ઉચરે. ૪૬
મંડપ માંહે શણગાર્યા મંચ, સુંદર સાવટૂં સાંધ્યા સંચ;
પુષ્પ તણાં તોરણ અતિ ઘણાં, ભોમે ભલાં કીધાં છાંટણાં. ૪૭
જોવા જન જાએ જેટલાં, તેહને આસન આપે ભલાં;
નગર જગરના નાના નાત, બ્રાહ્મણ આદ્ય જે કોય વિખ્યાત. ૪૮

---

૪૩ પીપા. ૪૫ આવ્યું. ૪૬ વેહેણે. ભેર. ૪૮ આસનઆસન.

જૂયા જૂયા બેસાર્યા બહુ, સાવકાશ અવલોકે સહુ;
રાજમંચ બેઠો રાજન, પાખલ્ય પરવરિયો પરધાન. ૪૯
અનેક પરચે વાજે વાજિંત્ર, શીકરે ચમર ધર્યાં શિરછત્ર;
માહા મલ્લ મુષ્ટિક, ચાણૂર, કઠિણ કૂટ સલ, તોસલ શૂર. ૫૦
ઓખાંખે, ગાજે, ધરહરે, કાયર નર તે દેખી ડરે;
નંદાદિક ગોકુલના ગોપ, તેહેને તે જોવાનો જોપ. ૫૧

## પૂર્વછાયો

ધનુષભંગ, ધોબી હણ્યો, કૂબ્જા કરી નિરોગ,
બાવન કેશવદાસ કહે, સત્તરમે સંયોગ. ૫૨

ઇતિશ્રી ભાગવતે માહાપુરાણે દશમસ્કંધ શ્રીકૃષ્ણક્રીડાયાં 'ધનુષભંગ' 'ધોબીહનન', 'કુબ્જાનિરોગકરણ,' અને 'મલ્લયુદ્ધદર્શન' નામ સપ્તદશ સર્ગ સમાપ્ત.

# સર્ગ ૧૮ મો

## મલ્લયુદ્ધ અને કંસમોક્ષ

### પૂર્વછાયો

કંસે કોલાહલ કર્યો, મલ્લ અખાડા માંહ,
અસુર હકાર્યા આપણા, વિષમા માદલ વાય. ૧

### ત્રોટક

એક તેડ્યા ખેડાં ખડખડતા, એક ભાલા ઝાલે ભૂપડના,
એક સરમે વરમે વીર રહી, એક છૂટા આટે ઉઘાડા કહીં. ૨
ખરસાણી વાણી એક બોલે, હથીઆર ઝુઝાર ન તેહેને તોલે;
હબ હબકી હબશી એક આવે, વંકવાલા કાલા કિલ કલવે. ૩
એક ધાયે ઉજાઇ ઊંટમુખા, ખર લૂંકે, સૂકે હોઠ સખા;
મુખે કુંચા, ઊંચા પેટપટા, વિકરાલી વાલી બંધ જટા. ૪

---

૪૯ પખલ્યે. ૫૦ શીકરેં મૂળમાં ઇતિશ્રીમાં સર્ગનું નામ લહીઆયે લખ્યું નથી, પણ સંશોધક હરી પરને આધારે ઉપજાવ્યું છે. ૪ મુખેં કુચા.

એક માયા કાયા કોઅ કરે, એક ઊડે અંડજ રૂપ ધરે,
એક વઢવા વાઘે વાઘ સંઘાથે, એક જાએ સાહે સાપ હાથે. ૫
એક રોળતા માતા મહીષ જઈ, ભટકાવે કાદે સીંગ સહી;
હલકારે મારે હાક દીયે, તેહ પોકે શોકે અમર બીયે. ૬
ગજ પાખર સાખર એક ગડે, મહી મેંઢ પૂંડે પોતાર ચડે;
અંબાડી માંડી માંન્ય ચાલે, કર વાંકા અંકુશ વેગ ઝાલે. ૭
મદમાતા જાતા નાગ નડે, તેહ જોતાં પર્વતશૃંગ પડે,
એક આણ્યા જાણ્યા જેહ તુરી, ગગાજલ ઉજ્જ્વલ સ્યામ ખુરી. ૮
એક નીલા, પીલા પંચવના, ભમરાલા કાલા ટૂંક કના,
આરબી, મગરેબી, સિંધી ભલા, મકરાણી પહ્લવાંણી કોઅ મૂલા. ૯
એક અગન્ય તુરંગમ ચાલ્ય ચાલે, મનવેગી વિહંગમ માંહ માલે,
એક સાગર, ડુંગર, સ્વર્ગ જાયે, એક હીંસે પેસે પાતાલ માંહે. ૧૦
મુખેં મોહોરાં પેહેરાં ઘૂડકફેરી, હણહણતા તેજી તુખાર તૂરી,
એક નાચે નાચણ્ય નાચ જિહીં, ખુરતાલે ખણે હણે જ મહી. ૧૧
અસ્વારી સારી અશ્વ ઈશા, એક ચાબુક ઊડે આકાશદિશા;
રથ સમરથ સુંદર હેમ તણા, સારથી રથી હથીઆર ઘણાં. ૧૨
અલવે સરવેસર ઊંટ બહુ, તેણુ ધાલ્યા ડેરા ડેહલા સહુ,
એક વ્યાધિ લોધી વાઘઝલા, એક કૂકર સકર દોર ભલા. ૧૩
એમ પરઘ પરઘ આસુરી ફોજ ફરી, જન જોતાં કાતર જાય મરી:
ભલ શરીર હથીઆર ધરે, રોમાંચ કૂંચ વળી મૂચ ભરે. ૧૪
દે આયસ રોમે કંસરણો: "રિપુ માહોરો નંદન નંદ તણો,
"આવેન ખંત કરી બંધો બિહુ, જનમારો સારો કાજ સહુ. ૧૫

પૂર્વછાયો

"સહુ રે'જો સાવચેત થઈ, રખે ચૂકતા ચાલ,
"આજ જ હણવા એ સહી અમરેં કહ્યા જે કાળ." ૧૬

---

૬ રોવા ('રોળતા'ને બદલે). ૭ સખર. ૯ 'ના ('કાના'ને બદલે). ૧૧ જહી.
૧૩ તેણે. ૧૪ પરો પરો ૧૫ અવંત. બંધો.

વાજા નેજા સાંભળી, જાગ્યા શ્રી જગનાથ,
અપોડા દિન ઉગતે, તેઓ સઘનો સાથ ૧૭

### ત્રોટક

એક ગોપ જોપ કરી ગીત ગાએ, એક શીંગા મૌહર્ય વેણુ વાહે,
એક તનવાં દદામા ઢોલ ધરે, મુખેં માદલ તાલ નફેરી કરે ૧૮
મોરપીછ મુગટ શિર સુઘટ મળે, એક દૃજા ગુંજાહાર ગળે,
કરે ગેડી રૂડી સુઢઆની પનનચેં પટોની પીતવાની ૧૯
મણિ માણિક મોતી માળ જડ્યા, આભરણુ અનોપમ તેહ ઘડ્યા,
કલાય કમરબધ કસ તણા ગોપાળક બાલકે પેહેર્યા વણા ૨૦
બલ કેશવશ્ સવિ રૂપ સોહે, મુખ જોતા મુનિજન મન મોહે,
એમ ચાલ્યા ગેરે ગહગહતા, સર્વાંગે સરાસર મહમહતા ૨૧
એક મનમથ તા માનનીમાર્ગ જાયે, સહિ સાધન બાધવ બાહ સાહે
એક નાચે સાચે નેહ કરી, એક ધમવમતી ઘુઘરી પાય ધરી ૨૨
ઓખાખે, ધાખે, ધીર દીયે "આપણુથી આ જો કસ બીયે"
એક છોળે ઢોળે વસ્ત્ર બ્હુ "રિપુ મારી સારી નેશૂ સહુ.' ૨૩
એમ કરતા ધરતા વીન તિહા, ભડ આવ્યા રાજદુઆર જિહા,
દારોદો દીઠો પ્રૌઢ કરિ, ચાલત રૌન મુખ સૂઢ ધરી ૨૪
પોહોતાર પેસારે પોળ નિચેં, હરિ દેખી દ્વેષી કૂડ રચે
મદ પીધો ખાધો ખેદ ઘણો, વળી અકુશ નિપટ અશ હણે ૨૫
પગ ચાની વાગી કૃષ્ણ ભણી, હરિ જાણી પ્રાણી રીસ ઘણી,
'સમ ઓન, મ રોલ મહાત! અરી,' પછે વાહી સાહ્યો પૂછ ધરી ૨૬
ગજ તાણ્યો આણ્યો વત્સ જહીં, પગના દશનીર તે પ્રાણ નહીં,
વળી આઘો પાછો ફેરી ફેરે, પડમ થી હાથી કોપ ધરે ૨૭

૨૨ સર્વ ૨૩ લેશું ૨૪ ગૂઢે છહા ૨૫ વીશક ૨૬ પગે મમરોલે ઓલે મહાત અશી

પગે પાછા નાહા પૂંછ તજી, ધડધુંબડ ધાયો ધરણી ધ્રૂજી;
આધેરા ઘેર્યા જૈય પડે, ગજ જાણ્યૂં આણૂં સૂંઢ વડે. ૨૮
દંતોસલ નીસલ ઘાઉ મૂકે, હરિ ચંચલ તેહ ન ચાલ ચૂકે;
ખરખીખર ક્રીયો ખેલ બહુ, એમ આગલ્ય પાખલ્ય પેખે સહુ. ૨૯
કુવલાપીડ પાડી તાઓ તેણે, પોંહોતાર ઊતારી દર્પે હણે;
દંત કાઢી વાઢી સૂંઢય ધસી, જન કરતા 'જય જય જય' હસી. ૩૦
એક એક દંતોસલ હાથેં કરે, એક કોસ ધનુ હરિ કંધે ધરે;
પીતાંબર ઉપર્ય રગત તણી, થ્યાં ટીપાં છીપાં ભાત્ય ઘણી. ૩૧

## પૂર્વછાયો

ઘણી ભાત્યે હરિ સોહના, આવ્યા મંડપ માંહ,
સાથ્યેં સર્વ ગોવાલિયા, હર્ષ્યાં હરિગુણ ગાય. ૩૨

## શ્લોક—શાર્દૂલવિક્રીડિત

मल्लानामशनिर्नृणां नरवरः स्त्रीणां स्मरो मूर्तिमान् ।
गोपानां स्वजनोऽसतां क्षितिभुजां शास्ता स्वपित्रोः शिशुः ॥
मृत्युर्मोजपतेर्विराडविदुषां तत्त्वं परं योगिनाम् ।
वृष्णीनां परदेवतेति त्रिदितो रंगं गतः सामजः ॥ ३३ ॥*

---

૨૮ જાણ્યું. આંણું. ૩૨ શ્રીહરી. સોહોતા. માંહિં. તે હર્ષ્યાં. ગાયેં.

* મૂળમાં માત્ર 'શ્લોક' જ શબ્દ છે, 'શાર્દૂલવિક્રીડિત' શબ્દ સંશોધકે ગોઠવ્યો છે.

मल्लानां अशनि इत्यनेन रोद्ररसो निरूपितः ।
रौद्राद्भुतश्च शृंगारो हास्यं विरोदया तथा ।
भयानकश्च बीभत्सः शान्तः सप्रेमभक्तिकः ॥ १ ॥

આ ત્રણ પંક્તિઓ અઢાર અક્ષરનો પહેલો ગદ્ય ભાગ ટીકાત્મક છે, તેમ અનુષ્ટુપ શ્લોક પણ ટીકાત્મક જ છે, પ્રતિમાં લેકે તેને મૂળમાં ગોઠવેલ છે, છતાં તેનું સ્થાન યોગ્યરીતે 'નોટ'—પાઠ નોંધમાં જ હોઇ શકે, એટલે એ ધટતું સ્થાન તેને અહીં આપેલું છે.

જે જેહવો તે તેહવૂં નીરખે, નરહરિ રૂપ,
નવ રસ નવ નવ પરિચહે, ભુવનકોશ્યનો ભૂપ. ૩૪

ત્રોટક

યમજૂડો રૂડો મલ્લ જાણે, કાલકોપ્યો વ્યાલ મન્ય કંસ તણે;
ગોપાલક સજન માંહિંજ ગણે, માયબાપ બિહુને બાલ ભણે. ૩૫
બહુ કામની કંદ્રપ કોશ્ય દેખે, સહુ યાદવ તે કુલદેવ લેખે;
શીખામણદાયક મોહોઢ તણો, નર નરવર જાણે પ્રેમ ઘણો. ૩૬
જન યોગી મન માંહિ સત્વ લહે, વિબુધા જન પુરુષ વિરાટ કહે;
જન જેતા જેહેને જમ્મ રુચે, શ્રીનાયક સાહાંમો સમ્મ ભજે. ૩૭
હરિ દેખી દુર્જન દુઃખ પામ્યાં, સહુ સુહૃદય સભાસદ શીશ નામ્યાં.
ચાણુર શૂર કહેઃ "કૃષ્ણ! સૂણો, તહાનિ મદ વાધ્યો દૂધ ઘણો. ૩૮
"મન્યગમતા રમતા વન માંહે, તેણે પ્રાણપ્રમાણ કહ્યૂં ન જાએ;
"અહાં મલ્લભલ બહુ ભીંચ અછે, યુધ કીજે, રીઝે રાય પછે. ૩૯
"એક હૂં નેં તૂં બિહુ યુદ્ધ જડૂં, બલ મુષ્ટિક મુષ્ટિને ભાવે ભડૂં."
હરિ બોલે તોલે બાલ હોએ, વડવાસ સમાસમ સર્વે જોએઃ ૪૦
"કિંહા પ્રૌઢ મલ્લ મહા મેર સમા! કિંહાં કાકર આવે એક ગમા!
"અહ્મે વગડુ ગગડૂં ગોપ મત્યા, તેણ તમને અમને કોણ તુલા?" ૪૧
"નહી, બાલ કિશો?" ચાણુર ભણે, "જે લીલાં હેલાં હસ્તિ હણે!"
હરિ પરિકર બંધી સજ્જ થયા, બહુ શૂર તડોવડ ત્રેડી રહ્યા. ૪૨
પગ બાંધ્યા પાગરૂ હાથહથા, અહીં આવે અવ્વે બથોબથા;
એક તાણે આણે ભૂમિ પડે, ઘટ ભાંજે લાજે લટકય ચડે. ૪૩
એક મૂકી મૂક ચૂકે જ નહી, તેણી હાકે આવે હીક સહી,
એક ગડદા ગોડણ ઘાઉ કરે, ઉર ઉપરચ કોપર આણી ધરે. ૪૪
એક મોડે મોડ ને 'તૂં' ભડભડે, યમ દમ દમ દમગી દોય જડે;
એક લંબે લાત અઘાત પરે, શિર પાખસ્ય ફેરવી પાગ ધરે. ૪૫

૩૪ કોશ્ય ૩૫ બહુને. ૩૭ રૂજે. ૪૦ (૩૯) બહુ. મુષ્ટીને. ૪૨ (૪૧) તેણે.
૪૫ (૪૪) લંબે. પાખલ.

એક પાડે ઊડાડે પંખી જિંહાં, મુખ આવે સાસ ઉસાસ તિહાં.
ક્ષણુ વલગા અલગા વળી જાએ, જન જોતાં યુદ્ધ રોમાંચ થાયે. ૪૬
એક 'આંહાહા' કટકટ કરી બોલે: "કયમ બાલક કાળને હોએ તોલે ?'
એક સભ્ય સભાસદ ઊઠી જાય: "નહી કાજન રાજન એણુ રાય ? ૪૭
"ઇહાં વરતે પાપ અપાર ઇશૂં, વિપરીત હસે હવે કંસ કિશૂં ?"
દુઃખ માત તાત અનંત કરે, જગપાલક બાળક મન્ય ધરે. ૪૮

## પૂર્વછાયો

ધરી પછાડ્યો ધરણુશૂં, ચતુર્ભુજ ચાણુર,
મહામલ્લ તે મારિયો, વાજ્યાં નિસરાં તૂર. ૪૯
જેમ કૃષ્ણે ચાણુરને, ત્યમ રમતા શ્રીરામ
મલ્લયુદ્ધ લીલા કરી, મુષ્ટિક માર્યો ઠામ. ૫૦

## ત્રોટક

શલ તોસલ કૂટ્યા કૂટમલી, મોહોકાણુ કરાની મલ્લ મલી;
પગ વાલ્યા નાઠા પૂંઠ જોયે, હરિ તાકે હાકે એક રૂયે. ૫૧
એક જાના ચરણુ વખાણુ ભણે, ભલ્લ આવ્યા આજ જ કાજ ઘણે;
પ્રભુ ખેલે ગલીયે ગોપ સાથેં, (વલી) આવે આપો પરણ બથોબાથેં. ૫૨
મલ્લ માર્યા, સાર્યાં કાજ બહુ, હરિ નીરખી હરખ્યૂં નગર સહુ
ચડ્યો કોપે કંસાસુર બોલે ઇશાં: "મવજાડો માદલ ? તાલ કિશાં ?" ૫૩
"પુર બાહાર્ય કાઢો બાલ બિહુ ? ધેનુ લૂસી લાવો લાખ સહૂ ?
"નંદાદિક બાંધો યોધ મળી ? વસુદેવ દેવકી વધુ વળી ? ૫૪
"ઉગ્રમેન તાત સહુ સાથ સાથેં,......................"
એમ બરલે વિરસે મોહ જિશે, હરિ ચડિયા માંચે ચમક તિશે. ૫૫

૪૬ (૪૫) પંખી. જીહાં. મુખેં. તહી. ૪૮ (૪૭) દુઃખ. ૫૦ (૪૯) યમ મુષ્ટીક. (૫૧)–૫૨. (૫૨)–૫૩. ૫૪–(૫૩) બેહુ. ધનુ. ૫૫–(૫૪) જીસે. બીજું ચાર પ્રતિમાં પડતું છે, એટલે એ ભાગ ખાલી રાખ્યો છે. ચન્ના.

### ત્રોટક

યમગ્ગૂઠો ઊઠ્યો રીસ કરી, હથીયાર સમાર્યાં હાથ ધરી;
'હલ, હલ, હલ' હોહોકાર કરે, મુખ 'જિતૂં, જિતૂં' ઇમ ઉચરે. ૫૬
કરગરતાં કેશવ કેશ ગ્રહી, નર નાંખ્યો નીચો માંહિ મહી,
તે ઉપરય આપેં આપ હરિ, ઝંપાવ્યા આવ્યા પ્રાણ કરી. ૫૭
સચરાચર ભૂધર ભાર ધર્યો, પ્રભુ પ્રાણવિહોણો કંસ કર્યો;
ગ્રહી પાગ ધમોલ્યો રીસ ઘણી, તાણી આણ્યો યમુનાતીર ભણી ૫૮
બલદેવ બાંધવ તેહ તણા કંસાદિક ક્રોધ નિગ્રોધ હણ્યા;
જન હાહાકાર પોકાર જ પડે, અસુરાયણરાજની રાણી રડે. ૫૯
તો દ્રુમ દ્રુમ દુંદુભી દેવ વાએ, નટ નાચેં કિંનર ગીત ગાએ,
બ્રહ્માદિક પુષ્પની વૃષ્ટ્ય કરે, ઇંદ્રાદિક ઉપરય છત્ર ધરે. ૬૦
અઠ્યાસી આશીશ દેવ ભણે, અભિષેક દીયે જલ ગંગ તણે,
ત્યાં નારદ, શારદ, શનક તવે, કવિ 'જય જય' કરતા કીર્ત્ય કવે. ૬૧
વસુદેવ દેવકી દેવ તેડી, હરિ હાથ્ય સાથેં લૈ ભાંજી બેડી.
જન યાદવ દુર્જને જેહ ગ્રહ્યા, રિપુ માંઝ્યા છોડ્યા ઉમ હેયા. ૬૨
મધુસૂદન માતાતાત મળ્યા, ભવ કેરા શોકસંતાપ ટળ્યા,
આલિંગન લીધૂં અતિ ગાઢૂં, હર્ષાશ્રુએ હઇયૂં થાએ ટાઢૂં. ૬૩
તિમ જે જન એહ ચરિત્ર સૂણે, અથવા એક વેલા ભાવે ભણે;
હરિ તૂસે, પરય પરય પાપ ટળે, મને વલ્લભ દુલ્લભ તેહ મળે. ૬૪

### પૂર્વછાયો

મને સહી મન્ય વલ્લભ હો, અહનિશ પૂર આશ,
ભક્ત્યભાવ વાધે ઘણી, એમ કહે કેશવદાસ. ૬૫

---

૫૬-(૫૫) જીતૂં જીતૂં. એમ. ૫૭-(૫૬) ૫૮-(૫૭) ૬૨-(૬૧) જે. ૬૩-(૬૨)નડી. મધુસુદન. શોક. ૬૪ (૬૩) પેહ. ૬૫ (૬૪) તેમ. પરસેં પરસેં. મહલ. અહનિ. ભક્ત.

### ચોપૈ

અઢારમેં કંસાસુર હણ્યો, પ્રેમે પવાડો મેં ય ભણ્યો,
છાસઠ ચોપૈ લીલ વિલાસ, કૃષ્ણ પ્રીત્યે કહે કેશવદાસ. ૬૬

ઇતિશ્રી ભાગવતે મહાપુરાણે દશમ સ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં કંસમોક્ષો નામ (સર્ગ) અષ્ટાદશ સર્ગ સમાપ્ત.

## સર્ગ ૧૯ મો

### મથુરામાં આનંદોત્સવ અને સાંદીપનીના સુતની પ્રાપ્તિ

### અઢૈયા

મામાની મોહોકાણ કરાવી, મામી અતિ વિલપંતી આવી,
ભાવિ વિશ્વાસ માંન્યે તું નરોહરિ. ૧
મુખ નીહાઁયાં, નેહ કરે પડોયા, શબ ઉપરથેં શીંચે જલશોચા,
લોચનનાં નિજ નીર, તું નરોહરિ. ૨
કંસાસુર સંસ્કાર કરાવ્યા, માતતાત સાથ ઘરથ આવ્યા,
વધાવ્યા બિહુ વીર, તું નરોહરિ. ૩
"અહો અપરાધ અનંત જ કીધા, જાયા તહીનાં દુઃખ જ દીધાં,
"લીધાં નહી સૂખ લાડ," તું નરોહરિ. ૪
બંધવ બિહુ બેસાર્યા ખોલે, હર્ષજલે હરિરામ અંઘોલે,
લોચન ચોલે તેહ, તું નરોહરિ. ૫
જનનીજનક મનોરથ પૂર્યા, પામ્યાં પાર, અસુખ સહુ ચૂર્યાં,
માર્યા અસુર અનેક, તૂ નરોહરિ. ૬
માનની સઘલી મંગલ ગાયે, માણેક મોતી ચોક પૂરાયે,
વાય શીતલ વાય, તું નરોહરિ. ૭

---

૬૬ (૬૫) એક આંકની ભૂલ હોવાથી 'છાસઠ' જોઇએ, મૂળમાં છે; તેમ 'પાંસઠ' નહી! ૧ નરોહરીઃ ૨ નહ. સોચા. ૩ બહુ. ઘરેં. સાથે. ૪ દુખ. સુખ. ૫ બહુ.

ભલૂં ભાગ વસુદેવ, દેવી દેવકીનૂં કહીએ,
પરિબ્રહ્મ થયો પુત્ર, શસ્ત્ર હણિયાં, સુખ લહીએ.
બંદીજન પ્રગટ પુરાણ થઇ, વદે વેદ આશી અશી.
કેશવદાસ સ્વામી પછે, હરિ જોયે સામૂં હસી. ૨૯

છંદ આર્યા

ધર્મગ્લાનિ જ હોયે ધરણીધર, વર્તે પાપ અપાર અમ વર;
સતત નિરંતર સંતપરાયણ. ૩૦

છંદ

અસુરાપણ શંખ નિપાત્યો હેલાં, વળ્યા વેદ વિધાદ દીયં;
કચ્છપનેં રૂપ ધર્યો મંદરગિરી, સુરનર, પન્નગ કાજ કીયં.
શૂકર થૈ શ્રર હણ્યો હિરણાક્ષસ, દુઃખ દાખ્યૂં જેણે દેવ ઘણું;
જગનાયક તૂંહ જ જગ જ યાદવ, અણિકભાવ કર અપ તણું ૩૧
હરિ ફોડી થંભ, અસુરપતિ મોડી, છોડી સુખ પ્રહ્લાદ સુતં.
વામન થૈ વેગે છલ્યો બલિ અલિ તલેં ઘાલી અંબરે પાગકૃતં.
વસુધા યેણ વીસ વાર વાડવદત્ત, ભૃગુભૂપણ બહુક્ષત્રગણં.
જગનાયક તૂંહ જ જગ જ યાદવ, અણિક ભાવ કર આપ તણું ૩૨
દશરથકુલ રામ શામસુંદર વપુ, જેણે તાર્યા પાષાણ જલં.
વધ કીધો વાલી અતુલઅલમહિમા, મેલ્યી વજ્ર માહાન બલં.
રાવણરિપુ માર્યો, વિભિષણ થાપ્યો, પૂરી મનોરથ સીતમણં.
જગનાયક તૂંહ જ જગ જ યાદવ, અણિક ભાવ કર આપ તણું. ૩૩
હલમુસલ હાથ બલિબલ કેશવ, આ વેલા વસુદેવ સુતં;
નોમે બુધ ધાન ધરી બહુ મોહ્યા, પ્રગટ કીધ પાખંડ મતં!
કલિ અંતે કલંકી પાતક ટંકી, મલેછ રૂપ માહા અસુરહણં.
જગનાયક તૂંહ જ જગ જ યાદવ, અણિક ભાવ કર આપ તણું ૩૪

---

૨૯ પૂત્ર. હણ્યા. આશી આશી. હશી. ૩૧ (ગિરિ) ગરી. ૩૧ હીરણાક્ષસ. દાખ્યું. ઘણુ. અપતણું ૩૩ મારયા. વિભિણ. શીતમણું ૩૪ મેલેછ.

### કલશ

તૂં સ્રષ્ટા, તૂં પાલક, તૂં ટાલક હરિ ત્રિભુઅણ;
હરિ, હર, ધાતા, તે ત્રિભાસે ત્રણ્યે ગુણ. તૂં૦
તૂંહ જ પુરુષ વિરાટ, મૂર શશીહર સુરનાયક, તૂં ચોવીશે તત્ત્વ!
સકલ જન સુખદુઃખદાયક, બ્રહ્માંડ ચરાચર એક, તૂં૦
કરય ક્રીડા આપે ધણી, કેશવદાસ કહે કૃષ્ણ તે ધરણીધર જાં ધણી. ૩૫

### ચોપાઈ

દ્વિજે આશી દીધી અતિ ઘણી, તેહને પેહેલી પેહેરામણી,
દાનખંડે જે લિખિયાં દાન, ભલી યુક્ત આપે ભગવાન. ૩૬
કરે કીર્ત્ય જે ચારણ ભાટ, બંદીજન બેસાર્યા પાટ,
આપ્યાં કનક અને કભાય, કમરબંધ કટારી માંહ્ય. ૩૭
યાદવ સહિત જમાડ્યા લોક, મથુરાનો ગ્યો સઘલો શોક,
ઉગ્રસેનને આપ્યૂં રાજ, કરે સહુ આપણપેં કાજ. ૩૮
વૃષ્ણિભોજ અંધક યદુવંશ તેશૂં વેર કરતો કંસઃ
નાગ ગિરિગહ્વરમાં ગયા, તે સઘળા હરિ તેડાવિયા. ૩૯
પશ્યપશ્ય પૂરી સકળ સમૃદ્ધય, તહીયેંથા તે પામ્યા વૃદ્ધયઃ
મધુસૂદન કરપાલિત મુદા, મથુરા નગરી સોહે તદા. ૪૦
મળિયાં માત યશોદાનંદ, સંકર્ષણ ને શ્રી ગોવ્યંદઃ
"લાલ્યા, પાલ્યા, પોષ્યા અહ્મે, માતતાતથી અધિકાં તમે. ૪૧
"વળિયેં પિતા! હવે વ્રજ ભણી, અમને તાં અતિ આરત્ય ઘણી;
"દુહવ્યાં દુષ્ટે સજ્જન જ જેહ, દૂર ગયાં, તેડાવ્યાં તેહ, ૪૨
"મળી કરેવા સઘળાં કાજ, તેણ તમેં પધારો આજ."
કોમલ વચન વિવેકે વદે, નંદ યશોદા ફાટે હદે. ૪૩
આપ્યાં આરોહણ, આભરણ, પેહેરાવ્યાં સુંદર પાંગરણ,
આલિંગન દે રામ મુકુંદ, ત્યમ ત્યમ આંસું ફલા અતિ નંદ. ૪૪

---

૩૭ કીન. કબાહ. ૩૮ સહીત. ૩૯ સંઘલા. તેડાવયા. સમૃધ. વૃધ. ૪૪ આભર્ણ. પાંગર્ણ.

ગોપી, ગોપ, યશોદા રડે, ચાહેંનતા પગ પાહેંની ચડે,
વોનાર્ને નજ તેં વસુદેવ, પાદર લગેં સુત સરલા એવ ૪૫
નામકૃષ્ણને દ્વિજસરકાર, પુરોહિતપાએ કરાવ્યા સાર,
પ્રથમ પિતા કારાગ્રહ માંહ્ય, અયુત એક સંકલ્પી ગાય ૪૬
અલંકરી, અવનિસુર દીધ, ગર્ગપ્રમુખ ગાયત્રી લિદ્ધ,
ભણવાનેં ચાલ્યા બે ભ્રાત, નગર અવંતી અતિ વિખ્યાત ૪૭
સાંદીપની નામે ઋષિ રહે વેદશાસ્ત્ર લક્ષણ સર્વ કહે,
તેહેંને ઘરય આવ્યા ત્રિભુવનનાથ, હર્ષે ગુરનેં જોડ્યા હાથ ૪૮
પગે લાગીનેં કર્યો પ્રણામ, કહ્યૂ ગોત્ર, કુળ, કારણ, નામ,
કરે શુશ્રૂષા અતિ સાચે સ્નેહ, શ્રવણાદિક લાવે સ્વદેહ ૪૯
ગુરના હરિ ધૂવે ધોતિયા, પખાને પેહેરાવ પોતિયા,
ચ્યચુઆને ને ચાંપે પાય, નિત નિત દોહે ગુરુની ગાય ૫૦
સનોષ્યા એમ મેવા ધણી, ભક્તિ કરતા વિદ્યા ભણી,
ચૌદ વિદ્યા ને ચારે વેદ, વની કલા ચોહોતેરના ભેદ ૫૧
ધનુર્વેદ, ઉપનિષદ અનેક, રાજનીતિ વિધિ સઘની વિવેક,
ધર્મશાસ્ત્ર ને નાના ન્યાય, આન્વીક્ષિકી અતુલ મહિમાય ૫૨
એક વાર મુખે અક્ષર ચડે, સાભળતાં સઘના આવડે,
વિદ્યા સર્વપ્રવર્તક જેહ, શિષ્ય થૈને શીખ્યા તેહ ૫૩
ચોસઠ દિવસ ભની પરથ ભણ્યા "મુનિવર! માગો ગુર દક્ષિણા,"
માહાનુભાવ મન જાણી શિષ્ય, પૂછી પત્ની મત્ર અવશ્ય ૫૪
હરિની માયાએ મોહ્યા તત્ર, મુક્ત્ય ન માગી, માગ્યો પુત્ર
'પાણીમા બૂડો પરભાસ, લહેરે હરી લીધો જલરાશ. ૫૫
"તે આણીને આપો તહ્યે, સમ્યક સંતોષાશૂ અહ્યેં"
તો તે રથ બેઠા તત્કાલ, બિહુ એ આવ્યા બાળગોપાલ ૫૬

---

૪૯ શુશ્રષા ૫૧ સેવા ૫૨ ઉપનીષદ રાજનીતી ધર્મસાસ્ત્ર ૫૪ મુનીવર માનુભાવ પતની ૫૫ માહ્યા બુડો લીધા

મોમેશ્વર સાગરને તીર, રથ રાખ્યો વેલાઉને વીર.

આવ્યો જલનિધિ જોડ્યા હાથ "સ્વામી! મુને કરો સનાથ ૫૭
"કૃપા કરી કૈં કહીએ કાજ, એહ અનુગ્રહ અમને આજ."
"સાદીપનીનો સુત તૂ માહ્ય, તાણ્યો પાણી તણે પ્રવાહ ૫૮
"જોને, તે જૂની પરઠ્ય, જિહા, અહ્મને આણી આપો ઇહા"

'નથી તેહ માહોરા જલ મધ્ય, સમ્યક પરઠ્ય મેં લીધી શુદ્ધ્ય ૫૯
"પણ એક અસુર તા છે પચજન, તેહેની શકા છે મુજ મન,
"શખ રૂપ સાગરમા વસે, જોઇયે કૃષ્ણ! કદાચિત હશે" ૬૦

માડ પેઠીમાર્યો તત્કાલ, અસુર તણો એમ આણ્યો કાલ,
ઉર માહેં અવલોકી નાથ, શખ ગ્રહ્યો શ્રીનાયક હાથ ૬૧
પ્રભાસથી ચાલ્યા યમપુરી, પાચજન્ય જૈ પૂર્યો હરિ,
નર્ક માહે જે નાના જીવ ભોગ ભોગવે, પાડે રીવ ૬૨
કલ્પ કોટ્યના કર્મ અનત, શબ્દ સુણીને છૂટા જત,
ઉદ્વસ્ત કીધા કુત્સિત કુડ, દુ:કર ટાળ્યો યમનો દડ ૬૩
ધર્મરાજ ધરણીધર સુણી, ઉજ્જ્વળ્યો આવ્યો આફણી,
પગે લાગીને કર્યો પ્રણામ "આજ અમારી પૂરી હામ" ૬૪
મદિર માહ પધાર્યા હરિ, પાગ પખાલી, પૂજા કરી,
અવનેજન શિર લીધૂ આપ, તેણે ધર્મ હવો હતપાપ ૬૫
સર્વ સમર્પૂ શ્રી જગનાથ, દાસભાવે યમ જોડ્યા હાથ
"અહ્મે તુજ કિંકર ત્રિભુવનરાય! સ્વામી કાંઇક કહિયે કાજ" ૬૬
મધુસૂદને માગ્યો ગુરુપુત્ર, આણી ઊભો કીધો તત્ર,
સાદીપનીને સુત આપ્યો તેહ, પુનરપિ આવ્યા મધુપુરી એહ ૬૭

---

૫૮ કોઇએ (કહીએને બદલે) સૂત ૫૯ શુદ્ધ્ય ૬૩ ઉદ્વસ્થ ૬૭ મધસૂદને
૧૦

ઉગણીસમે ઓચ્છવની કથા, સાંદીપનીસૂત આણ્યો યથા,
અડસટેં ચોપૈ સવિલાસ, કૃષ્ણ પ્રીતેં કહે કેશવદાસ. ૬૮

ઇતિ શ્રી ભાગવતે માહાપુરાણે દશમસ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં 'સાંદીપનીસુતપ્રાપ્તિ' નામ એકોનવિંશતિ સર્ગ સમાપ્ત.

## સર્ગ ૨૦ મો

### ઉદ્ધવ સાથે ગોપીઓને સંદેશ અને કૂબ્જાને સ્નેહદાન

રાગ સામેરી વેલ્ય

પૂર્વછાયો

યાદવ માંહે મંત્રી ભલો, શિષ્ય બૃહસ્પત્ય જાણ્ય,
બુદ્ધિ–જ્ઞાન–ગુણે આગલો, સેવક શારિંગપાણ્ય, ૧
ઉદ્ધવ માધવેં તેડિયો: "સાંભલ્ય મિત્ર! સંદેશ,
"જા ગોકુલ રથ જોતરી, કેહેજે નંદનિવેશ." ૨

ત્રોટક

રથ નંદનિવેશે આવ્યો રે, સમી સાંઝ વેળાએ ભલો ભાવ્યો રે,
મળિયાં ત્યાંહાં માત નેં તાત રે, વળી પુત્ર તણી કહી વાત રે. ૩
"સુત" કેહેતાં થયાં મન સૂનાં રે, સાંભરિયાં કારણ જૂનાં રે:
"વસુદેવને સૂત વિસાર્યાં રે. નયને ન રહે વારી વાર્યાં રે: ૪
"એક વાર કેહેજો ઈહાં આવે રે, અહા રડતાંનાં જીવન લાવે રે;
"વોલાવી વિઠ્ઠલ વલિયાં રે, તદીગેથાં માણસ ટળિયાં રે." ૫
આલિંગન નંદે દીધૂં રે: "અમે આજ અમી બહુ પીધૂં રે".
લઈ દુ:ખ યશોદા હરખી રે, ક્ષણ એક રહી મુખ પરખી રે. ૬

૬૮ સાંદીપનો સૂત. ૬૯ સૂતપ્રાપ્તી. એકોન વંશતિ સર્ગ. ૧ બુધિ. ગુણ. ૨ તેડયો. ૪ વસુદેવસૂતનેં. ૫ રડતાં. વલમા.

પૂર્વછાયો

મુખ પરખી માતા રહી સરખો શારંગપાણ્ય:
"આજ દિવસ ધન્ય અમ તણો, આજ સજીવિત જાણ્ય." ૭
મિંદર માંહેં આણિયો, ઢાલ્યો ઉતમ ઢોલ,
બેસારી બહુ પૂછિયા, બલકેશવના બોલ. ૮
ઊને નીરેં અંઘોલિયા,, પેહેરાવ્યાં પટકૂલ,
ભોજન દીધાં ભાવતાં, ઉપરથ દીધ તાંબૂલ. ૯

ત્રોટક

તાંબૂલ વિવિધ પરસે આપી રે, કરે પ્રશ્ન પછી પગ ચાંપી રે:
"કહો ઉદ્ધવ! વાત અમારી રે, કહીયેં જે કરતા દેવ મુરારી રે. ૧૦
"એણે વિઘ્ન વિવિધ્ય પરઠ્યાં રે, સુખ સ્વર્ગ થકી બહુ દાખ્યાં રે,
"પે'લૂં હરિ પૂતના મારી રેં, તૃણ થકી મૂકાવ્યાં તારી રે. ૧૧
"યમલા—અર્જુન તરૂઅર મોઝા રે, સુરશાપ થકી બહુ છોટ્યા રે;
"અઘ, વત્સ, બકાદિક રોલ્યો રે, તલવાસી ગિરિકર તોલ્યો રે. ૧૨
"યમકાલ સરીખો કાલી રે કાઢ્યો વિષ યમુના ટાલી રે;
"વ્યોમાદિક અરિષ્ટ નિપાત્યા રે, કુલ દાનવ કેરાં ઘાત્યાં રે. ૧૩

પૂર્વછાયો

"દાનવ કુલ ધર ઘાતિયાં, ઊગાર્યા જે આપ,
"તે હરિ તોલે કોણ કહૂં, સ્વજન જે બાંધવ બાપ." ૧૪

કેહેતાં કથા મુકુંદની, ક્ષણ એક ખૂટી રાત્ય,
સુખસાગરમાં મગ્ન થ્યાં, પેખે હવૂં પ્રભાત. ૧૫
ઉદ્ધવ ઊઠી ચાલિયો, મર્જન યમુનાં વારઞ;
રામા રથ રળિયામણો, દેખે નંદદોઆરઞ. ૧૬

૭ સજીવન. ૮ મિંદિર આણ્યો. ૯ અંગોલયા તાંબોલ. કડી ૯ મી પછી 'ત્રોટક' જોઇએ, મૂળમાં નથી. ૧૩ સરીખો. વોમાદિક. ૧૪ ઘાતયાં. ૧૬ ચાલયો.

ત્રોટક

રથ નંદદ્વારે જાણી રે, આવે સહુ નારી ઉન્નણી રે:
"અક્રૂર ક્રૂર વળી આવ્યો રે, અથવા કો અચ્યુત લાવ્યો રે. ૧૭
"એણે પ્રાણ અમારા લીધા રે, ઢંઢાર તીર્થ ઘડ કીધાં રે.
"હવે કંસ કિશું હેત કરશે રે, મૃતપિંડ અમારા ધરશે રે." ૧૮
એમ કરતાં ઉદ્ધવ દીઠા રે, મેઘશ્યામ મનોહર મીઠા રે;
ગોપીવર જાણી ગોપી રેઃ "હવે મલશું લજ્જા લોપી રે." ૧૯
નેડાથા પ્રેમદા પરખ્યા રે, હરિમિત્ર હોએ હરિ સરખા રે,
પછે વનિતાએ વીંટ્યા ટોલે રે, મધુમાખી મળી મધપોલે રે. ૨૦

પૂર્વછાયો

જેમ મધુપોલે મક્ષિકા, ત્યમ વીંટ્યો વ્રજનારય;
પૂછે પ્રિય સંદેશડોઃ "કહે હો મિત્ર! મુરારય." ૨૧
"કાયક મધુકર આવિયો," બોલે મધુરી વાણ:
"કિં તવ સખા" કામની કહેઃ "પરશે મ પગલેં પ્રાણ. ૨૨
"શોકેં હૃદયચંદન ચળ્યો, માલા વિલુલિત જેહ,
"તે તેં પરિમલ પ્રાસિયો, દાઝે વિરહેં દેહ. ૨૩

ત્રોટક

"વિરહાનલ દેહડી દાઝે રે, વણ ઓષધ વ્યાધ ન ભાજે રે,
"તજ્ઞ બાલપણાની પ્રીત રે, એહ કોણ તમારી રીત રે? ૨૪
"અમે ઉભાં મથુરા-વાટે રે, હરિનામે હઈડું ફાટે રે;
"પેલી ચંદન ચોરેં ચોળ્યો રે, કુબજાનેં કાંમણે મોહ્યો રે." ૨૫
જલધારા ચક્ષે ચાલી રે, ન રહે જેમ યમુના ઝાલી રે,
રોમાંચિત દીસે શામા રે, સર્વે કામની સારી કામા રે. ૨૬
સંભારી શ્રીહરિક્રીડા રે, રડે છાંડી વનિતા વ્રીડા રે.
શ્રીનાથ વિના એમ શોચે રે. જેમ જલ વિના જલચર લોચે રે. ૨૭

---

૧૮ કરશે. ધરશે. ૧૯ મેઘશાંમ. મલસું. ૨૨ આવયો. ૨૩ વિહુલીત. પ્રાસયો. ૨૭ વનીતા.

### પૂર્વછાયો

જલ વિના જલચર જમ દહે, વિણ ઘન ચાતુક મેહ,
સમ હરિણાક્ષી હરિ વિના, દાઝે વિરહે દેહ. ૨૮
આજ લગેં એમ જાણતાં, કરુણા કરશે કન્ત,
જીવ રહ્યો એણી આશડી, અહીં આવશે અનંત. ૨૯
દે ઓલિંભા અત ઘણા, મધુકર મિસ હરિમિત્ર,
શામા સંભાલે પછે, ચતુભુજ ત્યાં ચરિત્ર. ૩૦

### ત્રોટક

ચતુર્ભુજનાં ચરિત્ર સંભાલે રે, વચનામૃત શીતલ ઢાલે રેઃ
"ક્ષણ એક નથી વીસરિયા રે, ધરણીધર ઉરવર ધરિયા રે. ૩૧
"વૃંદાવન જમ રસેં રમતાં રે, મધુસૂદન મન્ય અતિ ગમતાં રે,
"તેમ વિરહેં અન્ન ન ભાવે રે, એક વાર સહી અહીં આવે રે" ૩૨

"મન માંહેં માધવ દેખો રે, એ વ્યાપક, અડ્પગ મ લેખો રે,
"પશ્ચ સંસી પશ્ચ પશ્ચ નારી રે, તમ હરિજૂઓ હૃદય વિચારી રે." ૩૩

એણે વચનેં વિનતા કોપી રે, કહે કામની લજ્જા લોપી રેઃ
"એહ યોગ જુગત સહુ રાખો રે, અહ્મને અહીં અચ્યુત દાખો રે. ૩૪

### પૂર્વછાયો

"અહ્મનેઅચ્યુત દાખવો, કહો કુબ્જાનેં યોગ,
"રાસ તણો રસ અનુભવે, સંભારે સંયોગ. ૩૫
"ધૂર્તે ધૂર્ત મેળાવડા, વૈતાળે વૈતાળ,
"ઠાગ મેવંતા ઠગ હોએં, જાણ્યું માયાજાલ. ૩૬
"એક વામન, બીજી કૂબડી, ત્રીજા તમે પરધાન."
"માનની! કો પમ માનશો, માંઝૂં કૂડું માંહાન." ૩૭

---

સોહ્ય. ૨૯ (૩૦) કરસેં. આવસે. ૩૦ (૩૧) મધૂકર. ૩૧ (૩૨) સાંભલે. વીશરીયા. ૩૨ (૩૩) વન્દ્રાવન. રસેં. મધસોદન. વીરહેં ૩૭ (૩૮) માનસો.

ત્રોટક

'"તમેં માંડ્યું કૂડું માંહાંન રે, એ કાંમણગારો કાંહાંન રે,
"એણે વાહ્યાં જે જન આગેં રે, વન્ય હીંડે તેહ વેરાગેં રે." ૩૮

એક વેલા કીધી વાત રે, તે છાંડી માતા તાત રે,
બાજીગર બૂઝી બાજી રે, રહો રાત હવે મન લાજી રે. ૩૯
એમ પ્રેમકલહ બહુ કીધા રે, હેં હરિ હઈડે લીધા રે,
પછે માતતાત સંતોષ્યાં રે, સુતસ્નેહેં પરઘ પરઘ તોષ્યાં રે. ૪૦
સંદેશા સહુકો કા'વે રે: "કેહેજો ઈંઆં કેશવ આવે રે."
ભલભેટણાં ભૂધર આલ્યાં રે, મધુપુરી ઉદ્ધવ ચાલ્યા રે. ૪૧

પૂર્વછાયો

મધુપુરી ઉદ્ધવ ચાલિયો, આવ્યો અચ્યુત આશ,
સ્નેહ સંભાલી પછી, કેહે એમ કેશવદાસ. ૪૨

ચોપૈ

કામતણે કુબજા અતિ ઘણું, (હરિયે) હારદ જાણ્યું તેહ જ તણું;
સૈરંધ્રીનેં ઘરે શ્રીનાથ, આવ્યા ઉદ્ધવ લીધો સાથ. ૪૩
અનેક ઉપસ્કર મંદિર માંહ્ય, કામનીના જે કામ-ઉપાય;
તોરણ સવિ મુક્તાફલ તણાં, શણગાર્યાં સુંદર આંગણાં. ૪૪
મણિભાએં છાયું ભલ ધામ, ઉપરથ કોકાકૃત ચિત્રામ,
હેમદંત વિચ્ચે ઢાલ્યો ઢોલ, જડ્યાં મુક્તેં રતન અમૂલ્ય. ૪૫
છપર માંહિ મોતીં ઝૂમકાં, હીરાગલ ફરકે ફૂમકાં,
પરમ પટોલી પ્રેમેં કરી, કોમલ તૂલ તલાઈ ભરી. ૪૬
ઓશીશાં, ગલ્લાસન અત્ત, ઓસાડેં પાડી ભલ ભત્ત,
આગલ બાજોઠ રુડું આગલો, તે ઉપરે ચિત્રિત ચાકલો. ૪૭

૪૦ (૪૧) સુતસ્નેહે. ૪૨ (૪૩) ચાલ્યો. ૪૩ (૪૪) હરીયે. સેરંદ્રીને.
૪૬ (૪૭) ઝૂબકાં. ૪૭ (૪૮) અગલે.

માહિ થાની પાખથ્ય કિંકિણી, ભમરી વિચ્યેં વિચ્યેં ઘાલી ઘણી,
કોમલ કથીફા કેતલાં, ભૂમેં પાથર્યા દીસે ભલા ૪૮
ઉત્તમ એક આસન તળોલ, સુંદર કર્યાં વખારા સોલ,
વિચ્યેં બહુ પાખ્યે વાટકા, સકલ સારા સર્યેં ભરિયા થકાં ૪૯
કેવલ કપૂરે વાસ્યા પાન, અર્ણીડીટ સહુ તણા સમાન,
અતિ કોમલ કીધી કાતની, પૂગ તણી પ્રેમેં પાતવી ૫૦
ખેરસાર માહેં મૃગમદ ઘણો, મનોહરચુનો મોતી તણો,
સીંધોડા બીડ્યા બીડલા, ખાતેં કરી વાલ્યા વીટલા ૫૧
કનક કચોને કર્દમ યક્ષ, ચૂહા ફૂલ દીશે ચ્યહુ પક્ષ
ચિત્ર ભાત બાંધ્યા ચદ્રવા, હેમ તણા હીંડોલા જૂઆ ૫૨
પુષ્પપાખડી પ્રેમેં કરી, સુખશય્યા ઉપર્યેં વિસ્તરી,
ચતુરપણે ચરણા કાચની, માલા ગુંથી મનોહર વલી ૫૩
કણુયતણાં પાલા બહુ કર્યા, લોટા લઈ યમુનોદક ભર્યા,
ઘડા ઘડી શુભ શીતલ વાસ્ય, મનોહર ઝારી મુકી બાસ્ય ૫૪
કલશ ઘણા ઉષ્ણોદક કરી, સાવધાન થૈ રહી સુંદરી,
અનુદિન જૂએ વિઠ્ઠલ-વાટ, હરિ નાવે હઇયે ઉચાટ ૫૫
અતિ વિરહાતુર દાઝે દેહ, શ્રીનાથકશૂ બાંધ્યો સ્નેહ,
અતિ દુખેં જાએ યામની, કરે વિચાર અશો કામની ૫૬

## પૂર્વછાયો

"દુરલભ જે સુર સેવતા, યજતા નાના યાગ,
"યોગીજન ધ્યાતા હૃદે, તે કયમ પામૂ પાગ ૫૭
"પદપકજલાલિત રમા, બ્રહ્મા વઠે જેહ,
"મદભાગ્ય સુહેંનેં કહો પુણ્ય વિણ પ્રાપત તેહ" ૫૮

---

૪૮ (૫૦) વખારા ભરયા ૫૩ (૫૪) સુખશૈય્યા ૫૫ (૫૬) ઉષ્ણોદક ૫૭ (૫૮) જે શેવતા જજતા

ક્ષણુ માંહિ, ક્ષણુ અગળે, ક્ષણુ અવયવે બાહાસ્ય;
અથવા રહી અધઊંમરે, મન ચિંતવે સુરાસ્ય ૫૯
મારગ જાતા આવતા, કરતે પ્રેમે પ્રશ્ન,
ઉદ્ધવ લીધે આવિયા, હસતા તવ શ્રીકૃષ્ણ ૬૦

## ચોપૈ

રામા મન રલીયાત જ થૈ, અગ તણી સર્વ આરત્ય ગઈ,
વદનકમલ વિકસિત કામની, ઉદિયો ઇંદુ જશે યામની ૬૧
હરિ પધરાવ્યા મદિર માંહ, પ્રેમે કરી પખાળ્યા પાય,
અવનેજન જલ લીધૂ અતિ સ્નેહ, તત્ક્ષણુ ટાઢો થયો તે દેહ. ૬૨
વર આસનેં બેઠા નિશ્ચેશ, એક આપ્યૂ વળી ઓધવ રેશ,
તે તજી ભૂમ્ય બેઠો ભવ ભક્ત, જે જાણે સેવાની યુક્ત ૬૩
અનેક પરેં મર્દન મર્જન, અમર, અનલેપન, ભોજન,
કરી કૃષ્ણ જે બેઠા ઢોલ, આરોગિયા પેલાં તામોલ. ૬૪
અવર ધામ ઉદ્ધવ મોકલ્યા, કરી સભાજન સ્નેહે ભલા,
કૂબજા તેડી કમલાકાન્ત, અતિ દુર્લભ પામી એકાંત. ૬૫
નરસગે કાંઈ ન શકી બોલી, બાહેં ગ્રહી બેસારી ઢોલી,
હરિચરણુભુજહઇરે ધરયાં, ત્રિવિધ્ય તાપ તત્ક્ષણુમાં હરયા. ૬૬
અવલેપન–અર્પણનૂ પુણ્ય, અબલાને તે થયૂ અગણ્ય,
આલિંગન, ચૂમન અતિરગ, શામા પામી શ્રીપતિસગ. ૬૭
અનેક પરે તે ક્રીડા કરી, અલ્પભાગ્ય મુખે એમ ઉચ્ચરી
"દયા કરી દિન કેટલા રહો, સ્વામી માહ્રી સેવા ગ્રહો." ૬૮
વરદરાટ વર લાધો હરિ, ગોપીની પરય કાંઈ નવ્ય કરી.
સતોષી ચાલ્યા શ્રીનાથ, આવ્યા મદિર ઉદ્ધવ સાથ. ૬૯

---

૫૯ (૬૦) અધુબરે ૬૦ (૬૧) આવયા ૬૧ (૬૨) વિકશીત ઉદયો ૬૨(૬૩) અવનેજલ ૬૩ (૬૪) બેઠા યુક્ત ૬૬ (૬૭) ત્રવિધ્ય

## અક્રૂરના સ્નેહભાવનો સ્વાદ

રામ-કૃષ્ણ ઉદ્ધવ એક વાર સેવક કેરી કરવા સાર,
પધારિયા અક્રૂર અવાસ, સ્નેહે સાહમો આવ્યો દાસ. ૭૦
દંડવત કીધો પ્રણિપાત, હરિ ઉઠાડ્યો ઝાલી હાથ;
ધરણીધર પધરાવ્યા ધામ, શુભ આસને બેસાર્યા શ્યામ. ૭૧
પગ પખાળ્યા રામમુરારય, પ્રેમે જલ પીધું નરનારય,
સહુ સુજનને આપી શીખ, મંદિર માંહે કીધો અભિષેક: ૭૨
"અહોભાગ્ય ભલ મારૂં આજ, મેહેંજે સીધાં સઘલાં કાજ,
"ત્રિભુવન માંહે નથી તે કોય, મું સમોવડ જે મોહોટો હોય." ૭૩

### શ્લોક

"अहमस्मि नारायणदासदास दासस्य दासस्य च दासदासः।
अन्योऽस्त्यईसो जगतो नराणां, तस्मादहं धन्यतरोऽस्मि लोके" ॥७४॥

### ચોપૈ

અર્ઘ્યપાદ્ય કીધા ઉપચાર, ઉપસ્ય મર્દન ઉદ્દે વાસ્ય,
ઉપર્ય બર્હણ, આભરણ અનેક, ચંદન ચર્ચા વિનય વિવેક. ૭૫
સિંહાસને બેસાર્યા હરિ, પુષ્પ, ધૂપ આરાર્તિક કરી,
પરમ પુણ્યે કરી પૂરી થાય્ય, સંકર્ષણ ઉદ્ધવ છે ત્રાય્ય. ૭૬
સ્નેહે અરોગ્યા શ્રીપતિ તેહ, ભક્તિભાવ ભલ અર્પ્યાં જેહ,
મુખ શુદ્ધ કરીલીધો મુખવાસ, સુખશય્યા પોઢ્યા શ્રીવાસ. ૭૭
પુરુષોત્તમના ચાંપી પાગ, વળી કહે: "મુખેં હૂં મહાભાગ."
સ્તુત્ય કીધી સ્વામીની ઘણી, તો અચ્યુત બોલ્યા આફણી: ૭૮
"તમે અમારે થાનકે તાત એવડી કાંજ વધારો વાત!
"પોષ્યવર્ગ પિતાની પેરય, જો જાણો નિત્ય આપુ ઘરય. ૭૯

---

૭૦ (૭૧) પધાર્યા. આહાવ્યો. ૭૧ (૭૨) દંડવૃત. ૭૪ (૭૫)..દાસ દાસ ।.. દાસ । ईसो. ૭૫ (૭૬) આભણ. ચદન. ૭૬ (૭૭) સંકર્ષે. ૭૭ (૭૮) અતિ સ્નેહે સુપવાય. સુપરોગ્યાઓ.

"કાજ એક કરવૂ છે આજ, અહ્મને કે'તા આવે લાજ,
"હસ્તિનાપુર પાંડવની વાત, જોવા તમે પધારો તાત !' ૮૦

રવિઆત્ય થૈ અતિ રથ જોતર્યો "હવે સનાથ નાથ ! હુ કર્યો."
આયસસરી સદેશા શુણી, ચાલ્યો તે ભારતપૂર ભણી ૮૧
દિન આથમતે ત્યાહાકન ગયા, કૃષ્ણ તણા સદેશા કહ્યા,
સાભલતા દુ ખ સઘળા ટલ્યા, પાડુપુત્ર મામાને મ ા ૮૨
કૂતી–વિદુર કહ્યૂ એકાત, વિષદાનાદિક જે વૃત્તાન્ત,
ધૃતરાષ્ટ્ર પ્રમોધ્યો બુધ્ય, તેહને તોય ન આવી શુધ્ય ૮૩
કાલને સવિ વશવર્તી રહ્યૂ, કોએ કેહનૂ ન કરે કહ્યૂ.

મથૂરાપૂરી આવ્યો માહાભાગ, પુરુષોત્તમને લાગો પાગ ૮૪
સમાચાર ઉધરાવ્યા સ્વામ્ય કૌરવપાંડવ વેર વિરામ

એટલે અર્ધ દશમની કથા, સંક્ષેપે સુણી સર્વથા. ૮૫
કાલાવાલા કરતા કહી, મારી મત્યમાને જે લહી,
જૂઠૂ અથ સાચૂ કાહી જોય, ખોજ મ દેશો કવિતા કોય, ૮૬
સર્ગ વીશમે કહ્યા સદેશ, અક્રૂર ઘરયે આવ્યા દેવેશ,
કૂબજા ઘરયે કહે કેશવદાસ, અઠયાસી ચોપૈ સવિલાસ ૮૭

ઇતિ શ્રીભાગવતે પુરાણે દશમસ્કંધે શ્રીકૃષ્ણક્રીડાયા વિંશતિતમ સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૧ મો
### દ્વારાવતી વર્ણન
#### પૂર્વછાયો

શુભ શ્લોક આર્દ્ધ કરી, કીધો કૃષ્ણ પ્રણામ,
અવર અર્ધ કહેતા થકા સદબુદ્ધ દીયો સ્વામ્ય ૧

૮૧ (૮૨) ભારથપૂર (૮૪) ૮૫ કાવતવસવર્તી મથૂરાપૂરી ૮૬ (૮૭) અથવા ૮૭ (૮૮) સદેસ દિવેસ વિંસતી

श्री वासुदेवाय गदाग्रजाय । महौजसे माथुरनायकाय ॥
द्वारावती शासनपालकाय । नमोऽस्तु तस्मै पुरुषोत्तमाय ॥ २ ॥
श्री यादवेन्द्राय यदूद्वहाय । सुनन्दनन्दादिकसेविताय ।
भक्तप्रियाऽभक्तविनाशनाय । नमोऽस्तु तस्मै पुरुषोत्तमाय ॥ ३ ॥
अनगतातात मुनीश्वराय । निभत्सु मित्राय बलानुजाय ।
दुष्टारये देवकीनन्दनाय । नमोऽस्तु तस्मै पुरुषोत्तमाय ॥ ४ ॥
विराटजादु खनिवारकाय । परीक्षितव्याकुव कौशलाय ।
आकृष्टकृष्णानिरधारकाय । नमोऽस्तु तस्मै पुरुषोत्तमाय ॥ ५ ॥
राजावलिवधविमोचनाय । सुदाम्न उद्दाम भलप्रियाय ।
कौन्तेयसाम्राज्यनिवेसनाय । नमोऽस्तु तस्मै पुरुषोत्तमाय ॥६॥
परावरेशाय सुरेश्वराय । योगेश, योगीजनपूजिताय ।
अनाथनाथाय परावराय । नमोऽस्तु तस्मै पुरुषोत्तमाय ॥ ७ ॥
जगन्निवासाय जनार्दनाय । सौभाग्यपूजार्ह सनातनाय ।
आनन्दपूर्णाब्ज भनाधिपाय । नमोऽस्तु तस्मै पुरुषोत्तमाय ॥ ८ ॥

## ચોપાઈ

જરાસધની પુત્રી જેહ, અસ્તિપ્રાપ્તિ અતિ દુખિત તેહ
કસ તણી રાણી થૈ રાડ, રાય આગલ ગૈ રાવે માંડ　　૯.
વૈધવ્ય તણી નિવેદી વાત તો કોપ્યો મગધાધિપ તાત,
શોકામોં એશૂ ઉચ્ચર્યુ "અયાદવી અવની હૂ કરૂ,　　૧૦

---

૨-૮ આ સ્તોત્રમા જોડણીની અશુદ્ધિઓ સુધારેની છે, પણ તે અહી નોંધવી જરૂરી નથી અને તેનુ કારણ સ્પષ્ટ છે સ્તોત્ર ૮ કડીનું હશે એમ લહીઆએ તેને અતે ૮ નો અક મૂક્યાથી સમજાય છે, પણ પ્રચલિત સ્તોત્રસગ્રહો તેમ વલ્લભીવૈષ્ણવોના ચાલુ સ્તોત્રસગ્રહોમા પણ આ સ્તોત્ર લભ્ય નથી, એટલે તેટલી ક્ષતિ રહેવા દેવી પડી છે ૧૦ (૧૧)(વૈધવ્ય) વિધવા ઉચ્ચાર્યૂ

રાતાં લોચન નેં અતિ રીસ, દલ મેલ્યું ક્ષોણી ત્રેવીશ,
જે વીંટ્યું યદુપુર તેણી વાર, વિણ વેલા જેમ ઉદધિ અપાર. ૧૧
આકુલવ્યાકુલ થ્યા અતિ લોક, સજ્જન સઘલાં પામ્યાં શોક,
વિશ્વાધાર વિચારે અશું: "આ વેલા હવે કરવું કિશું? ૧૨
"ભૂમિ તણો તાં હરવો ભાર, જેહ અર્થ માહારો અવતાર;
"સૈન્ય સહુ સંહારૂં સહી, મગધાધિપનેં મારૂં નહીં." ૧૩
ઇશું ચિંતવી ઊંચું જોય, અંતરિક્ષેં રથ દેખે દોય,
સુંદર સૂરજ તેજ સમાન, ઉપરથ આયુધ દિવ્ય માહાન. ૧૪
પરિચ્છદ નેં સૂતે સજ કરયા, અવનિતલે આવી ઊતરયા,
સંકર્ષણને કહે શ્રીનાથઃ "યાદવદુઃખ જોયું નહીં જાન." ૧૫
સમરથ બહુ સનાહ્યા વીર, ધનુષ ગ્રહી રથ બેઠા ધીર,
અલ્પ સૈન્ય સાથેં નીકલ્યા, રોળે રિપુદલ માંહેં ભલ્યા. ૧૬
પુરુષોત્તમે પૂર્યો પાંચજન્ય, શૂર સુભટ સવિ શંકયા મન્ય,
હલહલ કરતાં હોહોકાર, વેરે વઢે બહુ મારોમાર્ય. ૧૭

પૂર્વછાયો

હાલકલ્લોલે હર્ષિયા શરવીર ઝૂઝાર,
કાયર નર કંપી પડે, હસ્થ થકાં હથીયાર. ૧૮

ત્રોટક

એક હથિઆર સમારી સુધી સાધના કરે,
એક તો તીરંદા તાકી તીર તોખાર મારે,
ભડ ચડવડી ભુજે અંબાડી ભંજે,
મોહોટી સુંઢય વાઢી, ડાઢ કાઢી, ગજનેં ગંજે. ૧૯
પછે પોહોતાર ઊતારી પ્રબલપણું,
સામા સમોવડ તડોતડ હવે હણે,

---

૧૨, (૧૩.) સજન. ૧૪ (૧૫) એશું. દેખ્ય. ૧૬ (૧૭) સંન્હાહ્યા. ગ્રહી. ૧૭ (૧૮) સવે સંકયા. ૧૮ (૧૯) હર્ષીયા. ૧૯ (૨૦) એકતણારયા.

એક સમરથ રથ ધરી આકાશે નંખે,
એક આયુધ વેધતાં યોધ સાહામા ન સંખે. ૨૦
ભલ્લા તોમર કટારી મારે, ભલ્લા ઉછાળે,
એક શીંગણ્ય રોઝણ્ય રોપે ધનુષ વાલે,
એક હાથોહાથેં બાથોબાથે, વલગે વલી,
એક મલ્લ રુઠા જૂઠા જોડી વઢે મલી. ૨૧
એક નાયક પાયક ઘણા ઘાયક થાય,
તે પાખર સખર ફાટે પાલા ઊજાય,
એક અન્યોઅન્યે બાણવરસે, મંત્રઉચ્ચરી,
તે અગ્નિ પાષાણ જલ પવને કરી. ૨૨
એમ હકોહકે, તકે ઝુઝાર જડે,
શિર ઝાટકે ભાટકે જોએ તોહે ન પડે;
એક રડવડે રુંઢ મૂંડ, તુંડને ત્રોડે,
એક ઉજાયે નેં તાતા માતા માતંગ મોડે. ૨૩
તાં માગધ મછરે ભર્યો મરડ બોલેઃ
"હરિ કાતર અપાર, નહી અમારે તોલે,
"એક વઢવાની હામ રામ! કાંઈ તૂં સાથે,
"બહુ બાણોબાણે, પ્રાણોપ્રાણે આવશું બાથે." ૨૪
પછે કૃષ્ણ ભણેઃ "ભલા શૂર મુખેં ન ભાખે,
"આપણૂં આત્મબલ આયુધે દાખે."
હલ મૂસલ નિ શલ મૂકે, બલ ન ચૂકે,
બેસૂં ખલભલ્યૂં દલ વાઢ્યૂં કરસણ સૂકે. ૨૫
હરિ શારિંગધનુષ ધરી ટંકારવ કરે,
તેણેં બાણનેં પ્રહારે અનેક મરે,
એમ તતક્ષણ માંહેં ત્રેવીસેં ક્ષોહિણી
સેના સંહારી કેશવે સબલ ધણી. ૨૬

---

૨૩ (૨૪) હેં. મૂ. ૨૫ (૨૬) આત્મબલ તીક્ષ્ણ (નિ શક્ર)

## પૂર્વછાયો

ધણું મેન સંહારિયું, તતક્ષણુ ત્રિભુવનરાય,
માગધ મૂકયો જીવતો, વલી કટકને કાજ. ૨૭

## ચોપૈ

અતિ દુઃખિત એકાકી ગયો, ક્રોધે બલતો કિંકર થયો,
અમરષ ધણું ઉપાસ્યા ઈશ, માગ્યૂ દલ ક્ષોણી ત્રેવીશ. ૨૮
ફ્રિ લેઈ આવ્યો સત્તર વાર, ઊતાર્યો ભૂંધરે ભૂભાગ;
અઢારમી આવે એ યથા, તે કેહેશૂં વળી આગલ્ય કથા. ૨૯

## કાલયવનને લઢવાની પ્રેરણા

કાલયવનનેં નારદેં કહ્યૂ: "યાદવનૂ બલ તેં શૂ સહ્યૂ?
"અવની માંહિ ઇશા ઝૂઝાર આજ નથી એ સરખા સાર. ૩૦
"જરાસધ જેણુ જિત્યો યુધ, તે કારણુ કહૂ તૂનેં શુધ!
"આજકાલ્ય આંહાં આવશે, તો તૂનેં દોહેલુ થાયશે. ૩૧
"સાવધાન થૈ સાહામો જાય, રાજનીતિનો એહ જ ન્યાય
"જિ પેહેલાં સઝ્‌ઝ થાવૂ સહી, તાહાં એહેરો ગઢ વીંટો જઈ. ૩૨
"એકાકી જાશે આકણી, કહૂ છૂં હૂ તનેં તે ભણી;
"પીતાંબર પેહેરા નરહરિ, મેઘશ્યામ ને માળા ધરી. ૩૩
"શ્રી વત્સલાંછન સોહે સાર, કંઠે કૌસ્તુભ રત્ન ઉદાર:
"એ લક્ષણુલક્ષિત જે જાણ્ય, સહી પુરુષ તે સારગપાણ્ય." ૩૪
એમ કહી કલિવલ્લભ વ'ધ્યા, યવન સહુ ક્રોપે પરજળ્યા,
કરી પારસી ચલિયા મીર, ત્રણ્ય ક્રોડ ધરી આયુધ તીર. ૩૫
આવ્યા દેશ ઊલઘી કરી, મલેંછ વીંટી મથુરા પૂરી;
યાદવ પામ્યા અસુખ અપાર, શરણું ગયા તે સર્વાધાર. ૩૬

---

૨૭ (૨૮) સહારયું ૩૦ (૩૧) કાલયીવનને. સૂ. ૩૧ (૩૨) થાએશે.
૩૨ (૩૩) વીટયો.

કૃષ્ણ કહે "સકરેણ! સુણો, અહાં તો ભય આવ્યો છે ઘણો,
"યવનસાથેં જાહા કરશૂ યુદ્ધ, અનેક પરશેં લિઇ આયુધ　　૩૭
"તાંહા પેહેલૂ પાછ યેં આવશે, જન સઘના ઝાલી જાયશે,
"એક અનેરા કીજે દુર્ગ, અધકી શોભા પામે સ્વર્ગ　　૩૮
"સહુ કો સાગર માંહિ રહે, નિશા માહે જમ કોયે નવ લહે"

## દ્વારાવતીની અદ્‌ભુત ઘટના

વિશ્વકર્મા તેડ્યા તત્કાળ, દીધી આયસ દેવ દયાલ　　૩૯
મધુસૂદન મનેં જે જે મર્મ શિલ્પશાસ્ત્ર બહુ જાણે કર્મ,
અતર્યામી રૂપેં રહે, જ્યહા ઘટતૂ તે તિહા કહે.　　૪૦
પરમ પ્રેમેં કીધો પ્રાકાર, વસમો બાર જોયણ વિસ્તાર,
પાખન્ય પરિખા સાગર તણી, વિચ્ય માંહિ વિચિત્રી ઘણી　　૪૧
પગે પગે પગથી, પગે પગે માર, કોઠા કોશીશાં અપાર,
ઘડનાલા, ગોપુર, પુરદ્વાર, ભલ કમાડ, ભોગળ બહુ ભાર　　૪૨
ગઢ, મઢ મંદિર નેં માળિયા, ગોખ, સભા શોભિત જાલિયાં,
હાટ સઘળા હાટકે કરી ઘડ્યાં, મણિમાણિક બહુ માહે જડ્યા.　　૪૩
વર્ણ અઢાર સંરે જૂજૂઆ, એક અનેક અધિકારી હુયા,
છપન કોડ્ય યાદવ અવાસ, વિચ્ય માંહિ ઉગ્રસેનનો વાસ　　૪૪
તે મધ્યેં મંદિર વસુદેવ, કર્યાં ચાતુરી કૌતક એવ,
તે અતરે ત્યમ શ્રીહરિ તણાં શોલસહસ્ર ઘર નિર્મ્યાં ઘણાં　　૪૫
પુત્રપૌત્ર તેહનો પરિવાર, માહેં માહે સહુ રચના સાર,
ઘર ઘશ્ય ઘોડાશ્ય ઘડી, ગજશાળ, શોભિત સભારે રખવાળ　　૪૬
રાજનિયદે ભરિયા ભડાર, સેના સન્નાતી ઝૂઝાર,
છત્ર ચમર નાના નરયાન, આગત્ય ગંધર્વ ગાએ ગાન　　૪૭

---

૩૮(૩૯) જાયસેં ૪૦(૪૧) શિલ્પસાસ્ત્ર ૪૧ (૪૨) પ્રમાર ૪૩ (૪૪) સઘલા ૪૬ (૪૭) પરવાર માહે માંહિ શાર ૪૭ (૪૮) રાજનીત્યેં ભરયા સન્નાતી જુઝાર આગલ્ય

ગોલ સહસ્ર વિચ્યેં એક અવાસ, સુંદર સૂર્ય કોટ્ય પ્રકાસ;
દૂંરે થકો દીસે શત ગણો, અંબરે ધ્વજ લાગો તે તણો. ૪૮
મણા નહીં તે માંહ લગાર્ય, ગોખ જાલિયાં ને ગોઝાર;
પટશાલા ચ્યહીં પખેં ચોપાડ, મણિમાણેકનાં ઘડિન કમાડ. ૪૯
થાનક થાનક થાપ્યા થંભ, રચી પૂતલી જાણિયેં રંભ;
સહુ મિંદરની શેરી આવી, મર્મે તે સુરાસ્યનેં ભાવી. ૫૦
રત્ન તણા ત્યાંહાં ઢાલ્યા ઢોલ, ભૂમ્યેં ભૂમ અસ્તરણ અમોલ;
તુલી કોમલ તૂલ સમાન, સકલ ઉપસ્કર શોભાયમાન. ૫૧
હરિમંદિર ઉપરય મદાર, શાખા ગૈ તે ગગન મુઝાર,
પત્રડાલ્ય જાણે પ્રાસાદ, હંસ કરે ત્યાંહાં નાના નાદ, ૫૨
નગર છેહ લગેં આવ્યેં છાંહ, ફૂલફલ નિત્ય વરસેં માંહ.
ઠામ્ય ઠામ્ય દીશે નવનિધ્ય, ઠામ્ય ઠામ્ય તે પૂરી રિધ્ય. ૫૩
કામદુધા કલ્પદ્રુપ જિહાં, સ્વદેહે શ્રી ત્યાંહાં વાસી રીહાં;
ઇંદ્રાદિક આઠે લોકપાલ, વતાં કરે આલવતાં આલ. ૫૪
ઘરેં ઘરેં યજે નાના યાગ, સર્વ ભાવે શ્રીકૃષ્ણવિભાગ,
ઘરય ઘરય શ્રીભાગવતપુરાણ, ઘરયે ઘરયે વૈષ્ણવ કરે વખાણ. ૫૫
ઘરેં ઘરેં પુરુષોત્તમ પૂજિયે, અવર ન કાંઈ બિજૂં બૂઝિયેં;
ઘરેં ઘરેં હરિમંદિર પ્રાસાદ, ગીત નૃત્ય ને નાના નાદ. ૫૬
ઘરેં ઘરેં ધ્વજ પતાકાછત્ર, ઘરય ઘરય બહુ વાજે વાજિંત્ર;
ઘરેં ઘરેં તોરણ મોતી તણાં, શણગાર્યાં સોહે આંગણાં. ૫૭
ઘરેં ઘરેં રોપ્યા કદલી થંભ, ઘરય ઘરય નાચે રંગે રંભ;
ઘરય ઘરય સુરતરુઅરસુખ કરે, વાંછિત ફલફૂલ નિત્યે ઝરે. ૫૮
ઘરય ઘરય વાડી, ઘરય ઘરય કૂઆ, એક વલી અરહટ જૂજૂઆ,
ઘરય ઘરય સહેજે શત્રૂકાર, પર્વ તણા નવ્ય દીસે પાર. ૫૯

---

૫૧ (૫૨) અમુલ. ૫૨ (૫૩) પ્રશાદ. ૫૪ (૫૫) રીયાં. ૫૫ (૫૬) પૂરાણ. ઘરસે ઘરસે વૈ૦ ૫૬ (૫૭) મંદર ૫૭ (૫૮) સોહેહે.

વેદશાસ્ત્રના કરે નિચાર, સહુ ભજે એમ વિશ્વાધાર,
દુ:ખી નહી કો નગર મુઝાર, પરવરે એ સઘલે પરવાર. ૬૦
કાલ તણો ભય કેને નહી, મરણ ન જાણે માણસ સહી.
સુંદર ચોરાશી ચોવટાં, રાજનાટ ચત્વર ચોવટાં. ૬૧
સભાસુધર્મા શ્રી હરિ તણી, અદ્‌ભુત શોભા છે અતિ ઘણી,
ન શકે વેધા કરી વખાણ, મતિમાને કાંઈ કહું અજાણ. ૬૨

પૂર્વછાયો

મણિ માણિક મેલી ઘડી, ભલી પરય સઘલી ભત્ય,
થંભ થોભ દીશે ઘણા, ઉગ્યા બહુ આદસ. ૬૩

ચોપૈ

વાધી ભૂમ્ય બહુ વિસ્તાર હેમ સાંધીને હીરાસાર,
પાખસ્ય પટશાલા માહા માટ, તે અંતર સત્વર ચોપાટ. ૬૪
કર્ણવારિયાં ઠાકુર ઠાહોર, વિચ્ય વિચ્ય વસમા વાંક દુઆર;
ઠામ્ય ઠામ્ય તિહાં રહે રખવાલ, કોપ્યાયા કરે જાણે કાલ. ૬૫
અવસર વિણ ઇંદ્રાદિક દેવ વેત્રપાત્ર થાએ તત્ખેવ,
વિચ્યમાં રત્નવેદિકા વલી, પગથીઅ ને ઘણી પોહોલી. ૬૬
નાના વર્ણ સકલ સોપાન, મનોહર મંડપ શોભામાન,
તે ઉપરે સિંહાસન સાર, બેમે સુંદર સર્વાધાર. ૬૭
છત્ર ધરે તિહાં અષ્ટમા સિદ્ધય, દેવ્ય ચમર ઢાલે નવ નિધ્ય,
પાર્ષદ સકલ રહ્યા પરવરી, હરિ સનમુખ કર જોડી કરી. ૬૮
નારદ, પર્વત, નેં શક, જિષ્ણુ, ઉદ્ધવ, દારુક, કેશવ, વિષ્ણુ,
વિષ્વક્સેન અને સૈનેય, વેદપક્ષ ધરતો વૈનતેય. ૬૯
સેહેજે સેવક અંતક કાળ, તે પાખસ્ય આઠે લોકપાલ,
છપ્પન કોટ્ય કુલ યાદવવીર, સંનાહ્યા તે સુભટ સુધીર. ૭૦

---

૬૦ (૬૧) સંઘલે. પરવાર. ૬૨ (૬૩) સકે. અદ્‌ભૂત. મતિમાંને. ૬૩ (૬૪) આદત. તી ૬૭ (૬૮) સોભામાંન. સીહાસન. ૬૮ (૬૯) પાર્ષદ (પરિષદ), સકરલ. રિહા. ૬૯ (૭૦) વિષ્નૂ.

અડયલ

સર્વે રાજકુલી છત્રીશહ, છાંડી રાજચિહ્ન છત્રી સહ;
કરેં આયુધ ધરયા છત્રીસહ,સઘલાનેં સન્મુખ જગદીશ હ. ૭૧

ચોપૈ

શંખ, ચક્ર, પંકજ ને ગદા, મૂર્તિમંત ઊભાં સર્વદા,
વેદ, શાસ્ત્ર, સ્મૃતિ, સકલ પુરાણ, બોલે બંદી રૂપેં વખાણ. ૭૨
સભા સુધર્મા તેહતૂં નામ, માંહેં આવે પૂરે મન કામ;
ખટ્ લહરિ સાગર સંસાર, તેહ ન લાગે અંગ લગાર. ૭૩
શોકમોહ નવ્ય હોએ સ્મરણ, તેહ ન લાગે જામણમરણ,
એક વાર ચિંતે ચિત માંહેં, તતક્ષણ તે કૃતારથ થાયે. ૭૪
પૂર બાહ્યઉપવન, ઉદ્યાન, સુરતરૂઅર તાંહાં શોભામાન,
ફૂલ્યા ફૂલિયા વલી બહુ વૃક્ષ, પ્રાણી માત્ર તિહાં પામે ભક્ષ. ૭૫
નંદન વનથી અધિક ઉદાર, તાંહાં ખેલે શ્રી જગદાધાર;
અનેક પરેં કીધા આરામ, કંદુક–ક્રીડાના જે ઠામ. ૭૬
ઉપવન, વાડી, કૂપ, તડાગ, માણસનેં ટહેલવા નહિ માગ;
સકલ તીરથ જમ ગોમતી ગંગ સાગર સરસો થાએ સંગ. ૭૭
ગ્નાન માત્રે હોએ હરિભાવ, ભવ–અંબુધિ તરવા નિજ નાવ,
પાપી પંડિત સહુ સમાન, તતક્ષણ તે થાએ ભગવાન. ૭૮

શ્લોક

ब्रह्मज्ञानेन मुच्यन्ते प्रयागे मरणेन वा
अथवा स्नानमात्रेण गोमत्यां कृष्णसंनिधौ ॥ ७९ ॥

ચોપૈ

નદી ન કો તોલે ગોમતી, પુરી ન તોલે દ્વારામતી,
કૃષ્ણ સમો સુર નહી સંસાર, સ્વર્ગ, મૃત્યુ, પાતાલ મુઝાર. ૮૦

---

૭૧ (૭૨) છત્રીશ. યગદીશ. ૭૨ (૭૩) સાસ્ત્ર. વષાંણ. ૭૫ (૭૬) સોભામાન. ફલ્યા. વ્રક્ષ. તીહાં. ૭૬ પુગદાધર. ૭૭ (૭૮) ટહવા.

શ્લોક

नदी न गोमती तुल्या, कृष्णतुल्या न देवता ।
स्वर्गपातालभूमध्ये द्वारका न समा पुरी ॥ ८१ ॥

ચોપૈ

ત્રિભુવન માંહિં તીરથ જેહ, સકલ દ્વારકા સેવે તેહ;
અંબુધિ તે અમૃતમય થયો, ક્ષારભાગ ગુણ સઘલો ગયો. ૮૨
ચંચલ લહરી તજી તરંગ, ગાધ થયો સુખદાયક સંગ;
ભૂરિ ભયંકર ઉપ્નો અંત, ભૂલીને ભ્રમ થાએ ચિત્ત. ૮૩
નગરપ્રવેશ નહી તાંહાં દુષ્ટ, વિપરીત પરેં પેખે પાપિષ્ટ;
પુરમંડપ નર દેખે જેહ, અતિશે વિસ્મય થાએ તેહ. ૮૪
જલથાનક થલ દેખે તેહ, થલથાનકે જલનો સંદેહ;
દ્વાર ઠામે પ્રોટો પ્રાકાર, દુર્ગ ઠામે તે મોહોટાં દ્વાર. ૮૫
રહે કોટ પાખલે રખેવાલ, પાપીજન જાણે મન કાલ;
કૃષ્ણ તણી કરુણાનો લેશ, તેહ પુરુષને હોએ પ્રવેશ. ૮૬
સહસ્ત્ર આર સુદર્શન ધરી, તે ઉપરચ નિર્મલ નિજ પૂરી;
શ્રીવૈકુંઠ તણા સમુદાય, સઘલા આણી મૂકયા માંહ્ય. ૮૭
અવિનાશી બ્રહ્માંડ અતીત, કાલ તણી કહીયેં નહી બીત!
મથુરાના જન સઘલી જાત, નિદ્રાવસ્થ ત્યાં વાસી રાત. ૮૮
સ્ત્રી, બાળક, વય યૌવન, વૃદ્ધ, સકલ ઉપસ્કર મયલા સિદ્ધ;
રજની માંહિ કરયૂં તે કર્મ, કોય ન જાણે હરિનો મર્મ. ૮૯
અસંભાવ્ય મમ જાણીશ મિત્ર! આગે છે અશાં બહુ ચરિત્ર;
ભુવન કોટ્ય ભાંજે ને ઘડે, ક્ષણ વિદ્યા અદ્દભુત આવડે. ૯૦

---

૮૧ (૮૨) कृष्ण तुल्यो। द्वारका। ૮૨ (૮૩) દ્વારકાં સેવે. અમતયમ. ૮૩ (૮૪) સૂપદાયક. ચિત. ૮૪ (૮૫) વપરત. ૮૫ (૮૬) પ્રકાર. ૮૭ (૮૮) મુકયા ૮૯ (૯૦) શિદ્ધ. ૯૦ (૯૧) અશંભાવ્ય. જાણીસ. ચરીત્ર. અદભૂત.

એકવીશમે જિત્યો જરાસંધ, રચી દ્વારકા માંહિ સમુદ્ર.
એકાણું ચોપૈયે સવિલાસ કૃષ્ણ પ્રીત્યેં કહે કેશવદાસ. ૯૧

ઇતિશ્રી માહાભાગવતે પુરાણે દશમ સ્કંધે શ્રીકૃષ્ણક્રીડાયાં દ્વારાવતીવર્ણન નામ એકવિંશતિતમ સર્ગ સમાપ્ત.

---

## સર્ગ ૨૨ મો

### કાલયવનનિગ્રહ અને મુચકુંદને વરદાન

પૂર્વછાયો

આયુધ વિણ હરિ એકલા, કંઠ કુસુમની માલ,
મથુરા માંહિંથી નીકળ્યા, પાળા પરમ દયાલ. ૧

ચોપૈ

કલિવટલભેં જે આગે કહ્યાં, કાલયવન તે લક્ષણ લહ્યાં;
પૂંઠે પળિયો થૈ પદાસ, અમરષ ભર્યો અસુરની જાત્ય. ૨
ધાઇનેં તે ગયો ઢૂંકડો, પગે પગે પરઠૂં કે'તો પડ્યો;
અરત પ્રાપ્ય નવ્ય પામેં પાપ, યોગીજનને જે દુષ્પ્રાપ્ય. ૩
જમ જમ જાએ જગદાધાર, કાલયવન ત્યમ ખીજે ખાર;
યાદવકુલ કો નાશે નહી, એતાં અપકીરત્ય તે લહી. ૪

હરિયાલી રાગ મારુ

જાણે યવન 'વળુ પાછો,' તાહરે ઢૂકડા ધાય,
હાથો હાથ મલવા સરખૂંયું, તાહરે ઉગ્નય ભરાય. ૫
એમ કરતા હરિ દૂરે લઈ ગયા, આવ્યા ગિરિ ગહ્વર;
ગિરિ કંદરામાં જઇને પેઠા, સ્વામી કમલાવર. ૬
પૂંઠે થકો યવન જઈ પેઠો, ત્યાં એક લાધ્યું શયન;
નિદ્રાવશ છે બિહુ દિવસનો, નરખે કમલનયન. ૭

---

૯૧ (૯૨) બાણું (?) 'એકાણું'ને બદલે સવિલાશ. કેશવદાસ. પૂરણ. એક વિશતિ ૧ કુશમની. મહિથી ૨ પલયો. ૩ દુષપ્રાપ. ૪ જુગદાધાર યાદવકૂલ હરિયાળી (હરીયાલી) રાગ મારુ. ૫ (૯) જવન. સરસુ. ૭ (૧૬) નિંદ્રાવસ.

પીતાંબર હરેજી ઉઢાંડી, રહ્યા અગોચર ઠામ;
મનમાં જાણ્યું 'હરિ આંહી સુતા', યવન માહા અજ્ઞાન. ૮
"સાધુ થઇને આંહી એ સુતો, મ્હને દુઃખ દઇને અપાર",
એહવું જાણી રીસ સંઘાતે, કીધો ચરણ પ્રહાર. ૯
ઘણા દિવસનો સૂતો જાગ્યો, દિશ વિદિશે જોય,
આંખ મીંચી ને કાંયે ન દીસે મારણહારો કોય. ૧૦
અંગ થકુ તે અગ્નિ પ્રકટિયુ, ભસ્મ કર્યો યવન !

પરીક્ષિત પૂછેઃ "કહીયે શુકજી ! કોણ હતો તે જન ? ૧૧
"કારણ કશું ? ને કયમ સૂતો'તો ? તે કહીયે સ્વામિન્ !
"કયમ એહને હરિ આંહાં લાવ્યા ? કયમ બાળ્યો યવન ?" ૧૨

શુકજી કહેઃ સાંભળિયે ! ભૂપતિ, ઇક્ષ્વાકુ કુલજાત,
નામ કહું મુચકુંદ તેહનું, અતિ બ્રહ્મણ્ય વિક્ષાત. ૧૩
સુરપતિ પ્રભવ્યા તે અસુરના, જૈ જાચ્યો મુચકુંદઃ
"સ્વામી ! તું ઉપર કર અમને, તો થાયે આનંદ." ૧૪

તે મુચકુંદે દૈત્ય હણ્યા ને, કષ્ટે મૂકાવ્યા દેવ;
બહુ દિવસ તે રક્ષા કીધી, સુરપતિ નિત્ય એવ. ૧૫

શક્ર વદ્યા રળીયાત થઈ નેઃ "માગો કાંઈ વરદાન ?"
કહે મુચકુંદઃ "થયુ છે બહુ શ્રમ, એકાંત્ય કહીયે સ્થાન. ૧૬
"સુખે કરૂં હું નિદ્રા બહુ દિન, મેહેલીને જંજાલ,
"નિદ્રા આવી ભંગ કરે તે, ભસ્મ થાયે તત્કાલ." ૧૭

---

૮ (૧૧) મન્માં યાહ્યું. આંઈ. ૯ (૧૨) દ્રષ. ૧૦ (૧૪) વિદેસે. જોયે. કોઇએ. ૧૧ (૧૫) યકૂં. પ્રકટિયૂં. પરીષતા સૂષજી (શુક) ને બદલે. ૧૨ (૧૬) કમ. સુતોતો. સ્વામ્યન્ય. 'આંહાં' મૂળમાં નથી પણ 'કયમ' છે, પરંતુ એથી 'કયમ' શબ્દ બેવડાય છે. ૧૩ (૧૭) ભૂપતી. મચકુંદ. બ્રહ્મન્ય. ૧૪ (૧૮) સૂરપતિ. મચકંદ. ૧૬ (૨૦) વદા (ઘા).

એ વરદાન લઈને આવ્યો, મૃત્યલોક રાજંન;
નિષ્કંટક તે અવની કીધી, પ્રજા કરી જતંન. ૧૮
મહેશ સદાસ પુત્ર તે કહીયે, અમૃત્ય તે પરધાન;
તેહને સોંપી રાજ સકલ તે, ચાલ્યા ત્યાં રાજાન. ૧૯
ગિરિગહ્વરમાં પોઢ્યો હતો, સ્થાનક એકાંત જાણી.

તે કારણ જાણી યવનને લાવ્યા, સ્વામી સારિંગપાણિ. ૨૦
પરબારૂ એ કાર્ય કરવું, કીધો ભસ્મ યવન.

પછી પ્રભુજી ઓચીંતા દે ભૂપતિને દર્શન. ૨૧
તે મુચકંદ માહા સુખસાગર, દીઠા જેમ ઘનસ્યામ;
સહસા ઉભો થયો કર જોડી, કરતો તેહ પ્રણામ. ૨૨
પીત વસ્ત્ર, કુંડલ, વનમાલા, મુગટ મનોહર શીશ,
તે કાંહી તેજ કહિયૂ નવ જાએ, સકલ જગતનો ઈશ. ૨૩
કુંડલ, કેશ, કપોલ ઝલહલતા, ચારુ વદન, શુભ હાસ,
વક્ર ભ્રૂ અને અંબુજ લોચન, કિંદ્રપ કોટિ પ્રકાશ. ૨૪
કૌસ્તુભમણિ ને શ્રીવત્સલાંચ્છન, બાહુ આજાન તે ચ્યાર;
જેમ મૃગરાજ સ્વભાવે નિરભય, નરવર તેજ ઉદાર. ૨૫

સંકીર્ત હર્ષિત બુધ વિચારી, પૂછે છે મુચકંદ:
"કોણ છો? કેમ પધાર્યા સ્વામી? મુજને કેહો પરમાનંદ! ૨૬
"આ સ્થાનક એકાંત ગુફામાં કોણ કરે પ્રવેશ?
પદ પંકજપત્ર સમ કોમલ, કયમ મહિમા જાણેશ? ૨૭
કંટક કઠણ ભોમ ઇહાં વિચારૂં, એ ગત મેં નવિ જાણી;
છો ભગવાન કે રવિ શશી સુરપતિ, અજ કહૂં વખાણી. ૨૮

૧૯ (૨૩) પુત્ર. ૨૦ (૨૪) સારિંગપાણી. ૨૧ (૨૫) ધોચીંતા. ભૂપતીને. ૨૩ (૨૭) કુંડલ. થાએ. ૨૪ (૨૮) ઝલહલતા. વંદન. ૨૫ (૨૯) વીક્ર. અબુજ. વત્સલાંત્સલ. ૨૬ (૩૦) સંકર્ત્યે હીર્ષીત બુધ૰—૨૭ (૩૧) ગફામાં. ૨૮ (૩૨) ઈહાં.

ત્રણ્ય દેવ માંપે છો પુંગવ, અતિશય તેજપ્રકાશ,
માહા ઝલહલ ગહર માંહિ, અંધકારનો નાશ. ૨૯
કે હું સૂનો કોણુ વિચારી, જોવા પધારયા સ્વામી;
જો રુચિ હોયે માહારાજ! તમ, કર્મ કહુ શિર નામી. ૩૦
સ્વામી હું તો ક્ષત્રી અધર્મી છું, ઇછે વાકય કુલ જાત;
મુચકંદ કહીએ નામ માહારૂં, શુણિયું હશે વિક્ષાત. ૩૧
યૌવનાશ્વ તણો હું કુંઅર, સાંભલિયે કૃપાલ;
આંહિઆં વીરમી હું સૂનો, મુને થયા બિહુ કાલ. ૩૨
હું એકાંત સૂનો હુનો, કોણે કીધો પ્રહાર?
નેત્ર ઉઘાડીને મેં જોયૂં, દીઠો તેજ-અંબાર. ૩૩
તે પણ ભસ્મ થયો ઇહાં જોતાં, કોણ તમારો જન?
હું લજ્જા પામ્યો છું સ્વામી! કહીયે જગમોહન!" ૩૪
(પદ ૨૯૧૦)

## રાગ કેદારો

આનંદ અભિનવા હાસ જુગતી, તે વાણી ઘન ગંભીર,
મંદ મંદ તે પરમ સુધર્મી, બોલ્યા શામ શરીર: ૩૫

"માહારા જન્મ કર્મની તે સંખ્યા કહી નવ જાયે,
રહિત જન્મ કર્મ હું નિશ્ચે," એમ કહે વૈકુંઠ રાયે. ૩૬
"ત્રણ્ય લોકને વંદિત હું જે, માહ્રા કર્મ પ્રપંચ;
કરિ પ્રમાદ ઓલંઘે જે જન, તે નહિ નિરમલ મન. ૩૭
ભાર અસુરનો ભોમ આકુલાણી, દુઃખ પામ્યાં હરિજન;
તાહ્રે હું યાદવકુલ પ્રગટયો, વસુદેવનો તંન. ૩૮

---

૨૯ (૩૩) અતિસિય. જલહલ. ૩૦ (૩૪) નમ ('તમ'ને બદલે) ૩૧ (૩૫) અધર્મ. ૩૨ (૩૬) યોવનાસ્વ ક્રીપાલ. ૩૪ (૩૮) જુગમોહન. ૩૫ (૩૯) ઘન ગંભીર. સાંમ. ૩૬ (૪૦) કમર્ણી. ૩૭ (૪૧) પ્રચન.

વાસુદેવ હું નામ જ કાહાવું, સાંભલ ને રાજંન !
અવતાર તો એ કારણને, કરવા હરિ રચન. ૩૯
મહા અસુર ને કંસ હણ્યા મેં, કાલનેમી અવતાર;
પ્રલંબ આદે અસુરના, કીધા તે સંધાર. ૪૦

× × × ×

કાલયવન જે ભસ્મ થયો તે, તીવ્ર દૃષ્ટિ કરી તે તાહ્રી. ૪૧
પૂરવ તેં પ્રારથના કીધી, ભક્તવત્સલ નામ;
ઇચ્છાવર તું માગ ભૂપતિ! આપૂં જે મન કામ. ૪૨
માહ્રા જનની આરત જાણું, કરતો રહૂં સંભાલ."

શુકજી કહે: "શુણ્ય અમૃત વાણી, ચરણ નમે ભૂપાલ: ૪૩
"શ્રી નારાયણ દેવ ઓલખ્યૂં, ગર્ગ વચન સંભારી."
કહે મુચકુંદ: "તહ્મારી માયા, મોહ જગતને ધારે. ૪૪
સુખદુઃખના વાહ્યા જન તે ભમતા, ન કરે ભજન તમારૂં,
શ્વાન તણી પરે હીંડે ભમતા, ઘર સ્ત્રી સુખ અહ્મારૂં. ૪૫
જે દુર્લભ કપમે ન જાગે, તે પામ્યો માનુષ તંન;
ગૃહ રૂપી આંધલા કૂપમાં, કાં બૂડે તે જન. ૪૬
જેહની ક્ષિપ્ર તમારી માયા, કીધાં પશુ સમાન;
આટલા દિન માહારા ગયા નિષ્ફલ અસ્ત આત્મા માને. ૪૭
અસત તનેં આત્મા માને, સૂત દારા અહે બંધ.
હૂં નરદેવ કરીને માનૂં, ભલા ભમતો અંધ. ૪૮
તમ મેં માન્યો લક્ષ્મીવર, હય–ગજ–નરનો સ્વામી;
લોભિ રીશેં મન તૃપ્ત ન થાયૂં, વિસર્યા ગરુડાગામી. ૪૯

૪૦ (૬) ને ('મે'–મૂળ) અશુર. કાલનીમી. ૪૧ (૭) પહેલું પાદ પડ્યું લાગે છે. ૪૨ (૮) પારથના. ઇછાવર કર્મ ('કામ' ને બદલે) ૪૩ (૯) આતર 'આરત'ને બદલે. અમૃ. ૪૪ (૧૦) સંભાલી ('સંભારી' ને બદલે). ૪૫ (૧૧) ૪૭ (૧૩) નરફલ. ૪૯ (૧૫) લોભી. ત્રપ્ત.

સઘલી પૃથવી હીંડૂં ભમતો, હૂં થઇને ઊનમત્ત,
જમ જિહ્વા મુખ ભુજંગ ચાટે અતૃપ્ત મિથ્યા રત્ન. ૫૦
રથ મનોહર હેમ, અશ્વ ગજ, બહુ જન આગત્ય કીધ,
હૂં એ નરદેવ વિચારી એહવો, ભૂપ માંહે પ્રસિદ્ધ. ૫૧
મેં સ્વપન જેહવો એ સુખ માનો, શરીર જાણ્યું સત્ય,
વિષ્ટા, ભસ્મ ને કીટ નીપજે, શરીરની એ ગત્ય. ૫૨
દેશ સકલ જિતીનેં આવ્યો, સકલવિદ થયો રાયેં;
ઘર આવ્યો ક્રીડા સ્ત્રીસંગે, જમ મૃગ પશુ ખાયેં. ૫૩
બહુ સંગ્રામમત્ત અતિ રાતો, તૃષ્ણા તૃપ્ત ન થાયે,
તપ દારુણ દુઃખ બ્રહ્મચર્ય દે, તિણે તપબલ થાયે. ૫૪.
તપે બલે ચક્રવર્તિ તો થાયે, ભવ-સંસાર થકી વિરમાયે;
ભક્તિ ઉપજે શ્રી હરિ તાહ્રી, સંગત થકી મૂકાયે. ૫૫
વળી સ્વર્ગમોંમેં અવતરે, તોહે બ્રહ્મણ ન ખૂટે;
તારી કૃપા થકી સદગત્ય પામે, ભવનાં બંધન છૂટે. ૫૬
આયુષ ઘટે, મળે સતસંગતિ, કરે સર્વનો ત્યાગ,
તો દૃઢ ભક્ત્ય તાહ્રારી આવે, ધન્ય ધન્ય માહાભાગ. ૫૭
તો તું જીવનમુક્તિ જ કહીયે નિશ્ચે કરુણાસંધ!
પૂર્વે મેં સતસંગત કીધી, છૂટો રાયે સમંધ. ૫૮
સાક્ષાત ઇશ્વર તૂં સ્વામી! શરણ તમારે રહીયે;
તો હૂંને પામી વર માગવો, સરવસ્વ ઓહૂં કહીયે. ૫૯
તવ પદવલ્લભ વિના સ્વામી! વર નવ માગૂં અંન,
લોભ લગાડો માં મૂલ સ્વામી! હવે થયો ધન્ય ધન્ય." ૬૦
શ્રી હરિ કે': "તૂં મારો પરમ જન, સઘને નિર્ભય સ્થાન,
રુચિ આવે તાંહાં હીંડ વિચરતો." એમ કહે ભગવાન. ૬૧

---

૫૦ (૧૬) ઉનમત. અત્રપ્ત. ૫૧ (૧૭) પ્રસીધ.૫૨ (૧૮) સરીરની. ૫૩ (૧૯) યમ. ધાયેં.. ૫૪ (૨૦) સંગ્રામમત. તૃષ્ના. ત્રપ્ત. બ્રહ્મચર્જ. ૫૫ (૨૧) ચક્રવતિ ભક્તી ૫૬ (૨૨) કીપા. ૫૭ (૨૩) ભકત ૫૯ (૨૫) પોહું. ૬૧ (૨૭) સંઘલે.

શ્રી હરજીને કરી દંડવત, ભૂપતિ ત્યહાંથી જાયે;

શ્રી શુકજી કહે: "સાંભલ્ય રાજા! એકાવન અધ્યાય. ૬૨

રાગ કેદારો

નિરખૂં અવની મંડલ જુગ જાણો, પ્રબલ ભૂપતિ ઉત્તર દિશે જાનો હોએ. ૬૩

વલણ

ઉત્તર દિશે તે જાતો યે, તપ સાધવા વીર,
ચાલ્યો તે ગંધમાદન પર્વત, વિષ્ણુસ્થાનક ધીર. ૬૪
બદ્રિકાશ્રમ જૈને બેઠો, (જહાં) નરનારાયણ સ્થાન,
હરિપદપંકજ હૃદયામાં ધરતો, આરાધન હરિ-ધ્યાન. ૬૫

કૃષ્ણ દેવ મધુપુરી પધાર્યા, કાલયવનને મારી,
તેના મલેછ સકલને હલધર ઉભા છે સંધારી. ૬૬
રથ અશ્વ ગજ ભરી ચલાવે, કાલયવનનૂં ધંન,
નરવર દ્વારકામાંહે પોચાડે સ્વામી પ્રાણજીવંન. ૬૭

જરાસંધ દલ લેઈ આવ્યો, ક્ષોણી તે ત્રેવીશ;
અવલોકી ગતિ માનુષ્ય કેરી, નાઠા શ્રી જગદીશ. ૬૮
અતિ ભયત્રાસ નાસતા દીઠા, ઉભય ભ્રાત રાજાન;
જરાસંધ દલ લેઈ પૂંઠે થ્યો, હરખ પામતો મન. ૬૯
કોમલ કમલપત્રવત હરિપદ, કરતા શીઘ્ર ગવંન,
મોદ મગ્ધ મન અતિશય ધરતો: "ગ્રહી કરૂં બંધન." ૭૦

---

૬૨ (૨૮) દંડવત. (૬૨ પછી) આધ્યા. ૬૩ (૧) નરખું હતર દસે. ૬૪ (૨) હતર દેસે. વિષ્નૂસ્થાંન. ૬૫ (૩) બદ્રીશ્રમ. ૬૬ (૪) મધૂપુરી. ૬૭ (૫) માહા (માંહ). ધન. પ્રાણજીવન. ૬૮ (૬) 'એટલે જરાસંધ'(ધ?) પણ માપ વધી જાય છે. ૬૯ (૭) નાતા ('નાસતા'ને બદલે). ૭૦ (૮) સીઘ્ર. મગ્ધ.

ગોમતાંજલ ચૌદ યોજન, તિહાં ચઢ્યા ભગવાન;
વસ્યા વૃષ્ણીધન તે ઉપર, અતિ ગંભીર નિધાન. ૭૧
તે પરવત મગધે જૈ વીંટ્યો, અગ્નિ લગાડ્યો ખેવ,
"અતિ ત્રાસ ભય છવ બળે" છે, એમ કહે બલદેવ. ૭૨
વામ ચરણ અંગોઠે પર્વત ચાંપે કૃષ્ણ કૃપાલ,
પ્રથવી પીડી નીર ઉછળિયાં, ફાટ્યૂં તે પાતાલ. ૭૩
ગિરિ ઉલ્લંઘીને જલ ધાયા, પાણી વેહેતાં જાય,
પામ્યો ત્રાસ ને મગધ પલાયો, અતિશય જંખો થાય. ૭૪
"બાળ્યા શત્રુ" કહીને જાયે, મગધ પોતાને દેશ.
શ્રી શુકજી કહેઃ સાંભળ્ય રાજા! પાવન કથા કહેશ. ૭૫
અનંત દેશનો મોહોટો રાજા, રેવત તેહનૂં નામ,
તેની તનયા નામ રેવતી, પરમ મનોહર કામ. ૭૬
પુત્રી તેડી આવ્યો વેગે, બ્રહ્મસદન રાજાન,
સુરપતિ સકલ દેવ ત્યાં બેઠા, કરે અપચ્છરા ગાન. ૭૭
ઘટિકા બે બ્રહ્માની વીતી, ત્યાંહે લગે હતું નૃત્ય, •
પૂછે અજ રેવત રાજાનેંઃ "કહે સાચૂં મુજ પ્રત્ય. ૭૮
"મૃત લોક થકી શાને આવ્યો? મુજ સાથે શૂં કામ?"
"આ કન્યાને કોણ ભર્તા? કહીયે બ્રહ્મા! નામ." ૭૯
કહે બ્રહ્માઃ "તૂં કાં રે આવ્યો, તંડવને આરંભ?
"અરે મુરખ! વિપરિત નીપનો, એ છે વાત અસંભ. ૮૦
"ઘટિકા બે મારી થૈ તાં વહી ગયા યુગ અનેક,
"સૃષ્ટિ નવી બહુ વાર નિપની, તાંહીં" વર વરવો કોણ વિવેક? ૮૧

૭૧ (૯) ગોમતાજલ. કસા. વૃષ્ણીધન ('વસ્યા વૃષ્ણીધન' ને બદલે.) ૭૨ (૧૦) મગધે (માગધે). ૭૩ (૧૧) ચર્ણ કૃીપાલ. ઉછલ્યાં ૭૪ (૧૨) ગીરી. ઉલંઘીને મંગધ. જંખો. થાયે. ૭૫ (૧૩) માંગધ. કહીસ. ૭૭ (૧૫) પુત્રી. રાજંન. ૭૮ (૧૬) ઘરીકા. નૃત. પ્રેત. ૭૯ (૧૭) સાજેં. સૂં. ૮૦ (૧૮) મુરખ વપરીત.

સર્વ આયુષ્ય બલદેવ ક્ષીણ થયા, વડી સર્વથી કન્યા,
એ આગલ વર સર્વ લઘુતા, મોટો થયો છે અન્યા. ૮૨
દ્વારામતી પધારો વેગે, વસુદેવ ગૃહદ્વાર,
બલભદ્રને આપો પુત્રી, (જે) શેષ તણો અવતાર. ૮૩

ચોપૈ

શેષ અંશ શ્રી હરિનો ભ્રાત, યાદવવંશ વિમલ વિક્ષાત,
તેહને જૈ દે તાહરી સુતા, અવર નથી આગેં જે હતા. ૮૪
વેગે આવ્યો અવની માંહ્ય, વિસ્મય પામ્યો રૈવતરાય.
નીચાં માનવ, નીચાં પશુ, વૃક્ષ દેખી મન્ય કૌતક વસ્યૂં. ૮૫
વર વરિયો જૈ દ્વારાવતી, રામ વિવાહ કર્યો રેવતી.
અદ્‌ભુત વાર્તા ઉત્સવ રંગ, જમ રાણી રુપમણી શ્રીરંગ. ૮૬
બાવીશમેં યૌવનની કથા, મુચકંદને વર દીધો યથા;
સત્યાશી ચોપૈ સવિલાસ, કૃષ્ણ પ્રીત્યેં કહે કેશવદાસ. ૮૭

ઇતિશ્રી ભાગવતે માહાપુરાણે દશમ સ્કંધે શ્રીકૃષ્ણક્રીડાયાં,
કાલયવનનિગ્રહો નામ દ્વાવિંશતિતમ સર્ગ સમાપ્ત

---

## સર્ગ ૨૩ મો
### રુકિમણીહરણ
### રાગ શ્રીરાગ

સ્વામી એ ભીમક વિદર્ભનો રાય એ, માંહિ મહીઅલ અશો નૃપ નહી એ,
તેહને પુત્ર છે પાંચ એ, એક સુતા અતિ રૂઅડી એ.
કુમારી રુકમણી નામ એ, પરમાસમ સુંદરી એ;
યૌવન પામી તેહ એ, નેહ ધર્યો હરિ–ચરણશૂં એ. ૧

---

૮૧ (૧૯) ઘડીકા. તા. (તાં). શ્રેષ્ટ. ૮૨ (૨૦) કંન્યા. યો છે. અંત્યા. પૃત્રી.
૮૪ (૫૩) આની પહેલાં 'ચોપૈ' જોઇએ, કારણ અંહીંથી અંત સુધીની કડીઓ ચોપૈના માપની છે. સૂતા. પૈ. ૮૬ (૫૫) વરયો. ૮૭ (૫૬) છપન (સત્યાસીને બદલે.) પૂરાંણે. શર્ગ. સંમાપ્ત. ૧ પૂત્ર. સૂતા. ચરણસુંએ.

### ત્રોટક

હરિચરણશૂં નેહ થયો, સંભારે અનુદિન સ્વામ્ય:
"વસુદેવનંદન વરે સુહને", ધરે હઈયા હામ. ૨
"મેં મેરુ કાપી, દાન આપી, યજ્યા નાના યાગ,
વસુમતી વાપીં, કૂપ પરબ પરબ, કીધ કોડ તડાગ. ૩
ભૂદેવ તોખ્યા, સુર સતોખ્યા, નિખિલ તીરથ નાહ્યા,
તપ જપ સંયમ, દેહ દમી મેં, કર્યાં મહીઅલ માંહ્ય. ૪
મેં પૂજિયા પ્રેમ ધરીને ઉમા સરસા ઈશ,
તો માત! મારી એ વર હોજો યદુરાજ જગદીશ" ૫
એમ કરે અનુદિન ધ્યાન તેહનૂં, વિરહ અંગ અપાર.
એક વાર રાજા કૂંમરી દેખી ચતુર એ વિચાર. ૬
તેડિયા મત્રી, પુત્ર પાંચે, સુહૃદ શત ભ્રાત.
"માયેલા માશી જુયો વિમાશી, કહૂં કાંઇક વાત. ૭
આ સુતાને અતિકાલ થાએ, વિચારો વર કોય?
કુલ, શીલ, થર, સુજાણ, સુંદર, સહુ સંપત્ય હોય ૮
આપણ સમોવડ રાજરાજિત, ઝૂઝે અતિ ઝૂઝાર,
બત્રીશ લક્ષણ અંગ, લઘુ વય અને વલી ઉદાર. ૯
અને વલી ઉદાર હોએ, સકલ ક્ષિતિ માંહે ક્ષાત,
તે કહો અહ્મને ગમે તમને, વદે ભીમક વાત." સ્વામી૦ ૧૦

### રાગ—શ્રીરાગ

સજ કરે વિચાર એ, સાર અવની માંહે જે કોય છે?
સહુ તણુ આવિયા ચિત્તેં, નિસ જોઇને તેહ એમ કહે એ: સ્વામી૦

---

૩ વસુમતી. કિધ. ૪ નિષલ. ૫ યગદીસ. ૫૫. ૭ તેડયા. પૂત્ર. શત (શત ને બદલે). યૂથી. ૮ કૂલ. સતાને. સર. ૯ આપણે. લઘૂ. ઉદાર. ૯ મી પછી 'રાગ—શ્રીરાગ' નથી, પણ તે પદબંધ જોતાં જોઇએ.

"એ દ્વારકાપુરીય મઝાર એ, શરસતન શર અતિ ભલો એ. સ્વામી૦
કંદર્પ કોટ્ય ઉદાર એ, મારિયા અસુર એણે ઘણા એ. સ્વામી૦ ૧૧

ત્રોટક.

"મારિયા એણે અસુર આગે, કંસ કેરી કાલ,
વિષ રહિત યમુનાજલ કીધું, વળી કાઢયો વ્યાલ. ૧૨
બાલ થકાં બકી બક વત્સક, હણ્યાં હેલાએ સર્વ,
અંગુલી ઉપરા ગિરિ ધર્યો ને, હર્યો વાસવગર્વ. ૧૩
ત્રેવીશ ક્ષોણી દલ દલ્યૂં, સહજ સત્તર વાર,
યુધ કરી જિત્યો, ગયો બીતો જરાસુત ઝુઝાર. ૧૪
પરપંચે પાપી યવન જાલ્યો, બહુ કીધી બુધ્ય,
નિશિ વિષે નરહરિ નગર વાસ્યૂં, સકલ સાગર મધ્ય. ૧૫
તે દુર્ગે સાવ સુવર્ણમે મણિ, રત્ન જડિયાં માંહ્ય,
છપન કોટ્ય સુભટ ને બલ, ભદ્ર સબલ સહાય. ૧૬
નવ નિધ્ય ને અષ્ટ સિધ્ય સેવે, ભર્યા સર્વ ભંડાર;
ગજ, રથ, પાયક, હય ઘણા, સંખ્ય ન સેના પાર. ૧૭
વૈકુંઠનાયક મુક્તિદાયક, અવતર્યો આ વાર,
સહુ સાધુ જનને પાલવા, ટાલવા ભૂલર્ભભાર. ૧૮
જેહવી રુકિમણી રૂપે રુયડી, તેશા સુંદર કૃષ્ણ,
સાવિત્રી બ્રહ્મા, ઈશ ઉમયા, રમાવર શ્રી વિષ્ણુ. ૧૯
રમાવર શ્રી વિષ્ણુ સરસો, જઓ જોડો એહ,
સહુ સજન ઓ નહી તોલે, કહૂં તમને તેહ." સ્વામી૦ ૨૦

રાગ-શ્રીરાગ

એ સાંભળી હર્ખ્યો રાય એ, માય ભણે ભલે વર કહ્યો એ: સ્વા૦
"હલ હલ કરો હલ કાન(મ) એ, મોકલો દ્વિજને દ્વારાવતી એ. સ્વા૦ ૨૧

---

૧૧ અવના માંહે. આવયા. મારયા. (સ્વામી.'મૂળમાં નથી. ૧૨ મારયા. રહીત. ૧૪ શતર. ૧૬ જડયાં. શુભટ. ૧૭ શેવે. ૧૮ સાધૂજનને. ૧૯ સૂંદ. ૨૦ વિષ્નૂ. આની પછી 'રાગ-શ્રીરાગ' મૂળમાં નથી, પણ પદબંધ જોતાં તે જોઇએ.

## ત્રોટક

દ્વારાવતી દ્વિજ મોકલો, "તેડાવિ ઉગ્રસેન,
વસુદેવ યાદવ જાન લાવો, સહિત સબલું સેન." ૨૨

રૂખમૈયો ઉઠ્યો યોધજૂડો, કોપ્યો જાણે કાલ,
પર્જલ્યો પાવક તેલ છાંટ્યો, સૂણી ગુણ ગોપાલઃ ૨૩
"ભરુઆડ, વનચર, ગાય ચારે, કરે માયા કૂડ,
યોગેંદ્રની પર્યેં સાપ સાહ્યો, બહુ બાજી બૂડ. ૨૪
છલ કરી જાણે, વેષ આણે, તે વખાણે કોય,
કુલહીન, નિર્ગુણ ને અકર્મી, વલી રાજ ન હોય. ૨૫
આપણે સમવડ એહ ન આવે, ભલ ન ભાવે ભામ."
ભૂલવ્યા ભ્રાતા, તાત માતાઃ "નિગમો માં મામ. ૨૬
શિશુપાલ ડાહલદેશ રાજા, શૂરવીર સુજાણ,
મહીપાળ માગધ સભા સેવે, કરે વિશ્વ વખાણ. ૨૭
તેહને દીજે, લગન લીજે, સુખી સહુ કો થાય,
ભગિની તણું સોભાગ વાધે, સગા સજન માંહ્ય." ૨૮

ભૂપાલ પરવશ, અર્યું સરવસ, રાજકૂંઅર હાથ,
તેડાવિયો શિશુપાલ તતક્ષણ, સબલ સેના સાથ. ૨૯
સબલ સેના સાથેં તેઓ, વરતિયો વિહાય.
દો દિવસ આડા લગન લીધું, વાધ્યો પરમ ઉછાહ. સ્વા૦ ૩૦

## રાગ–શ્રીરાગ

રુક્મિણી સાંભલી બોલે એ, ડોલે થકી ધરણી ઢળી એ. સ્વા૦
જલ વિણ જલચર જેમ એ, ત્યમ તારુણી ત્યાંહાં ટલવલી એ. સ્વા૦

---

૨૨ સેન. ૨૭ સેવે. ૨૮ સૂખી. ભગનીતણુ ૨૯ તેડાવયો. ૩૦ વરતીઓ. પછી 'રાગ-શ્રીરાગ' જોઇએ, મૂળમાં નથી, પણ 'પદબંધ' જોતાં તેની તેની જરૂર છે.

પાવકે પરજલે દેહ એ, કેને કહું એ વેદના એ— સ્વા૦
સહીઅર શીતલ લાગે એ, અંગે સોહાય ન સુંદરી એ. ૩૧

### ત્રોટક

સુંદરી અંગે અનંગ પીડે, વિરહ વિશ્વાધારઃ
"દૈવ હવે કીજે કિશું, પે વાહૉર થાનિક ધાઅ. ૩૨
બાંધવ જો બોલે અશૂ, ચીભડે ઉઠી આગ;
ઘર માંહે ધાયક વદે વાયક, અહો મુઝ અભાગ્ય. ૩૩
કર્યાં મૅર કાકર, ગલો શાકર, અમી ઓપમ વિપ,
શ્રીનાથ ને શિશુપાલ જોતાં, એસો અંતર શિષ્ય." ૩૪
વલી વલી ધ્રૂજે, અંગ ભીજે, સખી વ્યજે વાયઃ
"મન માંહી મુઝને કાંઈ ન સુઝે, કરૂં કવણુ ઉપાય? ૩૫
આ લગન આડા દોય દિન છે, દ્વારકા અતિ ગત દૂર!'
કામની કહેઃ "હવે પ્રાણ છંડૂં, પવન પાવક પૂરઃ" ૩૬
એહવે અંતરયામી પ્રેરી, હેલ્યે હઇયા માંહઃ
"વીનતી લખું એક વિપ્ર હાથે, વેગે યદુપુર જાય." ૩૭
ભૂદેવ તેડ્યોઃ "રથ ખેડો, મન તણો માહારાજ!
આ લેખ લીજે, કામ કીજે, આવજો જૈ આજ. ૩૮
લાવજો નરહરિ લગનવેલા, કાલ્ય સંધ્યાએ સ્વામ.
પોહોચી એ પ્રભુ! દ્વારામતીયે, પૂરેવા હઇઆ હામ." ૩૯
પૂરેવા હઇયા હામ હર્પી, વિપ્ર ચાલ્યો વાટ.
અનંત યુગ થયા આઠ પોહોરે, કરે એમ ઉચાટ. સ્વા૦ ૪૦

### રાગ—શ્રીરાગ

ચડવઓ ચાલિયો રાત્યે એ, માંહે પ્રભાત પોહોતો તાંહાં એ. સ્વા૦
દ્વિજવર ઉભલો દ્વાર એ, દ્વારકાનાથે તેડાવિયો એ. સ્વા૦

---

૩૫ શાપી. ૩૭ વેગે. યદુપૂર. ૩૮ આવયો. ૩૯ પૂરવો. ૪૦ પૂરવો. પછી 'રાગ—શ્રીરાગ' જોઇએ, પણ તે મૂળમાં નથી.

આવતાં આશન માન એ, શ્રી ભગવાન ભાવે મલ્યા એ. સ્વા૦
વિઠ્ઠલે કુશલની વાત એ, હાથ ગ્રહી દ્વિજ પૂછ્યો એ. સ્વા૦ ૪૧

ત્રોટક

ગ્રહી હાથ હાથે, થાલ થાથેં, જમાડ્યો તે વિપ્ર,
બેસારી ઢોલે, અમૃત બોલેઃ "કહો કારણ ક્ષિપ્ર." ૪૨

શ્રી કૃષ્ણને કરે દીધ કાગલઃ "વેગે વાંચો તાત!
જો રુચે તો રથ જોતરો, વરવાટે કેહેશૂં વાત." ૪૩

"સ્વસ્ત શ્રી પુર દ્વારાવતી, વૈકુંઠપતિ ચરણાન,
વિદર્ભા રુકિમણી વીનતી, અવધારિયે ભગવાન! ૪૪
તે કરે તાહ્રી કિંકરી કર જોડી કોટ્ય પ્રણામ,
ગુણ શ્રવણસુખકર સાંભલ્યા, મેં ભુવનસુંદર શામ. ૪૫
લોચન લોચે, સદા શોચે, નિરખવા નિજ રૂપ,
ઉરે લાજ છંડી, પ્રીત મંડી, ભજી તૂંને ભૂપ. ૪૬
કુલ, શીલ, વિદ્યા ગુણ નહીં યે તોલે તાહરે તાં નાહ;
અડવડ્યાં મુજ આધાર દીજે આજ અંતર બાંહ. ૪૭
હૂં હુઈ દાશી, જો વિમાસી, સ્વામી! કર સંભાલ,
જમ સિંહભાગ શીઆળ વંછે, ત્યમે મૂં શિશુપાલ. ૪૮
આવજો આજ જ સાંઝ વેલા, વિરહવેદન-જાણ,
નરનાથ નહીતર જીવ જાશે, ઉચ્ચરૂં તવ આણ્ય. ૪૯
ઉચ્ચરૂં તવ આણ્ય અબલા, વિહંગમ ચડી વ્હાર,
ગૌ ગ્રહી પાપી શીમ ચાંપી, સ્વામી! કરય તૂં સાર."–સ્વામી૦ ૫૦

---

૪૦ તેડાવયો. ૪૧ આશન બીઠલે. ૪૩ તા (તો) ૪૪ શ્રીપૂર. ૪૫ કંકરી. ૪૬ લૉચે (લોચે), સોચે. ૫૦ પછી 'રાગ શ્રીરાગ' નથી, પણ તે જોઇએ.

રાગ–શ્રીરાગ

શ્રી હરિ વાંચ્યો લેખ એ, વળી વિશેષ વાડવે કહ્યો એ–સ્વામી૦
હર્વિયા અંગ અપાર એ, નારનો નેહ દીઠો ઘણો એ–સ્વામી૦
જાણ્યો યુવતીનો પ્રેમ એ: "એમ આગેં અછે અહ્મને એ–સ્વામી૦ ૫૧

ત્રોટક

"અમ આગેં પ્રેમ એહશૂં, વેગે જાશૂં જાણ્ય,
રુખમઇયો વર શિશુપાલ વછે, તેહ આરત્ય માણ્ય. ૫૨
રિપુદંત તોડી, માન મોડી, લાવશૂં તે નાર."

રળિયાત કીધો, બોલ દીધો, વિપ્ર વિશ્વાધાર. ૫૩
તેડાવિયો તત્કાળ દારુક, લાવિયો રથ તેહ,
વૈકુંઠનાયક અને વાડવ, વેગે બેઠા બેહ. ૫૪
ચલાવિયો રથ ચતુર સારથી, તૂરી ચંચળ ચ્યાર,
મનવેગે મનની વાત જાણી, સદા સેવક સાર. ૫૫
બલભદ્ર બાંધવ અને ઉદ્ધવ હવું જાદવ જાણ;
દલ મેલિયૂં દક્ષિણ દેશ ઉપરચ, પોહો બિ ન સહે પ્રાણ. ૫૬
છપ્પન કોટ્ય આદવ સુભટ ને, અનેક અવનીરાય,
ગજરથ પાયક પાર પાખેં, પાખર્યા હય માંહ્ય. ૫૭
ઉદ્વેલ સાયર ઊલટ્યો, પરવાહ ચાલ્યો પૂર:
"વિદર્ભા નગરી આજ જોશૂં, દેખશૂં માહા દૂર." ૫૮
હરિચરણ હઇયે ચિંતવે, નવ લહે ઉવટ વાટ,
તે પોહોર પોહોંતા પાંચમે, સહાં અબલા અતિ ઉચાટ. ૫૯

અબલા અતિ ઉચાટ કરતી, નવિ જોતાં નાથ,
હરિવિરહ–સાગર માંહે બૂડી, ગાલે દીધો હાથ. સ્વામી૦ ૬૦

---

૫૧ હર્વેયા. સીઆલ ત્રોટક પ્રતિમાં નથી, પણતેની જરૂર છે. ૫૩ માંણ (માન) ૫૪ તેડાવીઓ. ૫૫ ચાલવીઓ. ચતુર. ૫૭ પાખર્યા. ૬૦ પછી 'રાગ–શ્રીરાગ'

### રાગ શ્રી રાગ

"અવગુણ માહારા અતિ એ, ચિત નાવે અહો હરિ તેણે એ. સ્વામી૦
જેહના ચરણુની રેણુ એ, ઇશ બ્રહ્માદિક શિર વહે એ, સ્વામી૦
જેહને શ્રી રમાસ્નેહ એ, વિરહભાવે નિત્ય વાંછતી એ. સ્વામી૦
તેહ તે પામર નારય એ, અવર આવે કયમ ઉપમા એ. સ્વામી૦ ૬૧

### ત્રોટક

"તે અવર ઉપમા કયમ આવે, કનક જમલી કથીર,
જેટલો અંતર કીટ કેશરી, ગંગ છીલર નીર. ૬૨
જમ રાંક ભૂખદુઃખ દૂખ્યો, અચલ ધરવા આશ,
ત્યમ હૂં ત્રિભુવન નાથ વંછૂં, વર તણો વિશ્વાસ. ૬૩
એહનેં આગે બિરદ મોહોટૂં, પતીત પાવન નામ,
મૂં દીન જાણી, દયા આણી, કયહ્લે પૂરે હામ. ૬૪
ગત જન્મે જનની ધાવતાં, મેં વછોયાં બહુ બાલ,
વરનારી વરતાં વારિયાં, ફોડી સરોવર પાલ. ૬૫
પરત્ર પરત્ર પાતિક વિશ્વધાતક, ન કીધાં મેં કોય.
આચાર્યાં સુકૃત સકલ તો, હરિ આજ દર્શન હોય." ૬૬

અંગે અછોછી, મત્ય ઓછી, 'વિપ્ર નાવ્યો વીર,'
આંગણે અંતર, વલી અભ્યંતર, નયને ધારા નીર. ૬૭
એહવે તો ભૂદેવ દીઠો, કરે જાં કાંઇ પ્રશ્ન,
"આવીયા, આવ્યા" ઉચ્ચરેઃ "શ્રીરામ સરસા કૃષ્ણ. ૬૮
ગજ, રથ, પાયક તુરી ને સહુ, સબલ સેના સાથ,
જેણે જરાસુત બહુ વાર જિત્યો, ભડંનાં ભારથ. ૬૯
ભડંતાં ભારથ જિત્યા, અસુર ક્રોડાક્રોડ,
તે વારે તૂહનેં, કહ્યૂં મૂહનેં, વર એ માન જ મોડ." ૭૦

---

મૂળમાં નથી, પણ તે જોઇએ. ૬૧ માહાર. હરી પેહને. ઓપમા. ૬૨ ઓપમા. ૬૩ પેટલો. ૭૦ માંણ (માન). ૭૦ પછી 'રાગ—શ્રીરાગ' જોઇએ, મૂળમાં નથી.

રાગ—શ્રીરાગ

રુકિમણી હર્ષને માએ એઃ "વિપ્ર વધામણી દ્યો ઘણી એ." સ્વા૦
તતક્ષણ હઇડાનો હાર એ, સાર શૃંગાર આપ્યા સહુ એ. સ્વા૦
તોહે તે તો છંડ્ જાણી એ, માણિક્ય દાન દીધાં બહુ એ. સ્વા૦
મુખ માંહેં સાકર ઘાલી એ, આલી એ જીભ સોના તણી એ. સ્વા૦ ૭૧

ત્રોટક

સોના તણી તે જીભ આપી, વળી વાહલી વાણ્ય;
પ્રદક્ષણા દેઈ પગે લાગી: "અલ્પ આપ્યૂ જાણ્ય." ૭૨

સંકર્ષણ, શ્રી કૃષ્ણ, સેના, ઊતર્યા આરામ;
હરિ આવ્યા ભીમક સુણી ચાલ્યો, હેંડે તે પો'તી હામ: ૭૩
"જૈ કરૂં સ્વાગત, ભલી આગત, આજ માહારૂં ભાગ્ય;
યોગેંદ્ર જેહનાં ચરણ દુર્લભ, યજ્યો નાવે યાગ. ૭૪
વિણ નોતર્યા વૈકુંઠનાયક, પૂર્વ પુણ્યપ્રસંગ
આવિયા અમને કરી કરુણા, આલસુ ઘરે ગંગ. ૭૫
મન માંહેલા જે મર્મ જાણે, અખિલ અંતરયામ."
એમ કહી, આસન અર્ઘ દીધો, પ્રેમે કીધ પ્રણામ. ૭૬
મધુપર્ક ને વલી વસ્ત્ર વારુ, અતિથિ મર્ગે આચાર,
પધરાવિયા પૂર માંહ પ્રભુને, સહિત સેના સાર. ૭૭
ભીમકભ્રાતા ક્રથક, કૈસક, કૃષ્ણના નિજ દાસ,
શ્રીનાથ સેના ઊતરે, જઈ તેહને અવાસ. ૭૮
સભાજને શ્રી કૃષ્ણને તે નિત્યે કરે સ્નેહ સક્ષ,
બહુ ભક્ષભોજન, પુષ્પચંદન, દાસ લાવે લક્ષ. ૭૯
તે લક્ષ લાધે, દાસ લાવે, પરોણા પરમાનંદ,
તે નગર સઘલૂં નાથ નરખે, હોએ મન આનંદ. ૮૦

૭૧ સંગાર. મુખમાંસે. ૭૩ સંકર્ષ. ૭૪ ભાહારૂં(માહારૂં). કેન્યા. આવ્યા. ૭૫.આલશુ. ૭૬ પે. આશન. ૭૭ પધરાવ્યા. પ્રભૂને. શેના. ૭૮ શેના

ચોપૈ

ત્રેવીશમે એકાશી કહી, રુક્મિણીહરણ ચતુર ચોપૈ,
સાંભળતાં ભણતાં ઉલ્લાસ, કૃષ્ણ પ્રીત્યેં કહે કેશવદાસ.	૮૧

ઇતિશ્રી ભાગવતે મહાપુરાણે દશમસ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં રુક્મિણીવિવાહ-
પ્રારંભો નામ ત્રયોવિંશતિતમઃ સર્ગઃ સમાપ્તઃ

---

## સર્ગ ૨૪ મો

### રુક્મિણીહરણ

ઘોલ

'આવિયો સખી! પુરુષપુરાણ' એ, જાણ હવું યુવતી સહુ એ;
"સહુ મળી હે સખી! ચડીઅ અવાસ એ, પાસેથી પુષ્પવૃષ્ટ્ય કરીએ."
કરે સહુ સખી કૃષ્ણ વખાણ એ, જાણી મદન મૂરતવંતો એ,
મની અતિ એ સખી કરતી વિચાર એ: "પાર નિગમ તે નવ્ય લહે એ.૧

ત્રોટક

"નવ્ય લહે નિગમ અને આગમ, સકલ શાસ્ત્રપુરાણ:
તો જૂઓ ભીમક ભાગ્ય મોહોટૂં, આજ આવ્યા જાણ"	૨
એક કહે: 'એહની આંખડી, પાંખડી પદ્મ સમાન.'
એક કહે: 'હસતાં ગાલ ધાસે મકરા કુંડલ કાન.'	૩
'મસ્તકે મનોહર મુગટ સોહે,' કહે નાના નાર્ય.
કંઠે કૌસ્તુભ રત્ન ને, મણિજડિત્ર હઇયે હાર.	૪
સર્વાંગસુંદર મયણ મંદિર, પુરંદર અથ એહ;
હરિ, હર, બ્રહ્મા ત્રણ્ય તેહમાં, જગતનાયક જેહ	૫
કામનાં બાણ કટાક્ષ મૂકે, ચૂકવે નહિ ચક્ષ,
'ઉપનિષદ અર્થ અનંત મહિમા, થયો લલના લક્ષ.	૬

---

૮૧ હલાસ. પૂરાણે. શર્ગ. ૧ આવયો. પૂરસ. મની મની. ૨ સાસ્ત્ર૦. ૩ એક હે (ધાસે). ૪ કૌસ્તસ. જડીત્ર. ૬ કક્ષ (કટાક્ષ ને બદલે). ઉપનીષદ.

લાવણ્ય લીલા તક્ષા લઘુવે, શૂરવીર, ઉદાર,
જેહવી રુકિમણી રૂપે રૂઅડી, તિશે ભલ ભર્ત્તાર. ૭
"વીનવે ધાતા પુણ્યપો'તો, અમારે કાંઈ આજ."
શ્રી કૃષ્ણ રુકિમણી વર વરે તો, સરે સઘલાં કાજ. ૮
હરિ જોઈ સમ સમ કહેઃ "જમ ગમે મન મુઝાર."
માનની માધવ પ્રેમે પૂજ્યા, અનુભવી ઉપચાર. ૯
અનુભવે ઉપચાર પૂજ્યા, આવિયા અવાસ;
ત્યાંહાં ચકિ કૈસક કરે સેવા, દેવના નિજ દાસ. ૧૦

## ધોલ

આવિયો હે સખી ! વર શિશુપાલ એ, ડાહોલ દેશનો રાજ્યો એ,
રાજ્યા હે સખી મલ મલિયા કોડધા એ, યોધ જરાસંધ જેવડા એ,
જેવડા હે સખી ! રવિતલ રાય એ, માંહિ મહિપસ છે ઘણા એ;
ઘણા ઘણા સખી સુભટ ઝૂઝાર એ, પાર નહી તે કટકનો એ. ૧૧

## ત્રોટક

તે કટક કેરો પાર નહી, સંહાર્યા સર્વે શૂર,
યા લવી જોયો હરિ હરિ, ભૂલવી કન્યા ભૂર. ૧૨

હવે લગનની હરકાંત્ય હોએ, વલી વર શણુગારઃ
તાંહાં વિપ્ર આશીર્વાદ બોલે, અખિલ કુલ આચાર. ૧૩
સહુ કરે સાહામા અને સાનિધ, મલી મંગલ ગાયઃ
નરનારા તિહાં બંધે કંકણુ, અશા ઉત્સવ થાએ. ૧૪
રખમયો ઘોસટ ધસમસે ને, સહે સાંસા અત્ત,
હરિપક્ષ દેખી સકલ દ્વેષી, ધરે અમરષ ચિત્ત. ૧૫

---

૭ લાવણ ૧૦ આવયા. સા'ડી ૧૦ પછી 'ધોલ' નથી પણ તે જોઇએ.
૧૧ આવયો. મલ લયા (મલ મલિયા) ની (નહી). ૧૪ સાંનિગ.

રુક્મિણી સહીઅર સહસ્રશૂં, કુલદેવ પૂજા કાજ.
ગુરૂ નાર ગરઢી સહુ સાથે, મોકલી મહારાજ. ૧૬
પરવરી પાખલ્ય સબલ સેના, સુભટ સર્વે સેનાય,
પાખરયા પર્વત ધુંક ફાટે, આભ આપે ઠાહ. ૧૭
કર ધર્યાં આયુધ યોધ જાણે, સકલ પાડે શર્મ:
"થઈ સાવધાન ને સરવ રે'જો, તમે લહો અરિના મર્મ" ૧૮
વાજિત્ર વાજે, ગગન ગાજે, ધરા ધ્રૂજે પ્રાણ;
સુર અસુરદલ બહુ ખલભલ્યાં, સાંભલ્યૂ સારિંગપાણ્ય. ૧૯
સાંભલ્યૂં સારિંગપાણ આવ્યા, કૃથ કૈશક સાથ,
હરિ નાર નરખે હૃદય હરખે, મેવક વલગા હાથ. ૨૦

ધોલ

નિરખતાં રુખમણી રૂપ એ, ભૂપ મોહ્યા તે ભૂમેં પડે;
પીડાયે સખી પરષ્ય પરષ્ય કામે એ, હામ ધરીને હાલે નહી એ.
નહી તીહાં પાખલે વાયુ પ્રવેશ એ, રૈંસેંથા વીર રહ્યાં કરે એ;
કરે તિહાં કીરત ચારણ ભાટ એ, વાટ ખૂટે નહી ચાલતાં એ. ૨૧

ત્રોટક

ચાલતાં ખૂટી વાટ આવ્યો, અબિકાપ્રાસાદ:
ગજગત્ય ચિત્ત મુરાર ધરતી, મૌન મન ઉલ્હાદ. ૨૨
સહુ સખી સાથે પ્રવેશ કીધો, દેવી પૂજે પ્રેમ,
ફળ, પુષ્પ, ધૂપ, અનેક અંબર, નારુ મૂકયાં નેમ. ૨૩
માનની માધવ કંત માગે: "ઉમા! પૂરો આશ."
તતકાલ મનોહર દીધ માલા, હસી બોલે હાંસ. ૨૪
આશિકા માગી, પગે લાગી, વલી વિનતા રંગ.

આવતી દીઠી મીલ્ય પરઠી, સામૂં હીસે શ્રી રંગ. ૨૫

---

૧૬ ગુર(ગુરૂ). ૧૭ પાખલ્ય. ૧૮ રેયો. ૧૯ ખલભલ્યાં. સાંભલો. ૨૧ પીડીયે (પીડાયે). ૨૨ પ્રસાદ. ઉલ્હાદ. ૨૫ હી (હીસે ને બદલે).

ચક્ર કીધી, વેગે લીધી, રથ રુકિમણી નારય;
શિશુપાલના રખવાલ સઘલા, કરે હોહોકાર. ૨૬
શ્રીહરિ સારિંગધનુષ્ય ચડાવી, વિવિધ્ય વરસે બાણ,
કલ્પાંતનો જમ કાલ કોપ્યો, હરે અરિના પ્રાણ. ૨૭
આવડી વિદ્યા અભિનવી, લઘુલાઘવી અભ્યાસ,
વામાંગે જોતા વીર સઘલા, તત્કાલ પામ્યા ત્રાસ. ૨૮
વલી વલી તે રથ વાલિયો, દ્વારાવતીની વાટ.

વધામણી શિશુપાલ પોહોતી, અસુર-ઘરે ઉચાટ. ૨૯
અસુર-ઘરે ઉચાટ ને હર્ષિયા યાદવરામ,
સુરસૈન્ય સાથે ચાલિયા, કામની પામી કામ. ૩૦

## ઘોલ

સાંભળી હે સખી વર શિશુપાલ એ, ઝાળ ઉઠી શિર પગ થકી એ;
થગથગ્યા હે સખી માગધ માની એઃ "કન્યકા ગ્રહે કયમ આપણી એ?
"આપણા હે સરવે ધિક અવતાર એ, સાર ઝૂઝાર થયા યાદવ એ;
યાદવ સરવે ગાયગોવાળા, કાલ આપણે અહીં એવડા એ. ૩૧

## ત્રોટક

એવડા આપણા કાલ આગલ, કીહાં જાશે ભૂર?
જમ રોનભાગ કપોત લેતાં પાંખ લાગે પૂર. ૩૨
રથ જોતરયા સમરથ સારથેં, અશ્વ કે અસવાર;
ગડગડી ચાલ્યા ગડમડી, હલકારેં કરે હથિયાર. ૩૩
વાજિયાં વિસરા અસુર દુંદુભી, નફેરી રણકાહલ,
સરણાઈ ધન્યા આલવે, ચાલવે, સઘલી ચાલ્ય. ૩૪

૨૬ વેધે. (વેગે) સિશુપાલના. ૨૯ વાલયો. ૩૦ સુરૌન્ય.ચાલયા. ૩૧ સરૈવ (સરવે). ૩૪ સંઘલી. અશુર.

નિશાણુ નાના નાદ ને, ધ્રુસકયા ઝાંગી(૨) ઢોલ,
રણુ માંહિ રાઓત રોષે ચાલ્યા, બોલતા બહુ બોલ. ૩૫
એક વલી આગલ્ય પલે પાલા, અંગે આંગાં ટોપ;
સહુ હાથ્ય શીંગણુ અને ઉડણે, અવની ઊડે કોપ. ૩૬
પડધાય પર દલ ધરણુ ધ્રૂજે, શેષ કંપ્યૂં શીશ,
કમકમે કૂરમ પૃષ્ઠિ તોફૂ સૃષ્ટ્ય હરશે ઇશ? ૩૭
રણે રણે રવિમંડલ છાયો અવની થયો અંધકાર,
અધર ડસતા અસુર આવે, મલ્યા સેન મુઝાર. ૩૮
દલ દેખી રુકિમણી હૃદય બીની, ચકિત દીસે ચક્ષ!
ભગવાને ભામા પ્રસંશી: “હૂં, હણૂં હમણાં લક્ષ. ૩૯
હૂં હણૂં હમણાં લક્ષ કોટ્યને, અનંત સધીં બાણુ!
બલભદ્ર બાંધવ સબલ સેન્યા, અબળા આરત્ય માણ્ય.” ૪૦

ચોપૈ

ચોવીશમેં હરિ રુકિમણી હરી, કિંચિત્ કહી કથા વિસ્તરી,
એકતાલીશ ગાતાં ઉલ્લાસ, કૃષ્ણુ પ્રીત્યે કહે કેશવદાસ. ૪૧

ઇતિ શ્રી મહાભાગવતે પુરાણે દશમસ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં રુક્મિણી
હરણ નામ ચતુર્વિંશતિતમઃ સર્ગઃ સમાપ્તઃ

———:o:———

## સર્ગ ૨૫ મો

## રુકિમણીવિવાહ

### રાગ આશાવરી

### પૂર્વછાયો

દલદર સાયા આસુરા, યાદવ જગઝૂઝાર,
સામા સંધ તણી પર્યેં, વલિયા વીર તે વાર. ૧

---

૩૫ નીશાંણુ. રોસે. ૩૭ હરસે. ૩૮ સેન. ૩૯ ચકીત. દેસે (દીસે) પ્રસંશી. રાગ. આશાવરી. ૧ આશુરા. યગ. વલયા.

### ત્રોટક

વલિયા વીર વિરશેં જાતાં, માતા જમ માતંગ,
રતા રાયોત રાતાં લોચન, રણુ માંહેં વર્ત્યો રંગ ૨
યુધ કરે બલદેવ જરાસંધ, સાલ્વ નેં શ્રી નાથ,
સાત્યકી નેં શિશુપાળ સમાસમ, ખીજે ન ખચે હાથ ૩
ઉદ્ધવ નેં અનુશાલ્ન ઝૂઝે, અક્રૂર નેં દમઘોષ
પૂરે નાખ પીતાંબરે પેહલો, ગગને ગયો તે ઘોષ ૪
વરસેં બાણુ સડાસડ વરઝા, કરેં કોપર કૂચ,
અમર્ષ અગાઅગ્ય ન માયે, મઝરા મરડે મૂછ ૫
મન ભણીનેં આયુધ મૂકે, ચૂકે નહીં તે ચાલ,
અડજની પરસેં અબર ઊડે, મડે માયા જાલ ૬
સારિંગધનુષ ધરી ધરણીધર, હલમુશલ બલદેવ,
કોપ્યા યાદવ કીધો કાદવ, ખલદલ ખુપ્યા ખેન. ૭
નાઠો વર શિશુપાલ વગુનો, સહિત સંઘનો સાથ,
એક પડે ને એક ઉજાએ, એક દે આડા હાથ ૮
દુખે કરિવર માગધે વાર્યો, ઊગાર્યો એમ દેહ,
એકાકી પરધાન પ્રશસા, કાલે મોહે ગ્યા તેહ. ૮
કાને મોંહે ઘરે ગ્યા સહુ, જાને આવ્યા જેહ,
યાદવ જયજયકાર થયો, ઉલટ વાધ્યો એહ ૧૦

### પૂર્વછાયો

રખમયો રુક્મિણી હરી, સુણી સહોદર સાટ,
ચાલ્યો દલ મેળી કરી, દ્વારાવતીની વાટ ૧૧

---

૨ વલયા વધ ૩ ચરાસધ સાત્વીક શીશુપાલ દમગોષ સંઘ ગોષ ૫ અમર્ષે ૭ ધલદલ ધપ્યા ૮ સીશુપાલ સંઘલો ૮ કરેવર પ્રસરા ૧૦ ૧૧ રખમયો

### ત્રોટક

દ્વારાવતીની વાટે ચાલ્યો, બોલે વિસરયા બોલ:
"માહ્રી બેન હરી હરિ જાએ, મોનૂં શીસાં તોલ. ૧૨
કૃષ્ણ હણી, કુંમરી ધરએ લાવૂં, નહીતર નાવૂં ગામ."
મૂઢમત્યે મેલિયૂં દલ દમોદમ, વઢવા વેર વિરામ. ૧૩
"ગેહેલપણે ગુણહીન ગોવાલા, ચાલ્યા એવડ ચૂંક;
"સાહે સાપ વિરાંશે સીદર, ફાટે ફણધર ફૂંક. ૧૪
"કેશરીમુખે સસો કર ઘાલે, ઝાલે વંનર વાઘ,
"માહારે હાથ્યેં ચઢ્યો મધુસૂદન,જાવા નહી લહે લાગ." ૧૫
હોઠ મૂંછશૂં બહુ રકાવે, મૂકે મૂરખ બાણ,
હસતા શ્રીહરિ સઘલા ભાંજે, જૂવતીવેદનાજાણ. ૧૬
સાહી રૂપ સનાતને કીધી, મૂડાવી એક મૂછ,
મસ્તકે પાટા સાત પડાવી, અર્ધ કપાવ્યૂં કૂંચ. ૧૭
બાંધીને રથ પૂંઠે લીધો, કીધો માધવે કોપ,
મૂરખને મુખ રંગ લગાડ્યો, લૂહી લજ્જા લોપ ૧૮
બલદેવે તેહ્‌ને કહી છોડાવ્યો, રાસભશો ત્યાંહાં રાંક,
"કૃષ્ણને હણ્યા વિણ પુરે ન પેસૂં," વેરી મોહોટો વાંક. ૧૯
વેરી મોહોટો વાંક થયો, ચાલ્યા કેશવરામ;
દીઠૂં પૂર દ્વારાવતીને, પોહોતી હઇયા હામ. ૨૦

### પૂર્વછાયો

શ્રીહરિ સામા આવિયા ઉગ્રસેન, વસુદેવ;
નગરનિવાસી નિરખવા, વાહ્યાં દુંદુંભી દેવ. ૨૧

---

૧૨ હરિ હરિ. ૧૩ મેલર્યું. દલ. દમાધવ. ૧૫ મધસૂદન. આવા. ૧૮ સુરધનેં. મુખરોગ. લૂડી. ૧૯ રારાભસો. કૃષ્ણને. પેશું. ૨૦ પૂર. ૨૧ આવયા.

### ત્રોટક

દેવ તણાં તાંહાં દુંદુભી વાજે, ગાજે નગર નીશાણ
ઋષ્ય આશીશી બોલે આશી, બંદીજંન વખાણ. ૨૨

અક્રૂરને ઘરેં કૃષ્ણ ઊતાર્યા, લીધો લગ્નવિચારઃ
"વિવાહની હરકાંસ કરાવો, વેગે મલાયો વાર. ૨૩
પેહેલું કૌરવ પાંડવ તેડો, કરવાં છે બહુ કાજ,
કુંતી, કૃષ્ણા સહિત સુભદ્રા, કેહેજો આવે આજ." ૨૪
કુંતીભોજ કૈયક કૈશક, વળી ભીમ દ્રુપદ, વિરાટ,
જનકાદિક જગતિપતિ સઘલા, મલિયા ઉત્સવ માટ. ૨૫
અમરલોક પ્રતિહાર પઠાવી, તેડ્યા સુર તેત્રીશ;
સુરિનર પન્નગ સઘલા આવ્યા, આદ્યે બ્રહ્મા, ઈશ. ૨૬
નારદ આદ્ય મહામુનિ આવ્યા, સનકાદિક જે સિદ્ધ,
ધ્રુવ, પ્રહ્‌લાદ, વિભિષણ, હનુમંત, સુગ્રીવ વાનર વૃદ્ધ. ૨૭
ઊતારા આપ્યા અતિ ઉત્તમ, સેવા(એ) મૂકયા સક્ષ;
સંકર્ષણ તિહાં કરે સભાજન, આપે ભોજન ભક્ષ. ૨૮
સૂત્રધાર સુર કેરા તેડી, બાંધ્યા મંડપ માંહ્ય,
ઠામ ઠામ સુરનારી નાચે, આગલ્ય ગાંધર્વ ગાય. ૨૯
આંગલ્ય ગાંધર્વ ગાય તે, વિદ્યાધર સુર જાત્ય,
યાદવરાજ સભા જૈએ, નરવરે નાના નાત્ય. ૩૦

### પૂર્વછાયો

ઘરય ઘરય ગોડી ઉછલિયાં, તલીયાં તોરણ બાર,
ઘરય ઘરય ઉત્સવ અભિનવા, ઘરય ઘરય મંગળ ચ્યાર. ૩૧

---

૨૨ કૂંતી. સહીત. ૨૫ કેસક. મલયા. ૨૭ સુની. સિધ. ધ્રુ. પ્રેલાદ. વિભીપણ ૨૮ શેવાએ. સંકક્ષણ ૩૧ ઉછલયાં.

### ત્રોટક

ધન્ય ધન્ય મંગલ્ય ગાયે સોહાગણ્ય, ધન્ય ધન્ય વર્ત્યાં રંગ,
એક અનેક વધાવા લાવે, રુક્મિણી ને શ્રીરંગ. ૩૨
મણિ માણિક બહુ ચીર પટોલાં, વલી આભ્રણ અમુલ્ય;
મોતીથાલ ભરીને માનની, ઉપરય, કુંકુમ ફૂલ. ૩૩
વસુદેવે ત્યાં વેગે કરીને, કીધો કુલ–આચાર,
શાંતિક પુષ્ટિક સાહામા વરનાં, વર ચડવાની વાર. ૩૪
શ્રી હરિને શિર તેલ સંચારે કયક કૈશકની નાર,
સ્નેહે કરી અભ્યંગ કરાવ્યૂં આપ્યાં અંબર સાર. ૩૫
ઉગ્રસેને મોહોશાલૂં દીધૂં, રીસ અનોપમ રાજ,
દેવવ્રતે દૌહિત્ર કરીને, સીધાં સઘલાં કાજ. ૩૬
શણગાર્યો વરઘોડો રૂડો, આણ્યા રથ અનેક,
શશીકર છત્ર ચમર શિર ધરવા, આવ્યા અમર વિવેક. ૩૭
સુંદર કોટ્યેં ચઢ્યા સાહબોલા, યાદવના સુત જેહ,
વાહને રાજ વિરાજિત કન્યા, રૂપ અનોપમ તેહ. ૩૮
હય, હસ્તિ, ને રથ બહુ મલિયા, ટલિયા ટ'લવા માગ,
ચંદન ચર્ચી શ્રીફલ આપ્યાં, પૂંગી પત્ર વિભાગ. ૩૯
આપ્યાં પૂંગી પત્ર ને, છેહેલ કરે ત્યાંહાં છોલ્ય,
કુંકુમ કેશર છાંટણાં, રમે એણિ પર્ય રોલ્ય. ૪૦

### ચોપૈ

પંચવીશમે પરણ્યાની કથા, સ્નેહ કરી બોલી સર્વથા,
ચોપૈ એકતાલીશ વિલાસ, કૃષ્ણ પ્રત્યે કહે કેશવદાસ. ૪૧

ઇતિશ્રી ભાગવતે માહાપુરાણે દશમસ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં રુક્મિણીવિવાહો
નામ પંચવિંશતિતમઃ સર્ગઃ સમાપ્તઃ

——:::——

૩૩ કુંકમ. ૩૪ વેધે. પુષ્ટીક. ૩૫ સંચરે. કૈશની. ૩૬ ઉગ્રસેને. અનોપ. દેવવ્રતે દોહિત્ર. શીધાં. ૩૯ મલ્યા.

## સર્ગ ૨૬ મો

### રુક્મિણીનો લગ્નોત્સવ

### રાગ ધવલધન્યાશ્રી

વરઘોડે શ્રી હરિ ચઢ્યા, સુંદર કરી શણગાર,
મસ્તકે સોહે મુગટ મનોહર, હઈડે રજતના હાર. ૧

**ત્રોટક**

હઈડે રજતના હાર રૂડા, મકર કુંડલ કાન,
કટિમેખલા, કરે સોહે કંકણ, સહજ શામલવાન. ૨
કંઠે કૌસ્તુભ રત્ન ને, શ્રી વત્સલાંછન સાર,
બહુ મૂલ્ય બાંધ્યા બેરખા, નલવટ્ય તિલક ઉદાર. ૩
પરિધાન પીતાંબર પેહેર્યાં, ભુવનસુંદર ભૂપ,
લાવણ્ય કંદર્પે કોટ્ય કીધો, અધિક અનોપમ રૂપ. ૪
સર્વાંગ ચંદન ચૂઆ ચર્ચ્યાં, વૈજયંતી માલ,
બહુ પણ તુલસી પુષ્પ પૂજ્યા, ગુણાતીત ગોપાલ. ૫
વાજિત્ર પંચ વિશેષ વાજે, શંખ સુંદર સાદ,
ત્યાંહાં વિપ્ર સઘલા વેદ બોલે, દેવ દુંદુંભીનાદ. ૬
અપ્સરા નાચે, રંગ રાચે, ગાએ ગંધર્વ ગીત,
ત્યાંહાં અમર સઘલા થયા આગલ્ય, રાજની જે રીત. ૭
યદુનાથના રથ જોતર્યા, પૂંઠે પલિયા તેહ,
હરિધ્યાન ધરતી ધવલ મંગલ, સકલ ગાએ સ્નેહ. ૮
મણિરત્ન માણિક મુગટ જડિયો, બંધી શિરવર સાર,
મન્ય હર્ષે માતા દેવકી: "મુજ આજ ધન્ય અવતાર.
મુજ આજ ધન્ય અવતાર ઉત્તમ, પુત્ર થ્યો પરમાનંદ."
વસુદેવ યાદવ વિશેષ હરિ નિરખે હુઓ આનંદ. ૧૦

---

ધવલધન્યા. ૨ મેખલા સામલ. ૩ કૌસ્તભ. વછલાંછન. મુખ્ય. બેરખા.
૪ કિર્પ. ૬ સંઘળા. ૮ પ્રભૂ. પલયા. ૯ જડયો.

**ધવલ**

શ્રી હરિ શેરીયેં સંચર્યા, પરવર્યા સર્વે પરિવાર,
મોતીથાલ વધાવતી, આવતી મારગ નાર. ૧૧

**ત્રોટક**

આવતી નાર્ય મુરાર્ય નિરખે, હર્ષે હઈડે થાય,
તે કૂખ ધન્ય ધન્ય કામની, જેણે જણ્યા યાદવરાય. ૧૨
પૂજતી પુષ્પે પ્રેમભર્ય, જેમ મહી વરસે મેહ,
ત્રૈલોક્ય કેરાં લોક લૌકિક મોહ પામ્યાં તેહ. ૧૩
આવિયા મંડપદ્વાર માધવ, ઊતર્યા તેણી વાર,
પદ્મિની આવી પોંખિયા તે કન્યકા અગ્યાર. ૧૪
ધાટડી ઘાલી, લઈ ચાલી, હશા વિશ્વાવાસ;
બેસારીયા શ્રી નાથ બાજોઠે, અબલા પો'તી આશ. ૧૫
ભીમકે કન્યાદાન દીધું, હર્ષે હરિને હાથ;
ગુરુ ગર્ગ આવ્યા કર્મ કરવા વલી બ્રહ્મા સાથ. ૧૬
રુકમણી માધવ હાથ મેલિયો, વધાવે નરનાર,
રેવતી રંગે હસે હાસાં, દેઉર દેવ મુરાર્ય. ૧૭
આવિયા ચોરી માંહ માધવ, હર્વા મંગલ ચ્યાર,
કામની કેશવ માંહેં બેશી, અરોગ્યા કંશાર. ૧૮
પહેરામણી વસુદેવ દીધી, ભણે ભીમક: "ભાગ."
સહુ ન્યાતશું શ્રીનાથ સંતોષ્યા, પછે લાગો પાગ. ૧૯
પછે લાગો પાય ને, પધરાવિયાં નરનાર્ય;
આવિયાં મંદિર આપણે, જે રહ્યા વસુદેવ દ્વાર. ૨૦

**ધવલ**

દેવકી કરે ઓઆરણાં, વારણાં ગંગને વાર્યઃ
"દુર્જનડાં દલી આવિયા, લાવિયા નરહરિ નાર્ય." ૨૧

---

૧૧ સવ. ૧૩ લોકિક. ૧૪ આવયા. પદ્મની. પોખયા. ૧૫ વિશ્વાવાશ.
૧૭ મેલયો. આવયા. માંહે. ૨૧ આવયા. લાવયા. નરહરી.

ત્રોટક

લાવિયા નરહરિ નારી રૂઅડી, રમા રૂપ સમાન,
પધરાવિયા હરિ માંહે મિંદર, જમાડી તવ જાન. ૨૨
તહાં પાક ઉપર વૃકોદર જે વાયુપુત્ર વિવેક,
નોહોતરે અર્જુન મોકલ્યા, સેવક સાથ અનેક. ૨૩
ધરણે ધર્મનંદન ધર્મે જાણે, પખાલે તે પાય;
બહુ ગાન દેતાં રામ દાખે, થયા યુક્તે હાય. ૨૪
પેહેલૂં બ્રહ્મા બેસાણે, તે પૂંઠે શ્રી ત્રિપુરાર,
ઈંદ્રાદિક સુરનર અનુક્રમે, પીરાણે અશ્વકુમાર. ૨૫
સાવિત્રી, ઉમયા આદિ નારી, અવર મિંદર માંહ,
સુભદ્રા, દેવકી તીહાં પીરસે, ધવલ કુન્તી ગાય. ૨૬
ભોજન ભક્ષ અઢાર પીરસ્યાં, અરોગે આહ્‌લાદ,
તે અમરને અમૃતથી અધકેરડો થયો સ્વાદ. ૨૭
તાંબુલ, પૂંગી, ચુંયા ચંદન, પુષ્પે પૂજ્યા સાર,
પેહેરાવિયાં પટકુલ સુંદર, સહિત સર્વ પરિવાર. ૨૮
પૂરવ્યા વાંછિત પદારથ, ધર્મ અર્થ ને કામ,
ભુવિ ભક્તિ મુક્તિ સજાત આપી, જે'ને જે હામ. ૨૯
જેહને જે હામ હૂતી, સેહેજે તે પામ્યા સોય,
વસુદેવ યાદવે જાનના તે, વલાવ્યા સહુ કોય. ૩૦

ધવલ

રુક્મિણી હવો વિવાહાલો, નાહોલો નરહરિ પામી,
કંદર્પ કોટ્ય અધિક કલ, સહેજે તે સુંદર સ્વામી. ૩૧

ત્રોટક

તે સહેજ સુંદર શ્યામશૂં, નિત્ય રમે રુક્મિણી નાર;
યામની દિન જાતાં ન જાણે, લહૂં મન સુરાસ્ય. ૩૨

---

૨૨ લાવયા. નરહરી. પધરાવયા. માંહે ૨૩ વાયુપૂત્ર. ૨૬ ઉમયા. ૨૮ પહેરાવયો. પરવાર.

એકાન્ત કમલાકાન્ત લાધો, બહુ બાંધ્યો પ્રેમ,
મેલવ્યાં સાકર દૂધ મનોહર, જડ્યાં હીરા હેમ. ૩૩

હરિહરણ રુક્મિણી ગાયશે, અથ સાંભળે એક વાર,
તૂસશે ત્રિભુવનનાથ તેહનેં, સદા કરશે સાર. ૩૪
સૌભાગ્યવંતી, પુત્રવંતી રૂપવંતી નારય,
સહુ જન્મ સુખ પામેં ઘણું, તે પરવરે પરિવાર. ૩૫
ત્યમ પુરુષ ચ્યાર પદારથેં, હરિભક્ત ભૂતલ હોય,
સંસારસાગર તરે સેજેં, વત્સપદ જમ તોય. ૩૬
દારિદ્રયદુ:ખ ન દેહ દેખે, સદા સુખિયો થાય,
વૈકુંઠનાયક હોએ વલ્લભ, એહ ગુણ જે ગાય. ૩૭

કાયસ્થકુલ નિર્મલ ને વારુ વાલમ નાત્ય,
મેહેતા રાદેનો સુતન હરિ તણી બોલે ખ્યાત. ૩૮
વૈષ્ણવ કરો દાસ અનુચર વસે વાસ પ્રભાસ.
કવિજન ખોઅ્ય મ કાઢશો, કર જોડે કેશવદાસ. ૩૯
કર જોડી કેશવદાસ બોલે, નહીં તોહે તેહઃ
શ્રી કૃષ્ણ રુક્મિણીહરણ કીધું, સદા ગાશું સ્નેહ. ૪૦

ચોપૈ

છત્રીશમેં ઉત્સવની કથા, સંપૂરણ કીધી સર્વથા,
એકતાલીશ ચોપૈ સવિલાસ, કૃષ્ણ પ્રીત્યે કહે કેશવદાસ. ૪૧

ઇતિ શ્રી ભાગવતે મહાપુરાણે દશમસ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં રુક્મિણી-
હરણો નામ ષડ્વિંશતિતમ: સર્ગઃ સમાપ્તઃ

———:o:———

૩૪ ગાયસે. કરસે. ૩૫ પૂત્રવંતી પવેર. ૩૭ વલભ. ૩૯ કાઢસો. ચોડે. ૪૦ થોડી ૪૧ સંપૂર્ણ.

## સર્ગ ૨૭ મો

### પ્રદ્યુમ્નકૃત શંબરવધ અને સ્યમંતકમણિનું આખ્યાન

ચોપૈ

રુક્મિણીએ તે સૂતવો કામ, સુંદર શ્રીહરિ સરખો શામ,
હોઓ તો મન્ય હર્ષ અપાર, પૂર્વે જે જાળ્યો ત્રિપુરાર. ૧
જાતમાત્ર તે શંબરે હર્યો, નારદે તે અંતક ઉચ્ચર્યો,
સાયરજલ જે નાંખ્યો સોવ, નિશામાં નવ્ય જાણે કોવ. ૨

રુક્મણ્યાદિક પામ્યાં શોક, દુખી થીયા દ્વારામતી-લોક.

મછે ગળ્યો બાલક જલરાશ, તે લોધીને પડિયો પાશ. ૩
શંબરને સોય કીધો ભેટ, પછે સૂદે ફાડ્યું પેટ,
માંહે થકી નીકળિયો બાલ, માયાવત ગ્રહિયો તતકાલ. ૪
પુરા પીનાકી બાલ્યો કામ, પતિવ્રતા પ્રજ્જલવા હામ,
નારદે તે વારી નાર્યઃ "ભૂતલ અવતરશે ભર્તાર. ૫
"ઉમાપતિયે જે કર્યો અનંગ, કૃષ્ણ થકી ઉપજશે અંગ,
"શંબરઘરે તું પામીશ સહી." તેણે કારણ રતિ રાંધણ રહી. ૬
સંભાર્યો સુરઋષ્યે સંકેત, પાલે હર્ષે હઇઆ હેત.
કેટલે કાલે મોહોટો થયો, યદુનંદન યૌવન પામિયો. ૭
રતિ રમે ભર્તાની રીત, હરિસુત ચતુર અતિ ચકર્યો ચિત્તઃ
"અહો માત! નવ મતિ અન્યથા, વર્તે કાંહ કામિની યથા." ૮
માયાવતી કહીયું વૃત્તાન્તઃ "પૂર્વ જન્મે તું છો કાન્ત."
આપી માયા તણી મુરારઃ "વેગે કરી હવે વેરી માર્ય." ૯
તો તતક્ષણ કોપ્યો કંદર્પઃ "અબલા! ટાલૂં અરિનો દર્પ."
મેઘનાદ જે ગાજ્યો ગેહ, શંબર નીકલિયો સ્વદેહઃ ૧૦

---

૧ સૂતનો. સરખો. ૨ નાંખ્યો. ૫ પીનાપી. અવતરસે. ૭ પામયો. ૮ હરિસુત ચતુર. ચીત. કામની. ૯ વર્તાન્ત. વેધે. ૧૦ તક્ષણ. નીકલયો.

"અરે દુષ્ટ! નવ આવ્યો અન્ત, નિટૂર તું શું રહ્યો નિશ્ચિન્ત."
કઠિન વચન સાંભલતાં ક્રોધ, શંબર મનમથ માંડ્યું યુધ. ૧૧
અનેક પરે માયા આસુરી, અચ્યુતસુત ઉપરેં આવરી,
વિશ્વવિમોહન જે વૈષ્ણવી, પ્રદ્યુમને પ્રેરી અભિનવી. ૧૨
શંબર શિર હરિયૂં નિર્વાણ, સબલી માયા સારિંગપાણ્ય.

અરિ મારી, પામ્યો ઉલ્લાસ, અબલા લઈ ઊડ્યો આકાશ. ૧૩

તતક્ષણ પોહોતો દ્વારામતી, યદુપતિનંદન જમલી રતિ,
ઊતરિયાં અંતઃપુર માંહે, ચકિત હવી હરિપત્ની તાંહે. ૧૪
જાણ્યૂં: 'જગદીશ્વર આવિયા, વલી કોય કામિની લાવિયા.'
રૂપ, શીલ, શ્રી કૃષ્ણ સમાન, અબલાગણ થયો અંતર્ધ્યાન. ૧૫
અતિ નિરખતાં 'નરહર નહીં,' વિનતા વિસ્મય પામી સહી!
વૈદર્ભી ફરકે વામાંગ, હૃદય માંહે વલી વર્તે રંગ. ૧૬
પ્રેમે કરી અતિ પાહાનો ઝરે, 'કોણ પુરુષ?' એમ મન માંહે ધરે:
"જાતમાત્ર જે માહારો બાલ, કોય હરી ગ્યો તેહેને કાલ. ૧૭
"જીહાં કીહાં જીવતો હોય, એ સરખો, એ જેવડો હોય,
"માહારૂં મન મલવા ઉલ્લસે, હું જાણૂં તાં એહ જ હશે. ૧૮
"સરખાઈ સારંગધર તણી, અંગે એહેને દીશે ઘણી."

અસૂં વિચારે જાંહ રુકિમણી, આવ્યા તિહાં ત્રિભુવનધણી. ૧૯
આનકદુંદુભી ને દેવકી, કૃષ્ણ ન બોલે કૌતક થકી.
નારદ આવ્યા કારણ કહ્યૂં, કુટમ સહુ રલિયાત જ થીયૂં. ૨૦

૧૧ નિટૂર. સૂં.નશ્ચિંત. શાંભલતાં. સાંબર. યૂધ. ૧૨ સૂત. ૧૩ હરયું. રાબલી. ઉલારા. ૧૪ પોહોહો. ઉતયા. માંહે. હવિ. ચાહિ. ૧૫ જગદીસ્વર. આવયા. લાવયા. ૧૭ પાંહાનો. મન માંહે. ૧૮ ઉલસી. હસે. ૧૯ જાં. (જાંહને બદલે). ૨૦ કૌતક. કુટમ.

"મરણ પામિયો આવ્યો પુત્ર, સુંદરી લાવ્યો, હણિયો શત્ર"
નગરનિવાસી હર્ષ્યાં સહુ, એક જીભ, હું કયમ કરી કહું ૨૧
વસુદેવાદિક દંપતી મલ્યાં, શોક સહુ સજનના ટલ્યા.
રાણી રુકિમણી થયા રલીયાત, પુત્રવધૂ પરશ્ય રંભા માત. ૨૨

સત્રાજિત સૂરજનો ભક્ત, સેવા કરે તે અર્થ–આસક્ત,
તૂઠા, મણિ આપ્યો મનકામ, સુંદર તે સ્યમંતક નામ ૨૩
અર્ચ્યો પૂરે અનુદિન આઠ ભાર શોલહૂં સૌવન,
દેશ નોહે તેણે દુર્ભિક્ષ, અનેક ઉપપ્લવ ટાલે લક્ષ ૨૪
તે મણ્ય કંઠે ધરી ધન્ય ધણી, હર્ષો આવે હરિપુરી ભણી
દ્વારાવતીજન ચાહે ચક્ષ, જાણ્યૂ રવિ પ્રગટ્યો પ્રતક્ષ! ૨૫
"શ્રી અનંત! અવધારો એવ, તમને મલવા દિનકર દેવ
ઓ દીસે આવ્યો અવિદૂર" શ્રીનાયક કેહે "નોહે સૂર ૨૬
"સત્રાજિત મણિસયુત એવ, આવ્યો આપણપાને ઘેહ"

શ્રીકૃષ્ણે મણિ માગ્યો એક વાર "રત્ન ઘટે રાજાભંડાર" ૨૭
અર્થકામ તેણે આપ્યો નહી, કુબુધિ નરહરિને ના કહી

ધિક્ ધિક્ ધન વિદ્યા, કુલ, ધર્મ, અચ્યુત વિણ્ અર્પીયે કર્મ ૨૮
ગુણસમૂહ તે અવગુણ થાય, અવગુણ ગુણ માધવ મહિમાય,
શુભદાયક સ્યમંતક જેહ, અનર્થહેતુ મણિ હૌઓ તેહ ૨૯
પ્રસેન સત્રાજિતનો ભ્રાત, યાદવ સહુ જાણે વિક્ષાત,
મણિગ્રીવ તે મૃગયા ભણી અશ્વે ચડી ચાલ્યો આફ્રણી ૩૦

---

૨૧ પામયો એશું પૂત્ર હણુયો નગ(ર?)નિવાસી ૨૨ વસૂદેવાદિઃ દંપતિ શોક સ્રજનના રલીત્યા ૨૩ સૂરય મણી ૨૪ પુરે આઠભ્રર દુર્ભક્ષ ૨૬ દીશે કે (કહેને બદલે) ૨૮ કુબુધી નરહરીને ૨૯ ગુણસમુહ અવગુણ 'અવિગૂણ માધવ મહિમાય' આમ અર્થસગતિ માટે અને માપ તૂટતું હોવાથી 'ગુણ' શબ્દ અવિ_ણ' પછી ઉમેર્યાં છે ૩૦ પ્રસેન

મૃગપતિ મારયો વન મુઝાર, સમ્યક્ કોય ન જાણે સાર,
મરણવાત સજને સાંભની, શોકે સર્વ રહ્યૂ કલકલી    ૩૧
સત્રાજિત હરિનો સદેહ "મારીને મણિ લીધો એહ"
કર્ણે કર્ણે જલ્પન થૈ કથા, શ્રીકૃષ્ણે સુણિયૂ સર્વથા    ૩૨
એ કશ્મળ ઊતરવા કાજ, યાદવ તેડ્યા ત્રિભુવનરાજ,
પગ પગ ચાલ્યા પુરવપુરાણ, જોવાને લીધા બહુ જાણ    ૩૩
કિંદર માહે કેશરીયે હણ્યો, તાહાંથી પગ ચાલ્યો તેહ તણો,
મૃગપતિ તે રીંછે મારિયો, ગુફા માહે પગ તેહનો ગયો    ૩૪
યાદવજન રાખ્યા તે દ્વાર, માહે પેઠા દેવ મુરારય
તે મણિ જે જોયો યદુરાજ, બાધ્યો બાલક રમવા કાજ    ૩૫
હરિ દેખીને ધૂજી ધાવ, રીંછરાયને કીધી રાવ
થયો સાંભળતા રોમાચિત રીંછ, કૃષ્ણ ભણી ચાલ્યો ભડ ભીંછ    ૩૬
તો મલ્લયુદ્ધ માંડૂ તેણી વાર, જાંબુવંત ને જુગદાધાર,
ગડદાપાટૂ માંહોમાંહ, ક્ષણ વલગે, ક્ષણ અલગા થાય    ૩૭
અહોરાત્ર્ય એમ અઠાવીશ, સેનક સાથે રમ્યા જગદીશ,
જાંબુવંત કાયો યુદ્ધ કરી, હઈયા માંહે, જાણ્યા હરિ,    ૩૮
"રામચંદ્ર વિણ માહારી રીશ ખમવા કોણ છે એ ઈશ ?"
પ્રભુ જાણીને લાગો પાય ? "મધુસૂદન ! અદ્‌ભુત મહિમાય    ૩૯
"બુદ્ધિહીન, મુજ પડિયો બાધ, સ્વામિ ! ઈ ક્ષમવો અપરાધ,
"ઘણે કાલે બહુ કરુણા કરી, એણે મિશે આવ્યા શ્રીહરિ"    ૪૦
પુરુષોત્તમની પૂજા કિદ્ધ, પાગ પખાળી પુત્રી દિદ્ધ,
તે ઉપરેં આપ્યૂ મણિદાન, ભક્તિભાવ તોષ્યા ભગવાન    ૪૧

---

૩૨ સત્રાજિત જપન શુણ્યુ ૩૪ મારયો ૩૭ યુધ સુગદાધાર માંહો માંહે થાયે ૩૮ શેવક યગદીશ ૩૯ ખમવા પ્રભૂ મધસૂદન અદભૂત ૪૦ સ્વામી એ ક્ષમાવો ૪૧ પુરૂષોતમની પૂત્રી ઉરેં

યાદવે દશ દિન જોઈ વાટ, ગયા દ્વારકા અતિ ઉચાટ;
સત્રાજિતને દે બહુ ગાલ: "અરે દુષ્ટ! કાં દીધું આલ?" ૪૨

નારી લઈ નરહરિ આવિયા, વલી દ્વારકા ઉત્સવ થયા:
વિધિપૂર્વક તે કર્યો વિવાહ, પરણી તે પટરાણી માંહ. ૪૩

સત્રાજિત તેડી તત્કાલ, આપ્યો મણિ એમ ટાલ્યૂં આલ.

મહાનુભાવશૂં મિથ્યા વેર, રજની દિવસ નહી સુખમેર. ૪૪
લોક માંહ અતિ લાગી લાજ, એ અપરાધ ક્ષમાવા કાજ;
કન્યારત્ન કૃષ્ણને જઈ દીધી, સુખ આરત્ય સર્વે ગઈ. ૪૫
લીધૂં લગન અનોપમ એક, માંડ્યો વિહ્વા પરમ વિવેક;
આગે ઉત્સવ રુક્મિણી તણો, સતભામા તેથી શત ગણો. ૪૬
સગપણ થયૂં શ્રીનાયક સાથ, કન્યા દીધી કેશવહાથ્ય;
તે ઉપર્યેં આપ્યૂં મણિદાન, ગૌણભાવે ન મહ્યૂં ભગવાન. ૪૭

પાંડવને પ્રજાલ્યા સુણી, ચાલ્યા હરિ હસ્તિનાપુર ભણી:
યદ્યપિ સહુ જાણે જગતાત, કૌરવશૂ કરવા ગ્યા વાત. ૪૮
ભીષ્મ, વિદુર, ગાંધારી, રાય, શલ્ય, કૃપ, દ્રોણાદિક માંહ્ય;
મલ્યા રામ માધવ તેહને, આગે કષ્ટ અછે એહને. ૪૯

એણી સમે હરિપુરે અક્રૂર, મલ્યો તિહાં કૃતવર્મા ક્રૂર,
કર્યો મંત્ર શતધન્વા સાથ: "મારીને મણિ લેજે રાત. ૫૦

૪૨ શત્રાજિતને. ૪૩ આવયા. ૪૪ માનુંભાવસૂં. રેવ (વેરને બદલે). ૪૫ ક્ષમવા સર્વે. ૪૬ વિર્હ્વા. શતભામા. રાલ. ૪૮ હસ્તિનાપૂર. ૪૯ વિષ્ય (ભીષ્મ). તહર્ષ (શલ્ય ને બદલે). દૂષ [દુર્ય (?) દુર્યોધન, કે દુ:શ (?) દુ:શાસન] પણ ભાગવતમાં કૃપાચાર્ય છે, એટલે ઉપર 'કૃપ' મૂક્યો છે. ૫૦ સાથ. કૃતબર્મા પણ ભાગવતમાં 'કૃતવર્મા' છે.

"સત્રાજિતે જે દીધી સુના, તે આપણને કહેતા હુતા."
એમ પ્રેર્યો શતધન્વા પાપ, ભૂર્યે હણ્યો શતભામા–બાપ. ૫૧

પુત્રી એણી પર્યે પામી શોક, રડનાં છાંડી લજ્યા લોક;
સત્રાજિત તેલે સીંતલી, હસ્તિનાપુર આવી એકલી. ૫૨
સમાચાર શ્રી હરિને કહે, કરે કષ્ટ રડતી નવ્ય રહે.
દામોદરે દુઃખ કીધું ઘણું: "રડતી રહે, હમણાં અરિ હણું." ૫૩
રામકૃષ્ણ રથ બેશી કરી, યુવતીશું આવ્યા યદુપુરી.

શતધન્વા શંક્યો મન માંહ, ઉગરવા ચિંતવે ઉપાયઃ ૫૪
"કૃતવર્મા! હવે કરો સાહાય!" "ના ના," કે'તો બોલે ન્યાયઃ
"ઈશ્વરનું હેલન કો કરે? મૂઢ તેહ અણુકાલે મરે. ૫૫
"જેણે હેલા(એ) કંસાદિક હણ્યા, જરાસંધ સમ જિત્યા ઘણા."
પછે વલી પૂછો અક્રૂર, તો તે કહેઃ "તું ભલો, તું ભૂર. ૫૬
"ભુવન કોઅ ભંજે ને ઘડે, અતિ અદ્‌ભુત વિદ્યા આવડે;
"વિશ્વાધાર સરીશું વેર, કોણ કરી સુખ વંછે સેર?" ૫૭

અક્રૂરને મણિ આપી કરી, શતધન્વા નાઠો શર્વરી;
શત યોજન (જે) સંધ્યાયેં જાય, તેજી તેહ પલાણ્યો તાંય. ૫૮

રામકૃષ્ણ રથ બેશી બેય, કેડે કરીને મલિયા તેહ;
મિથિલા નિકટ મૂક્યો તેતુરી, અતિ બિહીનો નાઠો ઊતરી. ૫૯
પીતાંબર પાલા થૈ ગયા, રામદેવ રથ ઉપર્યેં રહ્યા;
મલ્યા જૈ માર્યો પાપિષ્ટ, દામોદરે ગુરુદ્રોહી દુષ્ટ. ૬૦

---

૫૧ સૂતા. પ્રેહેરયો'. શતભામાનો. ૫૨ પૂત્રી. સોક. રાત્રાજિત. ૫૪ 'યુવતીસુ. સંક્યો ચીનવે. ૫૫ મુંઢ ૫૬ કેશાદિક. શેર (સેર). ૫૮ સર્વેરી. સત તુરી. ૫૯ મલયા. તાય (તયાં) ૬૦ ગુરુદ્રોહી.

માધવ મણિ ખોળે તો નહિ, કથા તેહ સંકર્ષણ કહી.
જાણ્યું: "મૂંથી મણિ ઓલવ્યો, અવર કામ કિહાં કૃષ્ણે ઠવ્યો?" ૬૧
ત્રિકમને કે': "જાઓ તમે, મૈથિલ મલવા જાઊં અહીં."
રામ પધાર્યા મિથિલા માંહ્ય, જનકે યદુપતિ પૂજ્યા પાય: ૬૨
"સ્વામી! આજ અમારૂં ભાગ, દુલ્લભ યોગી યજતા યાગ;
"તે આવ્યા અણચિંતવ્યા ઇહાં, મંદભાગ્ય તે મૂંદૂને કીહાં?" ૬૩

દેવ તિહાં દિન કેતલા રહ્યા, ગદાયુધ દુર્યોધન કહ્યા.

અર્થ તણો અનરથ મહિમાય, ઈશ્વિર વેર એમ વિસ્મય થાય. ૬૪
સુખકારણ મણિ માગ્યો જેણ્ય, કૃત્યા કોટ્ય ઉપાઈ તેણ.
પામરને પ્રીછવવા કાજ, જગદીશ્વરે મોહ્યા યદુરાજ. ૬૫

અડયલ

જે જન વંછે આતમ અરથ હ, તે જો દુરય થાતે જન અનરથ હ,
અર્થ નામ પણ છે અનરથ હ, હરિ સેવે જમ સરે અર્થ હ. ૬૬

ચોપૈ

યદુપુર આવ્યા જગદાધાર, સસરાને કીધો સંસ્કાર.

અક્રૂર ચાલ્યા વારાણસી, કનકયાગ ત્યાંહાં કીધા વશી. ૬૭

કૃષ્ણે ઉપાયા ઊતપાત, વલતા કહે જાદવને વાત:
"તો સહી સુખ થાયે દ્વારકા, અક્રૂર તેડાવો તિહાં થકા. ૬૮
"શ્વફલ્ક સુત જિહાં વાસે હોય, તિહાં ઉત્પાત ન હોએ કોએ.
"હમણાં કાશીપુર કલ્યાણ, માહા પુરુષ પગ તણું પ્રમાણ." ૬૯
હરિસેવકનો મહિમા સહી, માંડી વાત મધુસૂદને કહી:
'મંગલપતિ માધવ રહે જિહાં, અમાંગલિક તે આવે તિહાં.' ૭૦

---

૬૨ ત્રીકમ જાસુ. ૬૪ તીહાં. ૬૫ કાય. (કાજ). ૬૬ ચૈ. ૬૭ હરીશેવે. ૬૮ યગદાધાર. ૬૯ સ્વપુલક સૂત પુરષ. ૭૦ હરિ શેવકનો. માંડ. મધસૂદને. અમાંગલીક.

જગદીશ્વરે યશ દેવા કાજ, સેવક તેઓ ત્રિભુવનરાજ.

અક્રૂર કાશીથી આવિયો, કૃષ્ણે મણિ માગ્યો લાવિયો. ૭૧
પુનરપિ પાછો આપ્યો તેહ, સકર્ષણ ટાલ્યો સંદેહ.
ત્રિભુવનપિતા કહેઃ "રાખો તમે, સમ્યક્ સચવાશે નહીં અહે." ૭૨

ભણે સુણે જે એ આખ્યાન, તેહને તૂસે શ્રી ભગવાન,
અણ કીધાં નવ્ય લાગે આલ, કીધાં ટાલે કૃષ્ણ કૃપાલ. ૭૩
સત્તાવીશ સર્ગે માહાન, સ્યમંતક મણિ સમ્યક્ આખ્યાન,
ચ્યમોતેર ચોપૈ સવિલાસ, કૃષ્ણ પ્રીત્યે કહે કેશવદાસ. ૭૪

ઇતિ શ્રી ભાગવતે પુરાણે દશમસ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં સ્વયંતકમણિ-આખ્યાન સપ્તવિંશતિતમઃ સર્ગઃ સમાપ્તઃ

## સર્ગ ૨૮ મો

### અષ્ટ પટ્ટરાણી સાથે કૃષ્ણના વિવાહ

### ચોપૈ

એક વાર અવની જય કરી, એકચક્ર પારથ નિજ પુરી,
ઇંદ્રપ્રસ્થ જાણી યદુરાજ, રથ બેશી ગ્યા મલવા કાજ. ૧
યુયુધાનાદિકસૂ જગદીશ, પૃથાંપુત્ર પ્રણમ્યા પગે ઇશ,
તે ઉત્સવ અવલોકે ઇશો, પ્રાણ પ્રવેશે ઇંદ્રિય જશો. ૨
સર્વે પાંડવે પરિરક્ષણ કર્યું. કલ્મષ કાયાનું હરિ હર્યું,
ધર્મ ભીમને પ્રણમ્યા આપ, અર્જુન આલિંગ્યો હતપાપ. ૩
નમ્યા નકુલ સાર્થે સહેદેવ, પંચાલી નવી પરણી એવ,
સંતોષ્યા સાંત્વને સન્માન, ઉચ્ચ આસને બેઠા ભગવાન. ૪

---

૭૧ ત્રિભૂવનરાજ. ૭૨ આવયો. લાવયો. ત્રિભોવન. સચવાસે. ૭૩ આખ્યાન્, કૃપાલ. ૭૪ સર્ગે. સવિલા સવદાસ. આખ્યાંન સર્ગ. ૧ ઇદ્રપ્રસ્ત. ૨ પ્રથાપૂત્ર. ૪ નિકુલ. નવિ. આશને.

**નિરખિ નયન નાથ મુખ મલી, અગ તણી સર્વ આરત્ય ટલી.**

પૃથા પાસે જૈ પ્રણમ્યા કૃષ્ણ, પિતૃષ્વસા કુશલીકૃત પ્રશ્ન ૫
વળતી વદે પ્રેમેશૂ પૃથા, ગદગદ કંઠે કૃષ્ણની કથા
"સ્વામી! કષ્ટ કિહ્યૂ તેહને ? સભારે શ્રીપતિ જેહને ૬
"શ્વફલ્કસુત સાથેં સભાળ કીધી કૃષ્ણ! પ્રાણપ્રતિપાલ,
"ચરણ તમારાં ચિત્તે ધરે, કાલ કોપ કુત્સિત શૂ કરે ? ૭
"માહા મગલ મન માહે વસે, કષ્ટ કિહ્યૂ કાયાને કસે ?"
વદે ધર્મસુત "શા સત્કર્મ અમે આચર્યા મોહોટા મર્મ" ૮

દુહા (સોરઠા)

વદે યુધિષ્ઠિર વાત "સુકૃત તે શા શાં કર્યાં ?
દીઠા ત્રિભુવન તાત, દુર્લભ જે યોગી ચિંતે" ૯

ત્રોટક

પારથે પ્રારથિયા થકા, વિઠ્ઠલ વરષાકાલ
સર્જ્જન સુખ કરવા રહ્યા, દુખહર દીનદયાલ ૧૦
જે યોગીને દુર્લભ દેહ, દર્શન આવી ઉભો એહ,
સ્વામી શેવકની સભાળ કરી રહ્યા વિભુ વર્ષાકાલ ૧૧
રહ્યા રજવા સર્જ્જન સર્વ, પામ્યા પ્રાવૃટ પાવન પર્વ,

એક વાર રથ બેસી વન, ચાલ્યા અચ્યુત ને અર્જુન. ૧૨
સનાહ્યા શરસધી સૂર, વિચરે વિવિધ પારધી પૂર,
મૃગયા મૃગ માર્યાં છે જેહ પર્વ અર્થે ધર પોહોચે તેહ ૧૩
અતિ આતપેં આકુલ નરનાથ, પય પીધૂ જે યમુકાપાથ,
કાલિંદી કન્યા તપ કરે, કૃષ્ણ–કરગ્રહ મનસા ધરે ૧૪

---

૫ પારાૅ કુસલીકૃત્ત ૬ ચેહને ૭ સ્વપુલક (શ્વફલ્ક) કુસિત ૮ ધર્મસૂત ૯ શુક્રીત ૧૦ પરથેં પારથ્યા થકા વૃષાકાલ સજન ૧૧ શેવની (સેવકની) વૃષાકાલ ૧૨ પાવ્રટ ૧૩ સહ્નાલા ૧૪ કાલદ્રી

યદુનાથે યમુનાની આશ, પૂરેવા પ્રેર્યો નિજ દાસ,
પારથ પૂછે પ્રેમદા પ્રતિઃ "કહો કોણ કુલની તૂં સતી?" ૧૫
યમુના જલ્પેઃ "હૂં રવિસુતા, ઇચ્છૂં અચ્યુતવર સુરપિતા;
"કાલિંદી કહીયે નિજ નામ, જલ યમુના માંહૅ માહ્રો ઠામ." ૧૬
એહ કથા કેશવને કહી, કૃષ્ણે કાલિંદી રથ ગ્રહી.

ઇંદ્રપ્રસ્થ આવ્યા તત્ખેવ. અગ્નિ–ઉદરે આમય અતિ એવ. ૧૭
કરશે ચિકિત્સા હરવા રોગ, અશ્વિનીકુમારે કહીયો યોગઃ
"ચિત્રભાનુ! ખાંડવ વન ચરે, ઉદરવિકાર એણી પરશે હરે." ૧૮
વાસવ તે વન રાખે સદા, અગ્નિ ન જાલે એ આપદા!
સમરથ અવર ન આવે મંન, કૃષ્ણાર્જુન વીનવિયા વહ્ન. ૧૯
રથ બેશીને રક્ષા કરી, ચિત્રભાનુ ગ્યો ખાંડવ ચરી;
અગ્નિ તણો આમય નિગમ્યો, નર્મભાવ થૈ ચરણે નમ્યો. ૨૦
ધનંજયને ધનુ ગાંડીવ દિહ, આપ્યા અક્ષય ભાથા સિદ્ધ;
શ્વેત તુરંગમશૂ રથ સાર, અને વલી એક કવચ ઉદાર. ૨૧
મય દાનવ મૂકાવ્યો જેહ, આપી સભા અનોપમ તેહ;
જલસ્થાનક સ્થલ દીસે જેણ, ભ્રમે ભૂલો દુર્યોધન તેણ. ૨૨

પાંડુપુત્રને પૂછી કરી, યદુનાયક આવ્યા યદુપૂરી;
કાલિંદીનો કર્યો વિવાહ, અતિ અદ્ભુત વાધ્યો ઉત્સાહ. ૨૩

વિન્દાનુવિન્દ અવન્તિયે બેહ, દુર્યોધન–વશવર્તી તેહ,
ભગિની પતિ વંછે ભગવાન, સ્વયંવરે શ્રી શામલવાન. ૨૪

---

૧૫ દારા. સતી. ૧૬ જલેં (જલ્પે) રવિસુતા. કાલંદી. માંહે. ૧૮ અશ્વનીકુમારે. ચરે. હરે. ૧૯ કૃષ્ણા અર્જુન. ૨૦ ખાંડવન. નીગમ્યો. ૨૧ દિધ. ૨૨ થેણ. ૨૩ પાંડુપૂત્રને. અદભૂત. ૨૪ અવનીયે (અવન્તીયે). બિંદાનુબિંદ. ભગની. શામલવર્ણ.

રાજા દ્વિદેવીની દીકરી - પિતૃષ્વસાની પરણ્યા હરિ;
મિત્રવિન્દા તે મનોહર કન્ત ભક્તિભાવે પામી ભગવન્ત. ૨૫

કુશલ દેશનો કહીયે રાય, નગ્નજિત મોહોટો મહિમાય;
સુતા તેહની સત્યા હતી, નૃપ નામે કહીયે નાગ્નજિતી: ૨૬
"સાત વૃષભ નર નાથે જેહ, કન્યારત્ન વરે નર તેહ."
દુર્મત્ય તેણે દૂમ્યા રાય, નિશ્ચે તે ઢૂંકડો નવ્ય થાય. ૨૭
શ્રી કૃષ્ણે સાંભલતાં વાર, સુભટ સહિત આવ્યા પુરદ્વાર;
રાજા અતિ રલીઆત જ થયો, કરી સભાસન સાહામો ગયો. ૨૮
અર્ઘ પાદ્ય ને વિષ્ટર કરી, પુર માંહે પધરાવ્યા હરિ,
ઊતાર્યા એક અવર અવાસ, સેવા કીધી થૈને દાસ. ૨૯
"ભાગ્ય અમારૂં" ભૂપત્ય ભણે, પ્રેમભાવે શ્રીપતિ પગે ગણે:
"સ્વામી! કાંઇક કહીયે કાજ." તો વલતા કહે ત્રિભુવનરાજ: ૩૦
"યદ્યપિ નરને નંદા એહ, યોગ થકા પણ જાચે તેહ;
તથાપિ આદર કોહો છો તહે, એ કન્યા યાચૂં છૂં અહે." ૩૧
"સુતા તણું જે સમ્યક્ ભાગ્ય, શ્રીનાયક વર પામે શ્લાઘ્ય;
"મેં પણ્ય કીધૂં છે જેહ, સાત સાંઢ નાથો સ્વદેહ." ૩૨
સાત સ્વરૂપ સાહ્યા શ્રીનાથ, તતક્ષણ તેહેને ઘાલી નાથ;
જયજયકાર કરે જન સહુ, હરિવલ્લભ તિહાં હર્ષ્યાં બહુ. ૩૩
અતિ ઉત્સવેં કીધો ઉત્સાહ, નાગ્નજિતી પામી નિજ નાહ;
ઘણા કાલ વર વંછો જેહ, અતિ વિરહાતુર લાધો તેહ. ૩૪
પરિબર્હણ આપ્યૂં અતિ ઘણું, ભક્તિભાવે કીધૂં ભેટણૂં;
સબલ સૈન્ય સાથે શ્રીપતિ, એણિ પરેં આવ્યા દ્વારામતી. ૩૫

---

૨૫ મિત્રવિંદા. ૨૬ સૂતા. શાષા નાગ્નયતિ. ૨૬ દૂમ્યા. ૨૮ સૂભટ. ૩૯ અવારા. શેવા દાસ. ૩૦ ત્રિભોવનરાજ. ૩૨ સૂતા તણુ. પુંણ્ય(પણ્ય). ૩૫ ભગતીભાવે. શૈન્ય.

ભદ્રા શ્રુતકીરતિજા તેહ, પિતૃશ્વસાની પુત્રી એહ,
સુહૃદ મારે સમતરે દિહ, ભગિનીને ભલ વાંછિત કીદ્ધ. ૩૬

મદ્રાધીશ ધીયા ગુણ ઘણા, લક્ષ્મી લક્ષણ છે લક્ષ્મણા,
સ્વયંવરે તે શ્રી હરિ વરી, સુધા સુપર્ણ તણી પરેં કરી. ૩૭
એ આઠે પટરાણી થઈ, સોઈ કથા સંક્ષેપે કહી.

નરકાસુરે દૂમ્યા અતિ દેવ, હર્યાં છત્ર કુંડલ તતખેવ. ૩૮
ઈંદ્રાદિક વીનવ્યા અનંત, ગરુડે ચડી આવ્યા ભગવંત;
સતભામાને લીધી સાથ, ચતુર્ભુજ ચક્ર ધર્યું નિજ હાથ. ૩૯
પ્રાગજ્યોતિષપુરેં આવિયા, ભામનીશું રૂડા ભાવિયા;
સાત દુર્ગે તાંહાં નગર નિવેશ, અવર પુરુષ નવ્ય કરે પ્રવેશ. ૪૦
ગદાયેં કરી ભાંજ્યો અતિ દુર્ગ, સાયકશું સાયક સવર્ગ;
અગ્નિ, વાયુ, જલ ચક્રે છેદી, વજ્રે પુરની પાશ વિછેદી. ૪૧
શંખનાદેં ભેદ્યા સર્વે યંત્ર, ધીર પુરુષ થયા મને તંત્ર;
ગુર્વી ગદા પ્રબલ પ્રાકાર, કીધી ચૂર્ણ કણીકાકાર. ૪૨

પંચજનનો સ્વર સાંભલી, જલમાંહેંથી સુર ઉઠ્યો જલી;
માહા ભયંકર મસ્તક પંચ, જાણે યુદ્ધ તણા સવે સંચ. ૪૩
ત્રિશલ કરે ચાલો તત્કાલ, કોપે ચડ્યો જમ જાણે કાલ;
યદુનાયકે માંડ્યું યુદ્ધ, અનેક પરેં પ્રેર્યાં આયુદ્ધ. ૪૪
મધુસૂદને મસ્તક છેદિયાં, પડાં જશાં મસ્તક ભેદિયાં;
સાત પુત્ર તેહના સંગ્રામ, હેલા માંહે હણ્યા હરિ હામ. ૪૫

---

૩૬ ભદ્ર(ભદ્રા). શ્રુતિકીરતિજા. ૩૭ મુદ્દ્રધીશ (મદ્રાધીશ). પુત્રી. ભગનીને. ૩૮ નર્કાસુરેં. કૂંડલ. અતંન. ગુરુડે. સત્યભામાને શાથ. ૪૦ પ્રાગયોતિષપુર. આવયા. ભાવયા. ૪૧ સેવર્ગ (સવર્ગ). ૪૨ પ્રકાર. ૪૪ ત્રીશૂલ. યમ. યદનાયક પ્રર્યાં. ૪૫ મધસુદને. છેદયાં. ભેદયાં. પુત્ર.

નરકાસુર બાહારે નીકળ્યો, કૃષ્ણ દેખી કોપે કલકલ્યો,
ગરુડારૂઢ થયો અતિ ગતિ ગર્વ, સાથે સેન્યા લાગો સર્વ ૪૬
અસ્ત્ર શસ્ત્ર અદ્ભુત અભ્યાસ જાણે માયાયુક્ત વિનાસ
તુમુલ યુદ્ધ માતૂ એણી વાર, પુરુષોત્તમને કરે પ્રહાર ૪૭
સાયક સાયકે છેદે સોય, સ્પર્શ કરી તે ન શકે કોય,
નલતા મૂકે વિશ્વાધાર, દૈત્ય તણો થાયે સંહાર ૪૮
વૈનતેય તિહા વિફર્યો રણે, ચાંચ-પાંખેશૂ નિર્જણે,
કૃષ્ણ તિહાં કીધો કલ્પાત, અસુર સહુનો આણ્યો અંત ૪૯
નરકાસુરનૂ શિર નિર્વાણ હર્યૂ સકુંડલ સારંગપાણ્ય

જય જયકાર અમર ઉચ્ચરે, પુષ્પવૃષ્ટિ તે પ્રેમે કરે ૫૦
નરક તણી માતા નિજ ભૂમિ કર જોડી માધવ પગે નમી,
સ્તુત્ય કીધી સ્વામીની ઘણી, ત્રિભુવનપતિ તૂઠા આપણી ૫૧
"માગ્ય ધરા! મનવાછિત જેહ "વલતૂ જગતીયે જાચ્યૂ એહ
"ભૂમિ તણો નંદન ભગદત્ત, તેહને રાજ તમારુ દત્ત ૫૨
"અભય થકો એણે પુરે વસે " હરિ બોલે અવની એમ હશે

અંત પુર માહેં કર્યો પ્રવેશ કન્યા સહુ દીઠી દેવેશ ૫૩
મોહી માનની મનોહર રૂપ, કીધૂ કંદર્પે કામ્ય સ્વરૂપ,
લીના લક્ષણ અખિલ ઉદાર, વર વછે સહુ વિશ્વાધાર ૫૪
નરકાસુરે જે હુતી હરી, સોલ સહસ્ર શામા સુંદરી,
બેસારી નાના નરયાન, સ્વપુરે મોકલી શ્રી ભગવાન ૫૫
લૂશી લીધા ધનભંડાર માણિકરત્ન માહા મણિ સાર,
ઐરાવત કુંતના ઇભ શ્વેત, તેજવત ને નાના નેત્ર ૫૬

૪૭ અદ્ભૂત પુરુષોયતમને ૪૯ નીરાસ્યો ૫૦ પુષ્પ વૃષ્ટિ ૫૧ ભૂમિ નૌમી ત્રિભુવનપતિ ૫૨ ભોમી તણે ૫૩ વરો દીવેશ સ્વપ (સ્વરૂપ) ૫૫ હુતી સામા ૫૬ એરાવત

ચ્યારે દંતના ચોશઠ્ઠ ગણી, ભરી મોકલ્યા યદુપુર ભણી.

અમરાપુરે આપણપે ગયા, અતિસ્નેહે સુરપતેં પૂજિયા. ૫૭
દેવમાતાનાં કુંડલ દિદ્ધ, પારિજાત અતિ પ્રાણે લિદ્ધ,
શચી તણો પ્રેર્યો સુરનાથ, આવ્યો, વઢવા વિઠ્ઠલ સાથ. ૫૮
મુખ ભાંજીને માધવ ગયા, સુર સઘલા અતિ ત્રિલપા થયા.

જે રોપ્યો યદુપુરી મુઝાર, સુરતરુઅર સતભામા બારય. ૫૯

यथाच आनम्य किरीटकोटिभिः
पादौ स्पृशन्नच्युतमर्थसाधनम्।
सिद्धार्थ एतेन विगृह्यते महा–
नहो सुराणां च तमो धिगाढ्यताम् ॥ ६० ॥

ચોપૈ

વસુદેવે પૂછ્યા દૈવજ્ઞઃ "અયુત માંહિ છે એક લગ્ન?
"સોલ સહસ્ર કન્યા શી પરેં વાસુદેવ એક જ કિમ વરે?" ૬૧
કોય ન જાણે નરહરિ મર્મ, અનેકધા થ્યા કીવૂં કર્મ,
સઘલે ધરચે શ્રી હરિનાં રૂપ, જમસે થ્યે યાદવનો ભૂપ. ૬૨
તેતલા તાત, માત, ગુરુ ગર્ગ, બલદેવાદિક બાંધવ વર્ગ,
સગાં, સણેજાં, સેવક બહુ, શોળ સહસ્ર ધરચે દીસે સહુ. ૬૩
એમ અદ્ભુત લીલા ઉત્સાહ, એકલગ્ને વર્ત્યો વિવાહ,
સહુ મિંદર શ્રી નાયક રહે, પણ તે કારણ કો નવ્ય લહે. ૬૪

અઠયાવીસમે કલ્યો ઉત્સાહ, સર્વ નારય વર્ત્યો વિવાહ;
પાંસઠગે ચોપૈ સવિલાસ, કૃષ્ણ પ્રીત્યે કહે કેશવદાસ. ૬૫

ઇતિશ્રી ભાગવતે પુરાણે દશમસ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં વિવાહમહોત્સવો નામ અષ્ટવિંશતિતમઃ સર્ગઃ સમાપ્તઃ

---

૫૭ પૂજ્યા. ૫૮ દીદ્ધ. લીદ્ધ વીઠલ. ૫૯ ભથોવ(यथाच)। अच्युतमपीसाधनम्। माहा॥ महो। ૬૨ નરહરી. ૬૩ બહુ. દીશે. ૬૪ અદ્ભૂત. ૬૫ સવિલાસ.

"ઘર માંહે ધરમેધી રહે, નર્મ વાક્ય કાંઈ નારી કહે;
"પરમ લાભ મન્ય માને તેહ, સકી સંસાર તણું ફલ એહ." ૨૧
શ્રીકૃષ્ણે સંતોષી પ્રિયા, ત્યાગ તણા ભય તતક્ષણ ગયા.

હાસ્યવચન જાણીને હસી, અચ્યુતશૂં બોલે ઉલ્લસીઃ ૨૨

શ્રી રુક્મિણીવાક્યમ્–

"સ્વામી! કહો તે સાચો બોલ, હું કયમ આવું તાહ્રે તોલ?
"કિહાં ત્રિગુણપતિ? ત્રિગુણાતીત, પ્રકૃતિ–અજ્ઞ કિહાં પદગ્રહીત? ૨૩
"સત્ત્વરજાદિક ગુણ અનુક્રમા, ઉપલંભિત સાગર આતમા;
"તાહ્રો સમ્યક્ સેવક જેહ, ત્યજે નૃપાસન તતક્ષણ તેહ. ૨૪
"તવ પદપંકજ પરમાનંદ, મુનિવર જે સેવે મકરંદ,
"ગહન પંથ તેહેના અતિ ગૂઢ, દુર્વિભાવ્ય પશુ માનવ મૂઢ. ૨૫
"નિઃકિંચન તું વિશ્વ સમસ્ત, તૂંથી અવર ન કિંચન વસ્ત;
"ઈશ–અજાદિક આજ્ઞા વહે, ઈશો નૃપ આજ્ઞાતાધિ કયમ લહે? ૨૬
"સકલ પદારથ–ફલ તવ ચરણ, સુમતિયો થ્યા તેહને શરણ;
"અન્યત્ છાંડે સઘલી આશ, મધુકર જમ મકરંદવિલાસ. ૨૭
"આત્માદાયક તવ અનુભાવ, જાણી વર વર્યો ભલ ભાવ;
"તાહ્રી તુલા હોયે કયમ તેહ? કાલે કોલીયા કીધા જેહ. ૨૮
"એક બોલ તે અવલો કહ્યોઃ 'સાગરશરણ ભૂપભયેં રહ્યો,'
"જેહનાં મુખ ભાંજી, હું હરી, સારિંગધનુષ સબલ તે ધરી. ૨૯
"જેહની વાંછા વસુધારાય ત્યજે રાજ ત્રિભુવનનાં માહ્ય,
"વન વિચરે એકાકી સદા, પ્રાણપતિ પામે તો મુદા. ૩૦
"તાહ્રાં ચરણકમલનો ગંધ, શ્રવણ સુણ્યો જિણ કથાસંબંધ,
"લક્ષ્મીનૂં આલય અવગણી, અવર વરે કોણ?" કહે રુક્મિણી. ૩૧

---

૨૨ હશી. ઉલશી. ૨૩ પ્રકૃતી. અગન્ય(અજ્ઞ). ૨૪ શેવક. ૨૫ મુંનીવર. શેવે. ગુઢ. દુર્વીભાવ.' મુંઢે. ૨૬ એસો: ૨૭ સુમતીયે. સણે. ક્રમરંદ. ૨૮ કીધો. ૨૯ સાગર-સર્ણ. ૩૦ હરિ(હરી). ૩૧ શ્રવણે. શ્રુંણ્યો. જેણે. અવગુંણી.

"ઇહામુત્રની પૂરે આશ તૂં ટાલી કોણ વિશ્વાવાસ?
"નમૂં નિરંતર રહીએ નિજ ચરણ, સ્વામી! મૂંને રાખો શરણ. ૩૨
"સ્ત્રીને ઘર તે રાજા જિશા, ગોખર, શ્વાન બિડાલક તિશાં!
"જેહને કાન્ય કથા તવ નહી, શુકસનકાદિ સદાયે કહી. ૩૩
"ત્વચ, નખ, રોમ–રુધિર, પિનદ્ધ; માંસ, અસ્તિ, કૃમિ, વિટ માહા સિદ્ધ;
"વાન, પિત્ત, કફ ને અતિસાર, વરમે નરક સદા તવ દ્વાર. ૩૪
"જીવતશબ્ અલ્પાયુ અસંત, શૂર ભામની ભજશે કંત;
"જેહને પદપંકજ મકરંદ, નહી હોય અનુભવ આનંદ. ૩૫
"તાહ્રાં ચરણકમલ અનુરાગ, અનુદિન માગૂં એહ વિભાગ;
"પુંશ્ચલી વંછે બહુ પ્રસ, નવા નવા નિત આવે ચિત્ત. ૩૬
"સતી હોય તે સ્વામીશરણ, ભવ ભર્તાશૂં જામણ–મરણ;
"કોટ્ય જન્મ તનુ કર્મે ભમે, તૂં વણ અવર ન મૂંને ગમે. ૩૭

श्रीकृष्णवाक्यम्—

"સાધ્વી! એ સાંભલવા કાજ," હરિ કહે: "વિનતા વાહી આજ:
"તાહ્રાં વચન વિચાર્યાં જેહ, સહી, જાણે નહી સદેહ. ૩૮
"કામની! જે તૂં વંછીશ કામ, સદા હશે તાહારી હામ."

પ્રતિવ્રતા વર પામ્યો સહી, વાકય ચલાવી વિરમા નહી. ૩૯
પ્રેમકલહ ઇમ પર્યે પર્યે કરી, સ્વામી સંતોષી સુંદરી.

અવર ધામ એણિ પર્યે રમે, નાના વિધ જમ નારી ગમે. ૪૦
સઘલીયે સુત દશ દશ જણ્યા, રૂપ, શીલ, ગુણ શ્રીહરિ તણા;
એકેકી કન્યા અનુરૂપ, સોલ સહસ્ર સરખી સ્વરૂપ. ૪૧

૩૨ આસા. ઇહામૂત્રની. રએ (રહીએ) ચર્ણું. સર્ણું. ૩૩ તે(તિ). જિસા. કાન્ય ધારા (દ્વાર). ૩૫ અલ્પયુ. શુર ૩૬. પત્ત. ચિત. ૩૭ સર્ણું. ૩૯ હસે. તમારી (તાહારી). પવિત્રતાએ. ૪૦ એમ પલે ૩રચે. ૪૧ સૂત.

રુક્મિણીને કૂંઅર, જે કામ, પ્રથમ તેહ પ્રદ્યુમ્ન નામ;
તેહને સુત હુવો અનિરુદ્ધ, જાણે સકલ કળા ગુણ શુદ્ધ. ૪૨
રુક્મૈયાના સુતની સુતા, નામ સૂર્યા, સહુ ગુણવતા,
તે દુહિતા દીધી તેહને, આગે વૈર અછે એહને. ૪૩
વૈદર્ભી સ્નેહે વિવાહ, અરિ માંહે માંડ્યો ઉત્સાહ;
રામ સહિત યાદવ સહુ જાન, ભોજક નગર ગયા ભગવાન. ૪૪

ક્રોધે. ઉછાહ કૂંઅર તણો, તિહાં ઉલટ વધ્યો અતિ ઘણો;
કાલિંગ રુક્મૈયાને કહેઃ "રામ દ્યૂત રમતાં નવ્ય લહે.  ૪૫
"હરાવિયે હલધરને સહી, વ્યસની છે, ના કે'શે નહી."
તો તેણે તેડ્યા શ્રીરામ, દ્યૂતક્રીડા કરવાને કામ. ૪૬
અયુત એક પણ માંડ્યો યદા, તે રુક્મૈયે જિત્યો તદા;
કાલિંગાદિક કુબુદ્ધિ હશાઃ "યુદ્ધ દ્યૂત ન લહે તમ જશા. ૪૭
"રમે, વઢે, જાણે રાજાન." દાખે દાંત, હશા અભિમાન.
તોહે નવ્ય બોલ્યા બલદેવ, નિયુત એક ગ્લહ માંડ્યો એવ. ૪૮
સંકર્ષણ ગ્લહ જિત્યો સોય, પાસે પાપી કે' "નવ્ય હોય."
રુક્મૈયે પણ જિત્યો એવ, વલી બીજો માંડ્યો તત્ખેવ. ૪૯
તે જિત્યો રામે તત્કાલ, તોહે અધર્મી બોલે આલ;
ના કહેતાં ન રહે નિર્વાણ્ય, પૂરી સાખ્ય ગગને સુરવાણ્યઃ ૫૦
"જૂઠું બોલે સઘલો સાથ." કોપ્યા રામ, હલ લીધૂં હાથ,
હેલા માંહે રુક્મૈયો હણ્યો, આગે દ્વેષ અછે અતિ ઘણો. ૫૧
કાલિંગનૃપ જે કૃષ્ણ હસંત, પેહેલૂં તેના પાડ્યા દંત;
ઊગરતા નૃપ સહુ નાસિયા, હાહાકાર સર્વે માંહે થયા. ૫૨

---

૪૨ પે. સૂત. ૪૩ રુપમૈયાના. સૂતની સૂતા. દુહીતા. છે. ૪૪ વીવાહ ૪૬ કેસે. દ્યુત. કરવાને. ૪૭ કાલિંકાદિક. કુબુધી. હાશા. યશા. ૪૯ શંકર્ષણ. ૫૦ સંઘલો.

હસ્યે "હા ના" નવ્ય લીધૂં નામ, એક રુકિમણી, ને બીજા રામ;
હઇયેં ગમ્યૂં, હર્ષ બહુ થયા, લૈ કન્યા દ્વારાવતી ગયા. ૫૩

ઓગણીશમેં મતિમાને લહ્યો, પ્રેમકલહ રુકિમણીનો કહ્યો;
ચોપન ચોપાઈ સવિલાસ, કૃષ્ણ પ્રીતેં કહે કેશવદાસ. ૫૪

ઇતિશ્રી ભાગવતે માહાપુરાણે દશમ સ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં રુક્મિણી-પ્રેમકલહો નામ એકોનત્રિંશત્તમઃ સર્ગઃ સમાપ્તઃ

:o:

## સર્ગ ૩૦ મો

### ઉષાહરણ

### ચોપૈ

બલિ રાજાનો કુંઅર બાણ, શૂરવીર સહુ કરે વખાણ,
રાજ કરે શોણિતપુર મોય, સમવાદી નહી, સમવડ કોય. ૧
સદાશિવ સેવે સર્વદા, કહીંએ નવ્ય આવે આપદા;
વિશ્વનાથ વશ કીધો પુરા, તેણે ત્રિદશાધિપ કિંકરા. ૨
સહસબાહુ વાજે વાજિંત્ર, તાંડવેં તોષ્યા ત્રિનયન તત્ર;
વર દીધો નેં વા'યા ધશ, નૃપ કહે: "થાજો નગરાધીશ." ૩
તથેનિમ થ્યા શ્રી ત્રિપુરાસ્થઃ "પ્રગટ રહૂં તવ પુરી મુત્રાસ્ય".

એક વાર મદ વાધ્યો મંદ, વિનય કરી વીનવિયા સ્કંદઃ ૪
"સહસબાહુ સ્વામી ! તે દિહ, શૂં કીજે ? જો ન કરે યુદ્ધ !
"તૂં વિણ કો તોલે ઝૂઝાર, નથી કોઇનો નિશ્ચેં ભાર. ૫

---

૫૪ સવિલાસ. કેશવદાસ. એકોન ત્રિંશમ. કહ્યો(કલાહો). સર્ગ. ૧ બલરા. સુરવીર. શોણિતપુર. સમવાદી કો નહી. ૨ સર્વ (સદા ?)શિવ. સદા (સર્વદા). સેવે. સર્વ. વસ. ત્રિદસાધિપ. ૩ વાજીત્ર. તાડવે. થાપો. ૪ તિથેતિમિ ત્રીપુરાસ્થ.

"કુંદુ કરે કઠિન કરિ યદા, ગિરિ ભાંજે ભુજા ધસતાં તદા."

બાણવચન સાંભળી શ્રી શંભ વળતા કહે: "સંયુત સંરંભઃ ૬
"ભૂર તારો ભાંજે જાંહે કેત, સમજ એ જાણે સંકેત;
"તંહીયે તાહ્રી પોહોચે હામ, મૂં સમવડ થાયે સંગ્રામ. ૭
"દેખીશ દર્પવિનાશન હેત, સહી આવશે નહી સંદેહ."

ઇશવચને રલીયાત જ થયો, કુમતિ કૃતારથ થૈ ઘરે ગયો. ૮
અનુદિન જોઈ વેરી-વાટ, નાવે તાં, ન ટલે ઉચાટ.

તેહને એક વલ્લભ સુતા, ઉખા નામે યૌવનયુતા. ૯
સ્વપન માંહે કો સુંદર પુરષ, વર વરિયો હંયે થયો હરષ;
અધપરણી જાગી એકાન્તઃ "કીહાં કીહાં રે માહ્રો કાન્ત." ૧૦
અતિ વિહ્વલ ઊઠી તિહાંથકી, લાજી સહુ દેખીને સખી.
પ્રધાનકન્યા પૂછેઃ "સુણય, સહી!" આપણુપાંની આરત્ય કહીઃ ૧૧
"સ્વપનાંતરે દીઠો નર સ્વામ્ય, કમેક્ષણ, પરિપૂરણ કામ;
"પીતાંબર કીધાં પરિધાન, વૃત્ત બાહુ, અવિલંબિત જાન. ૧૨
"અધરાસવ અધ પાઈ ગયો, મેરુ મોહ માંહે મન થયો;
"તે હું જોતી હીંડૂં નાથ, હરયો રયણી જિણ હૂતો હાથ." ૧૩

સખી ભણેઃ "સવિ પૂરૂ હામ." ચિત્રક લેખ લખિયાં ચિત્રાંમ.
સુર, કિન્નર, ગંધર્વ માહાભાગ, યક્ષ, રક્ષ, વિદ્યાધર, નાગ. ૧૪
દાનવ, મનુજ લખ્યા તે માંહ્ય, વિષ્ણુવંશ ચક્ષ ચોહોડી ચાહ;
સૂરસેન સંયુત વસુદેવ, હર્ષે દીઠા હરિ, બલદેવ. ૧૫
મદન દેખી મન લજ્જા થઇ, અનિરુદ્ધ લખતાં આરત્ય ગઇ.
ઉફરાંટી ઉભી કહેઃ "એવ, હરી ગયો મન મારૂં જેહ." ૧૬

૬ કર (કરિ). મુંચા (મુના). ૭ મુંસવડ. થાજે. ૮ આવસે. કુમતી. ૯ સુતા. નામ. ૧૦ પુરષ. વરયે. ૧૧ ત્રધાનયા. ૧૧ કમક્ષણ. પરિપૂર્ણ. પરિતાંન. વૃત. જમ (જિણ). ૧૪ લપયા. ચીત્રાંમ સુર. ગંધવ ૧૫ માંહે વિષ્ણું. વશ ચાહે. ૧૬ અનીરૂદ્ધ.

ચિત્રલેખા: "તેં ચાલ્યો બુધ, કૃષ્ણપૌત્ર કહીયે અનિરુદ્ધ;
"વિષમ દુર્ગ, પરિખા પયરાશ, પાખલ્ય પરચ્ય પરચ્ય ફેરા પાશ. ૧૭
"રક્ષા કરે ચક્ર રખવાલ, પેશી ન શકે કોપ્યો કાળ;
"વૈષ્ણવ વિણુ તિહાં જાયે જેહ, શિશ સુદર્શન કાપે તેહ. ૧૮
"અપ્રવેશ અમને દ્વારકા, કયમ લાવૂં તેહને તિહાં થકા."

ચરણુ ચિંતવી વિશ્વાવાસ, ચિત્રલેહ ઊડી આકાશ. ૧૯
માહા યોગિની મુહૂર્ત્ત માત્ર, મનવેગે આવી માહા રાત્ર;
પરર્યેં પરર્યેં પેખ્યા પેસાર, જિહાં જાએ તિહાં વિષમા માર. ૨૦
નારદ મલ્યા નિવેદી વાત: "કયમ પુરે પોહોચ્યું? તે કહો તાત."
મુનિવરર્યેં આપ્યો વૈષ્ણુવ મંત્ર, ત્રિભુવનતારક જોઇ તંત્ર. ૨૧
ઉપરચ્ય એક અદષ્ટિક વસ્ત્ર, શંખ, ચક્ર, કરે ધરિયાં શસ્ત્ર.
ધણિ પરર્યેં પેઠી તે પુરી માંહે, ચતુરપણે કરી નગરી ચાહે. ૨૨
દીઠા અચ્યુત તણા અવાસ, સુંદર કોટી સૂર્યપ્રકાશ,
સોલ સહસ્રની શોભા ઘણી, તે મધ્યે મિંદર રુક્મિણી. ૨૩
દશ સુત માંહે કહીએ કામ, તેહનૂં મોહીયે પેહેલૂં ધામ;
તે અંતર અનિરુદ્ધ ઘરર્યેં ગઈ, અર્ધ નિશા તો નિર્મળ થઇ. ૨૪
હરચો પુરુષ સહી હીંડોલાટ, કર્ડાં વહોવ્યાં કેરાં ખાટ્ય:
શોણિતપુર લાવી સોંપે નાથ, ખાંસ કરી ક્ષણુ એક મુઝાથ. ૨૫

ઉષા પતિ અવલોકયો વયણુ: "ધન્ય જનની જન્મ્યો નરમયણુ."
પાગ પયોધર ઉપરચ્ય ધરયા, સર્વાંગો તે શીતલ કરયાં. ૨૬
મનવાંછિત પામી નિજ નાથ, રજનીદિવસ રમે તે સાથ;
ઉદય–અસ્ત ન લહે આદિત્ય, ચતુર બેહુનાં લાગાં ચિત્ત. ૨૭

હરિહરિ. પેહ. ૧૭ અનુરદ્ધ. ૧૮ લીહાંયિકી ૧૯ ચણુ. ૨૦ પોગની વિસમ. ૨૧ પોહોચ્યું તે કોહો. મુનીવરર્યેં. આપ્યો ઉપવૈષ્ણવ. ૨૨ ધરયાં. ૨૩ અવાસ શોલ સહસની. ૨૪. સૂત. અનીરુદ્ધ. નીશા. ૨૫ પુરૂષ. પાંટચ, સોણિતપુરે. સોપે, ૨૬ સર્વાંગે. ૨૭ ચતુર. ચિત.

નિત્ય નવાં વસ્ત્રાભરણ અમૂલ્ય, ચંદન, ધૂપ, દીપ ને ફૂલ,
ભક્ષ, ભોજન ને આસન, પાન, શુશ્રૂષાયે ચર્ચ્યો શ્રીમાન. ૨૮
ગૂઢ રહે નિત્ય કન્યાગાર, અવર પુરુષ તિહાં નહી પેસાર.

એક વાર આગળ નીકળી, રખવાલે તે કન્યા કળી. ૨૯
હનમતાનુ જાણ્યુ હેત, સકલ લક્ષણ લહીગે સંકેત.
રાય આગલ્ય જે કીધી રાવ: "સુતા તણો વિપરીત સ્વભાવ: ૩૦
"કન્યાને કુલદૂષણ થયું, નિણે તાત! તે તમને કહ્યું:
"દ્વાર રાખતા રાજા! આદેશ, નર નામે તિહાં નહિ પ્રવેશ. ૩૧
"કે આવ્યો ઊડી આકાશ, કે અદ્‌ભુત વિદ્યા અભ્યાસ;
"નયને તે નર દીઠો નહી, લક્ષણ જોતાં કન્યા લહી". ૩૨

વિપ્રિય કથા શ્રણી જવ કાન, રીશ ચડી, ચાલ્યો રાજાન;
સુભટ અનેક સાથે સજ થયો, કન્યાના ઘર માંહે ગયો. ૩૩
દીઠો નર સુંદર વપુ શામ, જાણે મૂરતવંતો કામ,
પીત વસ્ત્ર કીધાં પરિધાન, કમલેક્ષણ ને કુંડલ કાન. ૩૪
દીવ્યાભરણ વિભૂષિત અંગ, મનોહર હાસે હસે મુખ ચંગ;
સાયર પાસે રમતાં સાથ ઉપાકંઠ આરોપ્યો હાથ. ૩૫
આયુધ સવિ ઉઘાડાં કરી, ભૂપ પર્વર્યો પુરુષકેશરી.
આવતો દેખી, અનિરુદ્ધ, ભોગલ્ય લઈ ભડે માંડ્યૂં યુદ્ધ. ૩૬
વરશો મૂકે પરિઘ પ્રહાર, મત્સરભર્યા તિહાં મારે માર,
જમ અંતક સરખો યદુવીર, રોષ થકો ઝૂઝે રણધીર. ૩૭
મુહૂર્તે માંહે મનાવ્યા હાર, નાઠા તે નીકળિયા દ્વાર,
કેટલા કૂટી રાખ્યા માંહ્ય, કેટલા ગ્યા ધાંધલિયા ધાય. ૩૮

---

૨૮ નિત્યેં વસ્ત્રાભર્ણ. આશાન. શૂશ્રપાયે. ૨૯ તીહાં. ૩૦ વૃતાનું. જાણ્યું. સહીગ. સુતા તણો. ૩૧ કુલ. રાજા દેશ. ૩૨ કેઈ. અદ્‌ભૂત. અભ્યાશ. ૩૪ વિપુ. સાંમ. મુરવંતો. કૂંડલ. ૩૫ દીવ્યાભર્ણ. હશે. કંઠે. દેખીને. ૩૬. અનીરુદ્ધ. યુગ. ૩૭ તીડાં. રોસ. ૩૮ કટલા.

કોપ્યો રાય તવ કરડે કુંચ, વિસર્યો વીર ભરે વલી મૂંછ,
સહસ્રબાહુ—સેનાશૂં યુદ્ધ, એકાકી ઝૂઝે અનિરુદ્ધ. ૩૯
અસ્ત્રશસ્ત્ર વિદ્યા અનુસરી, કોટ્ય પ્રકારે માયા કરી,
પુરુષ પ્રપંચ કરી ઝાલ્યો પાણ્ય, નાગપાશે બાંધ્યો નિર્વાણ. ૪૦

ઉષા કુંઅર અવલોકી રડે, કરી પડોચ્યા ભૂમ્યે પડે,
માનની મરતી હૂતી જશે, પ્રધાનજાયે પ્રશંસી તશેઃ ૪૧
"અબલા ! આરત્ય કિશૂં મ આણ, સ્વામી સમરથ સારિંગપાણ,
"અલ્પ કાલ તે અહાં આવશે, આપણને સહી સુખ થાઅશે." ૪૨

ચિત્રલેહ જાણે ચાતુરી, સેહેજે ગુરુની સ્મરણા કરી,
નિમિષ માંહે નારદ આવિયા, સમાચાર તે સઘલા કહ્યા. ૪૩
કલિવલ્લભ એમ કે'તાં વાર, વાધ્યો હૃદયે હર્ષ અપાર,
તો તતક્ષણ ચાલ્યા તિહાંથકા, પાણીવલે પોહોંતા દ્વારકા. ૪૪

આગે અનિરુદ્ધનો ઉચ્ચાટ, રાત્યદિવસ જન જૂયે વાટ;
હીંડોલાટ થકો તે હર્યો, સર્જન શોક અસમધો કર્યો. ૪૫
મિત્ર, સગાં મિંદર મોહોસાલ, જોયા વિરહ વર્ષાકાલ,
ચ્યાર માસે થૈ સમ્યક્ શુદ્ધ, અવની માંહિ નથી અનિરુદ્ધ. ૪૬
હરિ જાણે કેહેને નવ્ય કહે, લક્ષ વિશ્વના સેહેજે લહે.

મલી વિચારે યાદવ જિહાં, ઓચિંતા ઋષિ આવ્યા તિહાં. ૪૭
અનિરુદ્ધ તણી કથા સવિ કહી, કોપ્યા વીર, તવ કંપી મહી.
ઉગ્રસેનની આજ્ઞા કરી, સાંઢી દેશ માંહેં સઘલે ફીરીઃ ૪૮
"જેહ અમારી વંછો આશ, ક્ષિતિપતિ 'કહે મ ખાશો સાસ,'
"શોણિતપુર વાલ્યે સંચરો, રખે વિલંબ રહીને કરો." ૪૯

૩૯ વીસર્યો. સેનાસૂ. યુધ. અનીરુદ્ધ. ૪૦ નીર્વાણ. ૪૧ પ્રસંસી. ૪૩ ચાતૂરી. આવયા. ૪૪ કલીવલ્લભ. તીહાં. ૪૫ અનુરુદ્ધનો. ૪૬ વૃષા. અઅની માંહે. અનીરુદ્ધ. ૪૭ રુષી. ૪૮ ઉગ્રસેનની. ૪૯ ક્ષિતીપતિ. શોણિતપુર. સંચર્યો.

છપન કોટય કુલ યાદવ વંશ, જમલી રાજકુલી છત્રીશ.
દલ મેલ્યું દ્વાદશ અક્ષૌહિણિ, સહુ ચાલ્યું શોણિતપુર ભણી. ૫૦
એક અક્ષૌહિણી સેન્યા કહૂં, ગણક પ્રમાણે જે ગણુ લહૂં,
હસ્તિ ગણિયા સહસ્ર બાવીશ, ઉછા માંહે એકસો ત્રીશ. ૫૧
તેટલા રથ ને ત્રિગુણા તૂરી, પંચ ગુણા પાલા વિસ્તરી,
ચતુર કહે એમ ચતુરંગિણી, લક્ષ્મીધરે એ લેખે ભણી. ૫૨

શ્લોક

व्योम्याङ्ग्यंर्ट मृगांक पक्षैमितिभिर्नागैस्तथा स्यंदनैः ।
खं क्षोणीगुंहवंक्ककामसरपर्द तुल्यैस्तुरंगैस्तथा ॥
'खेपुं ङ्यंकखचंद्रतुल्यं पद्गैरक्षौहिणी सा मता ।
'सा नेयं प्रथितामाहामतियुतो लक्ष्मीधरो जल्पति ॥ ५३ ॥

ચોપૈ

જે વીંટ્યો પાખસ્ય પ્રાકાર, માંડ્યા પસ્ય પસ્ય કેરા માર:
જંત્ર, ટીકલી, ગોલા, નાલ, ગાજે ગોપુર પુર અટાલ. ૫૪

પૂર્વછાયો

કોપ્યો બાણુ રેવે ઘણું, બોલે મોહોટા બોલ:
"વસુધાતળે કો વીર છે, આજ અમારે તોલ?" ૫૫
સહસ્રબાહુ, સુર સેવતા, શંકર સેનાધીશ:
બલનો સુત, અતિબલ ઘણૂં રાજમદે મન રીશ. ૫૬

ચાલ્ય, પવાડા

મન્ય રીશ માહા ભડ કોઅ મલ્યા, પુર બાહારે ભીંછ ભીંછ મીલ્યા;
દશ અક્ષૌહિણી સમહર બાણું ગણૂં, તેઉપરય સેન ઇશાન તણૂં. ૫૭

---

૫૦ રાજકૂલી. શ્રોણિતપુર. કોટ્ય. ક્ષોહણી. ૫૧ ક્ષોહેણી. શેન્યા. ગણ્યા. ૫૨ ત્રીગુણા. ચતુરંગીણી. ૫૪ વિંટ્યો. પ્રાકાર. ૫૬ સેવે. સંકર. શેનાધીશ. સૂત. ૫૭ કોટ્ય. લીખ્યા. ક્ષોહિણી. શેન.

એક ભૂત નેં પ્રેત પિશાચર આવેં, એક વ્યંતર વીસરી વાણ્ય લાવે;
એક યક્ષ રક્ષ ક્ષેત્રપાળ ખરા, વૈતાલ કપાલ કપાલધરા. ૫૮
ઝોટીગ, ત્રિશૂલ કૂંત હથા, શિર ભરિયા ભસ્મ શ્મશાન પથા,
જટ ઝૂંટાં છૂટાં ઘુંટી લગે, રુંઢમાલ વ્યાલ ઉર અસ્થિ પગે. ૫૯
કુષ્માંડ, વિનાયક પ્રમથ બહુ, જન ગુહ્યક નેં યાતુધાન સહુ;
એક ડાકિની, શાકિની ડમલ ધરી, તે કામણ જામણ જાણે કરી. ૬૦
કરે ખપ્પર કાતી કૂંત ધસે, કિલગલ કરી એમ કોઝ હશે.
હરિશંકર સેન સંગ્રામ હોએ, બ્રહ્માદિક ઉપરેં અમર જોએ. ૬૧
એક પાસ ઈશ નંદીશ ચડ્યા, જગદીશ વિહંગમ યોધ જડ્યા;
રથ મનમથ માર કુઅર ઝૂઝે, બહુ બાણેં બાણ પ્રાણ સુઝે. ૬૨
બલિ સાથે સંયુગ કૂપ કરે, બાણાસુર સાત્યકી રોપ ધરે,
સાંબાદિક તે સુત સાથ્યેં વઢે, યુધ આયુધ સુંતા કોપે રઢે. ૬૩
જનનાયક જ્રૃંભણ બાણ તિશું, હરિ ખાઈ બગાઈ આવે હશું;
પંચ બાણે બાણ હસ્તિનય હણ્યો, નર નાઠો પડ્યો પહોરે ક્ષણ ગણ્યો. ૬૪
કુભાંડ કૂપ પરધાન પડ્યા, જન યાદવ જમ યોધ જડ્યા,
હલમૂશલ દલ બલદેવ દલે, કણ કણબી કરસણ ખેડિ ખલે. ૬૫
ત્રિપુરારચ-ચમૂ એમ ત્રાસ થયો, ત્યહાં બાણ બાણ ધરી ધીર રહ્યો,
એક વારે વરશે વીર ધશો, શર મૂકે સહસ્ર અભ્યાસ ઇશો. ૬૬
શ્રીનાથ વિછેદે તેહ છેદે, વલતો અસુરાયણ અંગ ભેદે;
હરિ ધાયા ધણી પરત્યેં ધંધલિયો નગરીં માંહે નાશી વેગે ગયો. ૬૭

પરસીનો બીહીનો પાય પડ્યો, હર આગત્ય બાણ અત્યંત રડ્યો:
"કરુણા કરશ્ય કેવલ ઈશઈશા !" સ્હણી સેવકવાણી સ્વામી હશા. ૬૮

---

૫૮ પિસાચ. ૫૯ ત્રીસૂલ, 'કૂંત' માપ ખૂટતાં ઉમેર્યો છે. શિરે. સ્મસાંન. રુંડમાલ. અસ્તિ, ૬૦ કુષ્માંડ. પ્રથમ. ડાકીની. શાકની. ડબલ (ડમરૂ). ૬૧ હસે. સેન. ૬૨ પાશ. નંદીશ. કુર. ૬૩ સાત્વીક. રોષ. સૂત. ૬૪ જનનાય(ક). ષણ (ક્ષણ). ૬૫ કૂભાંડ. ૬૬ચમું સહ્રસ. ૬૭ ધધલયો. ૬૮ એસા.

## સર્ગ ૩૧ મો

### નૃગ રાજાનો ઉદ્ધાર, કાશી રાજાનો વધ

### ચોપૈ

એક વાર યદુ તણા કુમાર, ઉપવન અંતરે કરે વિહાર,
તરસ્યા થયા અવલોકે કૂપ, માંહે મોહોટો જીવસ્વરૂપ. ૧
બાંધ્યા પસ્ય પસ્ય કેરા પાશ, કૂઅર સહુ કાઢે કૃકલાશ,
તોહે તાણ્યો નવ્ય નીકળે, હરિ આગલ્ય આવી ઉચ્ચરે. ૨
તિહાં કણ્ય આવ્યા ત્રિભુવનનાથ, હલૂઓ એક લગાડ્યો હાથ.
કૃકલાશનો કુત્સિત દેહ, તેજે થયો સુર સુંદર દેહ. ૩
દીવ્યાભરણ–ભૂષિત અંગ, તરણીતેજ, ધર વસ્ત્ર સુચંગ;
પરમ પ્રેમે કીધો પ્રણિપાત, પગે લાગી પ્રભુ જોડ્યા હાથ. ૪
યદ્યપિ સહુ જાણે શ્રી કૃષ્ણ, પુરા કથાનો કીધો પ્રશ્ન:
"કોણ તમારૂં કુલ ? નિજ નામ? કોણ કર્મે વસિયા એ ઠામ?" ૫

વલતૂં તે કરજોડી કહે, લક્ષણ આગલૂં જે સહુ લહે:
"નૃગ નામે નૃપ દેતો દાન, મહીયલ મોહોટા મેરુ સમાન. ૬
"ભૂરજકણ ભવે ગણાય, પણ મુજ પુણ્ય ન સંખ્યા થાય,
"દિન ઉગતે દેતો લક્ષ ગાય, એક ત્રાકી તે ટોલા માંહ્ય. ૭
"વિપ્રદત્ત તે પાછી વલી, વરાંમે માહ્રી માંહે ભલી;
"અવર વિપ્રને આપી તેહ, સ્વામી ! તિહાં પડિયો સંદેહ. ૮
"ઓલ્યો કહે: 'એ મારી ગાય,' બીજો કહે: 'મુજ આપી રાય.'
"ઇમ કરતા આવ્યા મુજ ભણી, પ્રીછવણી કીધી પસ્યે ઘણી. ૯
"લક્ષ ગાય દેતાં નવ્ય ગ્રહે, ગોવિક્રય કયમ કીજે? કહે.
"એકે નવ પ્રીછ્યો નિર્વાણ, કેટલે કાલે ગયા મુજ પ્રાણ. ૧૦

---

૨ સર્હુ. ૩ તીહાં. ત્રિભૂવનનાથ. કકલાશ. ૪ દીવ્યાભર્ણ. ભુષિત. તરણી(તરણી). પ્રશ્ન. ૫ યદપી. ૬ આગેલું. પે. ૭ સંખ્યા. ૮ તીહાં. પડ્યો.

"યમરાજા આગલ્ય જૈ રહ્યો, એક બોલ મુજને એમ કહ્યોઃ
"'તાહ્રો પો'તે પુણ્ય અપાર, અલ્પ પાપ છે એક લગારય. ૧૧
"પ્રથમ કોણું તે કરવો ભોગ ?' મેં વરિયો પાતકનો યોગ.
"તે કારણ હું થયો કૃકલાશ, આજ લગે હું કરતો આશ. ૧૨
"તો પામ્યો પ્રભુ તાહ્રાં ચરણ, સંતત સત તણું જે શરણ.
"અખિલ પુણ્ય જો જન આચરે, ભુતલ ભક્ત તાહારી કરે. ૧૩
"સમ્યક કર્મ ન સાચૂં થાય, જમ વિરાંસે ગ્રહી માહ્રી ગાય;
"અનુખ કરીને ઉંચા ચડે, તાહા પગ મેલ્યા વિણ પડે. ૧૪

શ્લોક

येऽन्येऽरविंदाक्षविमुक्तमानिनस्त्वय्यस्तभावादविशुद्धबुद्धयः ।
आरुह्य कृच्छ्रेण परं पदं हि, पतत्यधो नादृतयुष्मदंघ्रयः ॥ १५ ॥

ચોપૈ

"ધર્મ સનાતન જે સ્મૃત્યુક્ત, કદાચિદ્દ ભૂતલે તાહ્રી ભક્ત,
"તે આખડે, ન કહીયેં પડે, ભગવદ્દધર્મ આચરતાં ચડે. ૧૬

શ્લોક

अनास्थाय नरो राजन् न प्रमाद्येत कर्हिचित् ।
धावन्निमील्य नेत्रे च न स्खलेन्न पतेदिह ॥ १७ ॥

ચોપૈ

"આજ પછી મુજ એહ જ આશ, જે હૂં તારો થાઉં દાસ;
"કૃપા કરી મુજ મેવા આપ્ય, તાહ્રો ભકત કરી સ્થિર થાપ્ય. ૧૮

તે વર દીધો વિશ્વાધાર, માનવ લાગો ચરણ મુરારય.
ઇમ આજ્ઞા માગી ભગવાન, રાજા બેઠો વિમલ વિમાન. ૧૯

૧૧ પુન્ય ૧૨ વરયો. ૧૩ પ્રભૂ સર્ણ. પુન્ય. તાહ્રી. ૧૪ રોવ્યા. ૧૬ પે. ભગવધર્મ ૧૮ ખાઉં. ૧૯ એમ. કીધા. સેવા.

"સુકૃત લગેં ભોગવશો સ્વર્ગ, આગલ્યે વલી હરો ઉપવર્ગ."
કૃષ્ણપ્રણામ કરીને ગયો, અવનીપતિ અમરાપુરી રહ્યો. ૨૦

પૂર્વછાયો

ભણે કૃષ્ણ ભૂદેવનૂ, જે જન હરગે ધન,
કલ્પ કોટ્ય તે નારકી અઘ ભોગવશે અગણ ૨૧
વિષ હાલાહલ અનિભલ, ખાતાં ખૂટે દેહ,
બ્રહ્મસ્વ યે વરામે હરે, કુલ પ્રજાલે તેહ. ૨૨

શ્લોક

नाऽहं हालाहलं मन्ये विषं यस्य प्रतिक्रिया ।
ब्रह्मस्वं हि विषं प्रोक्तं नास्य प्रतिनिधिर्भुवि ॥ २३ ॥
स्वदत्तां परदत्तां वा ब्रह्मवृत्तिं च यो हरेत् ।
षष्टिर्वर्षसहस्राणि विष्ठायां जायते कृमिः ॥ २४ ॥

ચોપૈ

મધુસૂદન કહેઃ "માહ્રો હોય, બ્રહ્મસ્વ મ હરગો કોય:
"બ્રાહ્મણ કરે અનેક અપરાધ, ખમે તેહ સહી જાણો સાધ. ૨૫
"વિષ્ણુ વિપ્ર જે અંતર કરે, તે નર નર્ક માહેં સચરે,
"વિપ્ર રૂપેં વિચરે મહી માંહ્ય, મૂઢ ન જાણે તે મહિમાય, ૨૬

શ્લોક

ये ब्राह्मणास्ते नरनाथ सोऽहं तेष्वर्चितेषु स्वयमर्चितोऽहं ।
तेष्वेव तुष्टेष्वहमेव तुष्टो तेष्वेव वैरं च ममापि वैर ॥ २७ ॥
ब्राह्मणा जंगमं तीर्थं निर्मलं सार्वकामिकं ।
तेषां वाक्योदकेनैव शुद्धयन्ति मलिना जनाः ॥ २८ ॥

---

૨૦ સુકૃત. ભોગવસો. ૨૧ હરસે ભોગવસે. ૨૨ હલાહલ. ૨૩ ભૂંવી
૨૪ स्वदत्त परदतमा ब्रह्मवितम् ૨૫ મધુસૂધન હરસો ૨૬ વિષ્નૂ મહી માય.
૨૭ ब्राह्मना ૨૯ शुद्धती.

### ચોપૈ

એમ શીખામણ કહીય કુમાર, પધાર્યા હરિ પુરી મઝાર;
બ્રાહ્મણ દેવ તે કહીયે નામ, એમ સેવકી પૂરી હામ. ૨૯

શ્રી સંકર્ષણ ગોકુળ ગયા, સ્વજન સવિ રલીયાત જ થયા;
મલિયાં માત યશોદા, નંદ, ઉચ્ચીતાં પામ્યાં આનંદ. ૩૦
ગદ્‌ગદ્ કંઠ, નયન જલ ઝરે, કુશલ પ્રશ્ન કેશવનું કરે:
"સુખે દ્વારકાં કરતા કાજ, ક્યમ સાંભરિયાં સ્વજન આજ?" ૩૧

અભે વિદ્યા આપે જેવડા, મલ્યા મીત સહુ તેવ તેવડા;
નાહને કીધો પ્રથમ પ્રણામ, હર્ષે પોહોંતી હઇઆ હામ. ૩૨

વ્રજનારી વાર્તા સાંભલી, નંદબારેં સહુ માનિની મલી,
હમી કરી પૂછે હરિવાત: "ભલે પધાર્યા તેહેંના ભ્રાત.  ૩૩
"કુશલ કૃષ્ણનું કહીયે તેહ, પુરનારી–જન–વલ્લભ જેહ;
"હરિને કદા સ્વજન સાંભરેં? માતપિતા મન માંહેં ધરે? ૩૪
"કદાચિ અબલા આવે ચિત્ત, બાલપણેં જે કીધી પ્રીત?
"જે કાજે સ્વજનં સહુ તજી, લોકવેદ છંડી, ભૂવી ભજી?" ૩૫
વિરહવચન ઇમ બોલે ઘણાં, ગુણ સંભારે શ્રી હરિ તણા.
ફાટે ઉર, વહે ચક્ષે વાર, વાસુદેવ-વલ્લભ વ્રજનાર્ય. ૩૬

રામ તિહાં દિન કેટલા રહ્યા, અહનિશ કેશવના ગુણ કહ્યા;
વૃંદાવનમાં ગોપી સાથ્ય રામ રમેં રતિ દિનરાત. ૩૭

---

૨૯ કૂમાર. શેવકી. ૩૦ સર્વે. યસોદા. ઉચ્ચીત. ૩૧ સાંભરયાં. ૩૨ સજન. ૩૩ વૃજનારી. બારસેં. માંનની ૩૪ કૂશલ. ૩૫ કાયે. ૩૬ વહવે. વૃજનારય. 'રમે દિનરાત' આ બે વચ્ચે 'રતિ' શબ્દ ભા. ૧૦, ૧૭ મો શ્લોક જોઈ માપ વરતાં ઉમેર્યો છે.

વરણે મોકલી જે વારુણી, પાન કરે સરસા તારુણી,
મત્ત થકા માધવ એક વાર, યમુના તેડી જગદાધાર. ૩૮
ન લહે મહિમા, નાવે યદા, હેલા હલે આકર્ષી તદા;
કાલિંદી કંપી તે કોપ, આવી અબલા ધરી સ્વરૂપ. ૩૯
"તવ વિક્રમ નવ્ય જાણ્યું નાથ!" યમુના નદિયેં જોડ્યા હાથ:
ધરણી સરસવકણ સમ કરી, સાયર શેલ સહિત શિર ધરી. ૪૦
પગે લાગીને કર્યો પ્રણામ, સ્તુત્ય કીધી, પ્રણમ્યા શ્રીરામ.
પાછી મૂકી પ્રેમદા પછે,'એધાણ આજ લગે એહ અછે. ૪૧
ઇશાં પરાક્રમ અછે અનેક, સંકર્ષણ અવતરિયા શેષ.
સંતોષી સ્વજન તિહાં થકા, રામદેવ આવ્યા દ્વારકા. ૪૨

એક વાર સહુ યાદવ સાથ, સભા માંહે બેઠા શ્રી નાથ;
ઇશે સમે આવ્યો એક દૂત, સ્વામીને ઓધરાવે સૂત. ૪૩
તેહને તેડી પૂછ્યું તદા, "કેહેનો સેવક? આવ્યો કદા?"
વલતો વદે: "વચન એક સુણો, હૂં શેવક શ્રી નાયક તણો. ૪૪
"વાસુદેવ તે કાશી વસે, રાત્યદિવસ તે તમને હસે.
"તેહની આજ્ઞાયેં આવ્યો અહીં, વચન સુણો જે તેણે કહ્યાં: ૪૫
"અવનીની અનુકંપા(થે) કરી, હર્ષે હૂં અવતરિયો હરિ.
"મૂઢપણે જે માહ્રાં ચિહ્ન, તે ધરિયાં તે કુણ કહ્ન! ૪૬
"જો જીવ્યાની કરે કાંઈ આશ, વેગે છાંડ," કહે વિશ્વાવાસ:
"સજ્જ થઈ કાં દે સંગ્રામ? નહી તો મૂકય અમારું નામ?" ૪૭

સુણી વચન સહુ યાદવ હસે, ઉગ્રસેન કહે: "એ શૂં ભસે?"

રથ બેશી ચાલ્યા શ્રીરંગ, સ્વલ્પ સૈન્ય તિહાં લીધું સંગ. ૪૮

---

૩૮ પે. યગદાધોર. ૩૯ હેલાયે. કાલંદી. ૪૦ નદિયે. શાંયર. સહીત. ૪૧ એહ. પે. ૪૨. અવતરીયા. સજન. ૪૩ એસે. સુત. ૪૫ વશે. આજ્ઞાયે. 'આવ્યો' શબ્દ ઉમેરેલો છે. સંદેસવચન. પે. હરી. ૪૬ અનીની. ચેન. ધરયા. ૪૮ ઉગ્રસેન.

નિત્યાનંદ, સદા નિઃશંક, કાશીપુરી જૈ પૂર્યો શંખ,
તત્ક્ષણ પૌંડ્રક પામ્યો ત્રાસ, કપટવેશ કરી આવ્યો દાસ. ૪૯
કૃત્રિમ ગરુડ ચઢ્યો, કરે ગદા, શંખચક્ર સોહાવ્યાં તદા,
પંકજ, પીતાંબર પરિધાન, શ્રીવત્સલાંછન, શામલ વાન. ૫૦
કૌસ્તુભ કંઠે અનોપમ હાર, કાને કુંડલ મકરાકાર,
મસ્તકે મુગટ માહા મણિ જડ્યાં, સહુ આભરણ અમૂલક ઘડ્યાં. ૫૧
જમ નટાવો દેખી દેખ, ધરે ચિહ્ન બહુ ધૂરતવેષ,
આવ્યો અક્ષૌહિણી લૈ સાથ, પુરબારે પેખ્યા જગનાથ. ૫૨
કાશીરાજ તેહનો માહા મિત્ર, શ્રી નાયકનો સે'જે શત્ર,
દલ મેલી દોએ અક્ષૌહિણી, હલહલ કરી આવ્યો હરિ ભણી. ૫૩
અનેક પરેં લેઈ આયુધ, યાદવશૂં તિણે માંડ્યૂં યુદ્ધ,
હણ્યૂં સૈન્ય અદ્ભુત અભ્યાસ, અગ રૂપે પીધો જલરાશ. ૫૪
પ્રૌંડ્રક શિર પુરુષોત્તમ હર્યું, વાસુદેવે તે વાંછિત કર્યૂં,
કપટભાવે જે ધરિયૂં રૂપ, સમ્યક્ પામ્યો તેહ સ્વરૂપ. ૫૫
કાશીરાજનૂં કાપ્યૂં શીશ, જઈ પડિયૂં તે આગલ્ય ઈશ,
નિરખી નગરનિવાસી લોક, સુતાદિક સહુ પામ્યાં શોક. ૫૬
ત્રિભુવનપતિ ચાલ્યા તિહાં થકા, આનંદે આવ્યા દ્વારકા.

સુદક્ષિણ કાશીરાજસુત રીશ, અમર્ષે જૈ ઉપાયા ઈશ. ૫૭
તેહને તર્પે તૂઠા ત્રિપુરારઃ "અગ્નિ માંહે તૂં કરે અભિચાર,
"ઉપજશે કૃત્યા એક તિહાં, જગત માંહે તૂં પ્રેરીશ જિહાં. ૫૮
"અબ્રહ્મણનો નિશ્ચે નાશ કરશે" ઇમ કહે લીલવિલાસઃ

આવી અગ્નિ યજ્યો ઉત્સાહ, પુરુષ એક પ્રગટ્યો તે માંહ. ૫૯

૪૯ પ્રૌંડ્રક. પૂરી. સંપ. ત્રાશ. ૫૦ ગરૂડે. ૫૧ કૌસ્તભ. કુંડલ. મસ્તકે. આભર્ણું. ૫૨ ચેહન. ક્ષોહિણી. યગનાથ. ૫૪ તેણેં. સૈન્ય. અદ્ભૂત. અગરૂપેં જમ પીધો. જલરાશ. ૫૫ પરૂષોત્તમ, ધરયું. ૫૬ કાશીરાજનૂં. નિવાંશી. ૫૮ એમ. કૃતા. વિલાશ. પુરષ.

## દાવડી ચોપૈ

રૌદ્ર રૂપ, ને રાતાં લોચન, તમ્ર શિખા માહા મૂંચ,
જેમ અંગાર વમે ત્રણ્ય લોચન, ફરકે ફરસટ કુંચ. ૬૦
વાંકી ડાઢ, કઠિન અતિ ક્રોધી, અધર ડશે અતિ રીસ,
લેલિહાન ને લાંબી રસના, સેંહુંજે કાપે શિશ. ૬૧
તાડ પ્રમાણે ચરણે (તે) ચાલે, તપત્ હાથ્ય ત્રિશૂલ,
દર્શન માત્ર દશે દિશ બોલે 'અનરથનૂં એ મૂલ.' ૬૨

ઓચિંતો અચ્યુતપુરે આવ્યો, નાગો નગર-દૂઆર,
પહેલૂંવહેલૂ પોલ પ્રજાલી, પેઠો પછે મુઝાર. ૬૩
ગઢ, મઢ, મંદિર અને માલિયાં, લાગાં હાટક હાટ,
શેરી શેરી સહુકો નાસે, વિસમી થૈ તે વાટ. ૬૪
પશુ માણસ દાઝંતાં દીસે, હય, ગય હાહાકાર,
સ્ત્રીબાલક તે ફૂંકે ફાટે, પરુ પરુ પડે પોકાર. ૬૫

સભા સુધર્મા શ્રીહરિ બેઠા, સાયર પાશે ખેલે;
બુંબ પડી બાહેરિયા બોલેઃ "રાખ્ય રાખ્ય અમરેલ." ૬૬
"સ્વામી! પુર સઘલૂં પરજાલ્યૂં," લુકયા આવે લોકઃ
"ત્રાહિ ત્રાહિ તૂં ત્રિભુવનનાયક!" સહુકો પામ્યાં શોક. ૬૭
કૃત્યા તેહ કપાલી કેરી, જાણીય જગદાધારઃ
"મ બીહો રે! મ બીહો કો માણસ? કરશે સુદર્શન સાર." ૬૮

હસી કરી હરિ આયસ દીધી, ચાલ્યૂં ચક્ર તે વાર,
સુરકોટ્ય સમ તેજ પ્રકાશે, વિઠ્ઠલ કીધી વાહેર. ૬૯

---

૬૧ અધુર. ડશે. ૬૨ ચણુ. દિશેં ૬૩ પ્રોલ. ઓચ્ચિંતો. ૬૪ માલીયાં. નાશે. ૬૫ દીશે. પેરખેં પરખેં પડે તે પોકાર. ૬૬ બુબ. ૬૭ સંઘલુ. ૬૮ ગદાધાર. કરસે. ૬૯ હશી. વીઠલે.

હરિ–આયુધ આવતું દેખી, નગર થકો ગ્યો નાશી.
દાવાનલે તે દહ્યો સુદક્ષિણ, પછે પ્રજાલી કાશી. ૭૦

દામોદરે તે નાગર દ્વારકા, આપોપણે જઈ જોયું;
જે યમ હતું તે સમ કીધું, અમીદષ્ટે અવલોયૂં. ૭૧

ચોપૈ

પૌંડ્રક કાશીરાજ, નૃગકથા, ગયા રામ ગોકુળમાં યથા;
ચોપૈ બોહોતેરે સવિલાસ, કૃષ્ણ પ્રીત્યે કહે કેશવદાસ. ૭૨

ઇતિશ્રી માહાભાગવતે પુરાણે દશમસ્કંધે શ્રીકૃષ્ણક્રીડાયાં નૃગરાજકથા–
પૌંડ્રકવધનામા એકત્રિંશત્તમઃ સર્ગઃ સમાપ્તઃ

---

## સર્ગ ૩૨ મો

### દ્વિવિદ વાનરનો વધ અને નારદનું કુતૂહલ

ચોપૈ

ભૌમસખા, મયંદનો ભ્રાત, દ્વિવિદ નામ વાનર વિખ્યાત,
મિત્રવૈર વાલેવા દેશ, આવી કરે ઉપદ્રવ દેશ. ૧
પર્વતશૂં પાડે પુર ઘણાં, ઊડાડે સર અંબુધિ તણાં.

એક વાર રૈવત ગિરિ રામ બહુ કામની સરસા કામ, ૨
મદોન્મત્ત થયા ક્રીડા કરે, લલિતાશૂં લીલા વિસ્તરે.
ઇસે સમે કપિ આવ્યો તિહાં, શ્રીસંકર્ષણ બેસે જિહાં. ૩
બેઠો વૃક્ષ તણી જે ડાળ્ય, અબલા સરસી માંડે આળ;
ગુદ દાખે ગેહેલાઈ કરે, રામ રીસ હૈયા માંહેં ધરે. ૪
મદિરાકલશ હસ્યો માંકડે, રામે માર્યો મુષ્ટિવડે.
પહેલેં પર્વત લીધો હાથ, કરે યુદ્ધ સંકર્ષણ સાથ. ૫

---

૭૦ નગરે. સુદિક્ષિણ. ૭૨ વિલાશ. કેશવદાશ. શર્ગ. સર્ગનું નામ મૂળમાં નથી. ૧ નામે. ૩ તીહાં. ૪ વૃષ તણી. રીશ. ૫ કલસ. મુષ્ટીક.

શૈલ તણાં નાખે બહુ શૃગ, ભૂધર દેવ કરે તે ભગ
હલ આકર્ષી હણિયો તેહ, દ્વિવિદ નામ વાનરપતિ જેહ. ૬
પુ પવૃષ્ટિ સુર સઘલા કરે, 'જયજયકાર' જગત્ ઉચ્ચરે
અઘ્યારી આશી દે યતિ, પુનરપિ આવ્યા દ્વારાવતી. ૭

દુર્યોધનતનયા લક્ષ્મણા, રૂપ, શીલ, ગુણ છે અતિ ઘણા,
સ્વયવરે તે સાંબે હરી, કૃષ્ણ તણો કૂઅર કેશરી ૮
કૌરવ સઘલા કોપ્યા અત, આર્ણે હણિવા અમરષચિત્ત
કર્ણાદિક મોહૉટા મહારથી, અને વળી બીજા અતિરથી ૯
સૈન્ય સબલ પ્રેર્યૂ તાત્કાલ "બાંધીને લાવો એ બાલ,
"ગોવાળિયા ઘેહેલાઈ કરે, દીન અમારી કન્યા હરે" ૧૦
તો આવ્યા કર્ણાદિક વીર સાહૉમો થૈને ધાયો ધીર,
નાના વિધે નાખે આયુધ, સિંહ તણી પચ્ય માંડ્યૂ યૂધ. ૧૧
જે સરલી માંડે શરમુઠ, તતક્ષણ તે દેખાડે પૂંઠ;
એ કાણે જિત્યો નવ્ય જાય, સઘલા મલિયા માંહો માંહ્ય. ૧૨
ઘણે મૃગે જમ ઘેર્યો સિંઘ, બાધ્યો સસનો એતુ ઉદ્ધ્ય.

હસ્તિનાપુર પોહૉતા તિહા થકા, નારદે કથા કહી દ્વારકા ૧૩
સૂણી વાત યાદવ તિણી વાર, ઉગ્રસેન મન્ય રીશ અપાર,
કૌરવે કીધૂ કુત્સિત કર્મ, યૂધે જિત્યો સાંબ અધર્મ• ૧૪
સબલ સૈન્ય મેલ્યૂ તેણી વાર, જેરેહ જીણે પ્રેર્યા ઝુઝાર,
"હસ્તિનાપુર હમણા મારશૂ," યાદવાર્યે વિમારો ઇશૂ ૧૫

રામ ભણૅ "રહોભાઈ! તમે, એકાકી તાહાં જાશૂ અહ્લે,
"રખે સગામાં થાયે રાલ્ય, જમજો કાંટ કાંટ વાક્ય" ૧૬

---

૬ શગ ક્વ ૭ પુષ્પવૃષ્ટી યતી ૮ સઘળા હરીશું ૧૧ સીંહ ૧૨ સઘલા ૧૩ હાસ્તન ઉદ્ગ્રધ તીહાયમ ૧૪ ઉગ્રશેન મન્યે કુત્સિત ૧૫ સૈન્ય યાદવોજ યમને

રથે બેશી ચાલ્યા રામ, સ્વજન સનેહ કરેવા કામઃ
હસ્તિનાપુર ઉપવન જૈ રહ્યા, સમાચાર તિહાં સેવકે કહ્યા. ૧૭
'રામ' સૂણી રલીયાતૈં થયા, કૌરવ સઘલા સાહોમા ગયા;
ભીષ્મ, દ્રોણ, દુર્યોધન, કર્ણ, દુઃશાસન, બાલિક, વિકર્ણ. ૧૮
આનીને અભિવંદન કરયાં, અરુહણ સઘલે આગળ ધરયાં,
અર્ઘપાદ્યના કરયા ઉપચારઃ "ભલે પધારયા કરેવા સાર." ૧૯
વલતું કહે પુરુષકેશરી, નીતિ–ન્યાય–બલનેં અનુસરીઃ
"અહો સ્વજન! તહ્મે કૂડું કીદ્ધ, સાંબ અધર્મે જિત્યો યુદ્ધ. ૨૦
"તમ્યો ઘણા ને એ એકલો, ક્ષત્રીધર્મ ન નભાવે ભલો;
"રાજા ઉગ્રસેન અતિ રીશ, જેહેંની આજ્ઞા માનેં ઇશ. ૨૧
"વેગેં કરી લાવો વરવહૂ, કાંઈ જો કરો અમારૂં કહૂં."

સૂણી વચન સૌ કૌરવ હસ્યાઃ "ગેહેલા! ગર્વે ઘણી પરસેં વસ્યા. ૨૨
"અહો અભાગ્ય અમારૂં આજ, ઉગ્રસેન મહીઅલ માહારાજ;
"કરે તેહ કૌરવનેં રીસ, ચડે ઉપાન ઉપરહ શીશ. ૨૩
"આપ્યૂ રાજ અમારૂં ખાય, માન્યા તો વાધ્યો મહિમાય;
"આગે યયાતિનો જે શ્રાપ, રાજ ન બેસે પોતે પાપ." ૨૪

ઈસૂં કહી કોપેં કલકલ્યા, વૈર કરી પુરી માંહે વલ્યા.

ચડી રામને રીસ અપારઃ "હિત કેહેતાં કાઢે હથિયાર. ૨૫
"આપણુપેં અતિ મોહોટા થયા, ઉગ્રસેન ઉપાનહ કરયા;
"સુરનર પન્નગ સેવા કરે, તે હરિ આજ્ઞાને અનુસરે. ૨૬
"કૌરવનૂં એ આપ્યૂં રાજ! જગ્ય યાદવ તેણે માહારાજ!
"અંધ થયા, અંજન દારિદ્ર, દીજે તો ભલ પામે ભદ્ર." ૨૭

---

૧૭ રથ. સજન. સ્નેહ શેવકે ૧૮ સધવા. ભિમ. દુરયાસન. ૨૦ સાંબું. ૨૧ ધર્મ નજનભાવે. ૨૨ હશા. વશા. ૨૪ અગે. બેશે. ૨૫ રીશ ૨૬ સુરિનર. શેવા.

જગતીધર કોપ્યા જગદાધાર: "સંહારૂં સવિ કૌરવ સાથ;
"હસ્તિનાપુર ઉપાડૂં હલવાહ, પુર નાંખૂં કે' ગંગાપ્રવાહ." ૨૮
હાહાકાર ગગનેં રવ ગયો, કલકલાટ કૌરવ-ઘર્ચે થયો;
કડકડાટેં સવિ મંદિર ચડે, ગડમડ પોલ્ય કોશીશાં પડે. ૨૯
નગરનિવાસી માન્યૂં મરણ, આવ્યા સહુ સંકર્ષણશરણ;
ભીષ્માદિક હૌઆ ભયભીત: "રાખો રામ! અહ્મેં અવનિત. ૩૦
"એ અજ્ઞાનથકી કોઈ કહે, મહિધર! તવ મહિમા નવ્ય લહે;
"એક અંશ તવ અવની રહે, કણાકારથી કો નવ્ય લહે." ૩૧

પગે લાગી સંતોષ્યા સ્વામ, મહાનુભાવે પુર મૂકયૂં ઠામ;
આજ લગે દીસે ઉંચાણ, હલધરનૂં જે હલ-એંધાણ. ૩૨
વેગે કરી લાવ્યા વરવહુ, વોલાવે તિહાં સજન સહુ;
પરિબર્હણ આપ્યૂં અતિ ઘણૂં, પસ્ય પસ્યનૂં કીધૂં પરગણૂં. ૩૩
લૈ આવ્યા દ્વારકા મુઝાર, સમાચાર સવિ કહ્યા મુરાર,
સ્વજન સવિ પામ્યાં આનંદ, જેહને સાથે દેવ મુકુંદ. ૩૪

## પૂર્વછાયો

નારદ નરકાસુર સુણ્યો હણ્યો હરિ બહુ નાર્ય
સોલ સહસ્રસૈં પરણવર્યા, અલિ એકલા મુરાર્ય. ૩૫

## ચોપૈ

તે કૌતક જોવાને કાજ, આવ્યા દ્વિજ દ્વારાવતી માંઝ;
અલંકરી સુરસેવિત પુરી, સોલ સહસ્ર મંદિર સુંદરી. ૩૬
તે માંહેં આવ્યા એક વાસ, જે શય્યાયે, બેઠા શ્રીવાસ,
સર્વાભરણ-વિભૂષિત ધણી, દાસીસૂં સેવે રુક્મિણી. ૩૭

---

૨૮ નાંપૂં. ૩૦ મર્ણ. સર્ણ. ભિષ્માદિક. ૩૧ કણીકારથી. ૩૨ માનભાવે. ૩૩ સહું. ૩૪ સજન સવેં. મુકંદ. ૩૫ વરસેં. વર્યો. ૩૬ સોહસ. ૩૭ પૈ. શેવે.

ઋષિ દેખી રલીઆત્યેં થયા, ઉઠીને સાહ્મા આવિયા,
અર્ઘપાદ્ય નેં આસન-માન, "ભલે પધારયા" કે' ભગવાન. ૩૮
પાગ પખાલ્યા પુરુષ પુરાણ, અવનેજને શિર કર્યું નાહાણ,
તીરથપાદ ત્રિભુવનપતિ કહે, ચરણે નિરંતર ગંગા વહે. ૩૯
તોહે પૂજ્યા પ્રેમે અગણ્ય, બિરદ ધર્યું છે સુરબ્રહ્મણ્ય;
સ્તુસ કીધી નારદની ઘણી, વાણી વિનય અમૃતવર્ષિણી. ૪૦
વાસુદેવ પ્રતિ વસતા વદેઃ "અસંભવ્ય નહી એ અમ હૃદે."
"સાધુ પાલવા તવ અવતાર, ખલનિગ્રહ કરે સર્વાધાર ! ૪૧
"અંઘ્રીયુગલ મેં દીઠું આજ, ચૌમુખજે ચિંતવે મન માઝ;
"સંસારકૂપ તણું જે તરંદ, મહીઅલે ધાતો હૌંડે મંદ." ૪૨

શ્લોક

दृष्टं तवांघ्रियुगलं जनतापवर्गं, ब्रह्मादिभिर्हृदि विचिंत्यमगाधबोधैः ।
संसारकूपपतितोर्ध्वपदावलम्बं, ध्यायंश्चराम्यनुगृहाण यथा स्मृतिः स्यात् ॥

ચોપૈ

વળી અનેરે આવ્યા ધામ, સાગર પાસે ખેલે સ્વામ
સ્ત્રી સાથે, તિહાં ઉદ્ધવ પાશ, હસી વદ્યા વળી વિશ્વાવાસ. ૪૪
અર્ઘ, પાદ્ય ને આસન મુદા, કૃષ્ણ ભણેઃ "કોહો આવ્યા કદા ?
"કીજે કીશું અપૂરણ અહીં, પરમાનંદે પૂરણ તહીં. ૪૫
"તથાપિ કાંઇક કહીયેં કાજ, શોભન જન્મ કરો ઋષિરાજ!"

અતિ વિસ્મય ઉઠી ચાલિયા, વળી અનેરે મંદિર ગયા. ૪૬

કિહાં એક બાલ વિલગ્યા બાંહિ, લાડ લડાવેં લક્ષણ ચાહે.
કિહાં એક મજ્જન, ભોજન પાન, કિહાંક દીહા દેતા દાન. ૪૭

---

૩૮ રુષી. આવયા. કે. ૩૯ કરયું. ૪૦ સૂર. વર્ષણી. અસંભવ્યાવ્ય નહીં. ૪૨ અંધ્રીયુગ. ચીતવે. ૪૪ તીહાં. વિદ્યા ૪૫ આશન. ૪૬ ચાલયા. ૪૭ કાંહાં. વલિયા. બાંહે. ચહિ. મજન.

કિહાં ગજ અશ્વે થયા અસવાર, કિહાંએક માધવ મંત્ર વિચાર.
કિહાંએક યજ્ઞપુરુષનેં યજે, ભક્તિભાવેં આપણુપું ભજે. ૪૮
કિહાંએક હરિ સાંભળેં પુરાણ, કિહાંએક બંદી કરે વખાણ.
કિહાં એક પોઢ્યા પરમાનંદ, આગળેં ઉભા નંદ–સુનંદ. ૪૯
કિહાંએક વિગ્રહ, કિહાંએક સધિ, ઉદ્ધવ સાથેં વિચારેં બુધિ.
કિહાં એકલ જલક્રીડા જગનાથ વારે સુરત બહુ વનિતા સાથ. ૫૦
કિહાંએક જૈ જોડે વિવાહ પુત્ર સુતાના પરમ ઉત્સાહ.
કિહાંએક અનુમોદન ઉપવીત, કિહાંએક હરિ ગવરાવે ગીત. ૫૧
કિહાં એક વાપી કૂપ તડાગ, મૃગયા તિહાં ખેલે માહાભાગ.

અભિભક્તલિંગ એણી પરેં ફર્યા, ષોડશસહસ્ર ઘરે દર્શન કર્યા. ૫૨
હસી કરી દ્વિજ બોલે વચન, દેખી માધવ માયારચનઃ
"યોગેશ્વરને જે દુઃપ્રાપ, પામી ચરણ હવો હતપાપ." ૫૩

પ્રણમીને ઋષિ પાછા વળ્યા, હરિના ગુણ ગાતા નીકળ્યા.
જગત્ વિશ્વના ઈશ્વર જેહ, એણિ પરે રમે અહર્નિશ તેહ. ૫૪
અદ્‌ભુત હરિનાં ઈશાં ચરિત્ર જે જન ગાયે, પરમ પવિત્ર,
અનુમોદન અથવા સાંભળે, ભક્તિ હોએ, ભવસંકટ ટળે. ૫૫

શ્લોક

यानीह विश्वविलयोद्भववृत्तिहेतुः
कर्माण्यनन्यविषयानि हरिश्चकार ।
यस्त्वङ्ग गायति शृणोत्यनुमोदते च
भक्तिर्भवेद्भगवति ह्यपवर्गमार्गे ॥ ५६ ॥

૪૮ મત્ર. પુરુષ. જજે. ૪૯ કિહાંક. પૂરાંણ. ૫૦ સંધી. બુધી. યગનાથ. સુરથ. ૫૧ વીવાહ. પૂત્ર. અનમોહન. ૫૩ હશી. દુપ્રાપ. ૫૪ અહનિશ. ઋષી. યગત્. અહનિસ. ૫૫ અદ્ભૂત. ૫૬–યોદ્ભવકર્મહેતુઃ ।

હણ્યો દ્વિવિદ ને હરી લક્ષ્મણા, અવાસ જુયા નારદ અતિ ઘણા;
ચોપૈ સત્તાવંન સવિલાસ, કૃષ્ણ પ્રીત્યે કહે કેશવદાસ. ૫૭

ઇતિશ્રી માહાભાગવતે પુરાણે દશમ સ્કંધે શ્રીકૃષ્ણક્રીડાયાં દ્વિવિદવાનરવધ-નારદકુતૂહલ નામા દ્વત્રિંશત્તમઃ સર્ગઃ સમાપ્તઃ

—:૦:—

## સર્ગ ૩૩ મો

### હરિકૃષ્ણનો ગૃહસ્થાશ્રમ

#### પૂર્વછાયો

હવે (તે) બોલીશ હરિ તણો ગૃહસ્થાશ્રમ ગુણધર્મ.
અગુણ, અસંગી, આતમા, કરતા દિન દિન કર્મ ૧
ઉષાકાલે ઉઠી કરી, કૂજતાં કુર્કુટ આપ,
ગૃહીત કંઠ ગોવિંદના શામા દે તે શાપ. ૨
બંદી વદે પુરાણ મૂરતિ-મંત કરે (તે) વખાણ,
જગે યાદવપતિ જાણી, જય જય બોલંતે જાણિ. ૩

#### છંદ હનુમંત

"તૂં જાગે જગદાધાર! ઉતારે અવનીભાર,
"અલે અસુર સઘલા માર, ત્રૈલાક્ય દુઃખ-નિવાર. ૪
"અંગે તે આલસ મોડે, પેખંતાં પાતિક છોડે,
"તેત્રીશ ત્રિદશા કોડે હવે વીનતિ કર જોડે. ૫
"નરનાથ નયણે નિહાલે, કલિકાલ-કિલ્વિષ ટાલે.
"ગોધર્મ વેગે વાળે, સહુ સાધુ જનને પાલે. ૬

---

૫૭ દ્વિવેદ. હરિ. ચોઆ. નારદે. સવિલાશ. કેશવદાશ. શર્ગ. મૂળમાં સર્ગના વિષયનો નિર્દેશ ઇતિશ્રીમાં નથી. ૧ ગૃહસ્થાગુણ. દિને દિને.—અહીં છંદ ગોવિંદના (નોંધ જુઓ.) સામા. ૩ જગે યાદવપતિ. જયજય બોલંતે જાગે જગદીશ. ૪ અશુર. સગલા. દુષ. આલશ. ત્રીદશા. વીનતી. ૬ વિગે ગોધર્મ.

"મુખકમળ મનોહર દાખે, કરી કૃપા જોઈ કટાક્ષે,
"ભલ વચન અમૃત ભાખે, સહુ દેવ પુરે સાખે. ૭
"સાખી તું સર્વેથ છશો પોઢે અનંત હ,
"અખિલ જંતું અવલોકે, ચતુર તેહની કરે ચિંત હ.
"જગત અનુગ્રહ કાજે, એ અવતાર તમારો,
"દુલ્લભ દર્શન દાખે, જેહ આધાર અમારો.
"ઉઠીજે સ્વામી! આનંદઘન! સેવક આશા પૂરીએં;
"કેશવદાસ કહે કૃષ્ણજી! દયા કરી દુખ ચૂરીયેં." ૮

## ચોપૈ

બ્રાહ્મમુહૂર્તે અપોહ્યા હરિ, ઉપસ્પર્શ તે ઉદકે કરી,
પરિબ્રહ્મનું ધ્યાએં ધ્યાન, આપણપું આપેં ભગવાન. ૯

પરિષદ સકલ રહ્યા કરજોડ, કરે વતાં કેશવનાં કોડ;
યદુનાયકે અંતર જાણિયું, અણચીંતું પેહેલું આણિયું. ૧૦
એક લાવ્યો આસનને ચાકલો, દંતકાષ્ઠ કલ્પદ્રુમ તણો,
ઝારી ઉષ્ણોદકે અતિ ઘણું, મનોહર પાલું સોના તણું. ૧૧
સુખેં બેસી મુખશોધન કરે, મનોહર પાલું પ્રેમેં ધરે;
વદન પખાલ્યૂં વિંશતિ વાર, આરીશે મુખ જોઇ મુરાર. ૧૨

એક મસ્તક ઓહોલે તિહાં જઇ, કણય તણું કંકણ કરેં ગ્રહી:
પંચકેશે કૃષ્ણાગુર ચૂઆ, મોઘરેલ મેહમેહતાં જૂઆ. ૧૩
આણી કરાવિયાં અભ્યંગ, ઉદ્ધવ સ્નેહે ચોલે અંગ:
. ઉદ્વર્તન કર્યું અબીર, મૃગમદ માંહે ચંદન ઉશીર. ૧૪

---

૭ મનોહર. ૮ કેસવદાસ. દુલ્લભ. સેવક, ૯ ૮ પછી ચોપૈ મૂળમાં નથી પણ તે જોઇએ, બ્રહ્મ મહુર્ત,- પરીબ્રહ્મનુ. ૧૦ જાણ્યું. આણ્યું.. ૧૪ કરાવયાં.

મર્દીનેં મૂકયો પૂરમાસ, કપૂરેં કીધો નિજ વાસ;
તે ઉપરેં પંચામૃત સ્નાન, સો સો કલશ કરીનેં માન. ૧૫
નાલીકેરી, અંબારસ વળી, ઈક્ષુ તણો રસ, કદલી ગલીઃ
સકળ તીર્થનાં આણ્યાં વાર, સુરભીદ્રવ્ય મૂકયાં મઝાર. ૧૬
સહસ્ત્ર કલશ કીધા સુખે ઉષ્ણ, કરે સ્નાન કરુણાનિધિ કૃષ્ણ.
પાંચ્ય દેશનું પરમ પવિત્ર, ઉધરાવ્યૂં ઉત્તમ અંગે વસ્ત્ર. ૧૭
સુંદર પીતાંબર પરિધાન, વર્ણતેજ વિજલીય સમાન;
ઉત્તરીય તે સરખૂં સાર, જમલી જનોઈ જગદાધાર. ૧૮

રત્નજડિત રૂડી પાવડી ચતુરેં સમર્પી, ચાલ્યા ચડી;
ઉદ્દવકરેં એક ધરિયો હાથ, મંદિર માંહ પધાર્યા નાથ. ૧૯
દ્વાદશ તિલક સોહાવ્યાં સાર, પાવન પ્રદીપ કલિકાકાર;
મસ્તકેં મુગટ મનોહર હાર, કાનેં કુંડલ મકરાંકાર. ૨૦
અંગદ બાંહેં અનોપમ કડી, હેમ મુદ્રિકા હીરેં જડી,
કૌસ્તુભ કંઠે વલી વનમાલ, તુદબંધ વિચેં તબક વિશાલ. ૨૧
કટિમેખલા કણુય કિંકિણી, પગે નૂપુર શોભા અતિ ઘણી,
એણી પરેં બહુ પેહેર્યાં આભરણ, તિલક તાંદુલા રક્ષાકરણ. ૨૨
ચંદનપુષ્પે ચરચ્યા ભકલ, જે જાણે સેવાની ચુકલ.

સિંહાસને બેઠા શ્રીનાથ, ઉદક આચમન કીધું હાથ. ૨૩
સકલ લોકને શિક્ષા કાજ, કરે કર્મ તિહાં ત્રિભુવનરાજ.
સમય થયો તવ સંધ્યા સ્મરી, અગ્નિહોત્ર આપણપેં કરી. ૨૪
પ્રેમે પૂજ્યા શાલિગ્રામ, જપ્યો જાપ્ય સુંદર નિજ નામ;
ધૂપ, દીપ નાના નૈવેદ, વિપ્ર વદે તિહાં આશિર્વેદ. ૨૫

૧૫ વારા. પાચ્ય. ૧૮ વીજલી. ઉતરીય. ૧૯ જડીત. ઉધવ. ધરયો. ૨૦ ક્લીકાંકાર. ૨૧ મુદ્રીકા. કૌસ્તુભ. વિસાલ. મેખલા. નૂપર. શોભા. આભર્ણ. તીલક. ૨૩ શેવાની. સીંહાસને. શિખ્યા. ત્રિભોવનરાજ. થયો. ૨૫ તીહાં.

દેવ–પિતૃ–ઋષિતર્પણ કરી, વિપ્ર વૃદ્ધ અભિવંદ્યા હરિ.
આણી ધેનૂ તરણ ત્રેહિણ કી, વાછડીઆળી અતિ શાણકી. ૨૬
સોના શીંગી, રૂપા ખરી. મોતી હાર મનોહર ધરી,
વસ્ત્ર અલંકૃત વારુ તેહ, અલંકર્યા દ્વિજ આવે જેહ. ૨૭
દિન દિન ધસ્ય ધસ્ય આપે બદ્ધ, ગુણો આંકની સંખ્યા શુદ્ધ;
વેદ, શૈલ, ઋષિ, ગુણ, ને ધરા, માંડી જો જો મનવંતરા. ૨૮
ગુરુગોવિંદ પ્રવૃદ્ધ સુર ભૂત, નમસ્કર્યા નિજ આત્મવિભૂત.
અવલોકયા ઘૃતને આદર્શ, મંગલ દ્વિજ દુર્વાદિક સ્પર્શ. ૨૯

નગરનિવાસીનાં નિજ કામ, હરિ પૂરે હઇયાની હામ.

વિપ્રવૃદ્ધ બેસાર્યા બાલ, ભોજન સકલ તંબોલ દયાલ. ૩૦
સંતોષ્યાં ભગિનીભાણેજ સકલ સુહૃદયશૂં હઇયા હેજ.

પછે આરોગે પરમાનંદ, આગળ્યે ઉભા સેવકવૃંદ. ૩૧
રતનજડિત માંડ્યો માહા પાટ, ચોરાશી પદ ચતુરાં વાટ,
વીશ થાલ ચોશઠય વાટકા, મણિશોભિત તે માંહે થકા. ૩૨

કર્યો પાક પદમા અતિ પ્રીત્ય, પ્રીશે દેવકી રા'ની રીત,
જમે જગદ્‌ગુરુ યાદવરાય, તે શોભા મેં કયમ કે'વાય ? ૩૩

ખીર, ખાંડ ઘૃત આદ્યાં સાથ; પેહેલૂં ઉત્તમ પૂરી થાથ.
લાડૂ, શેવૈયા, મોતીયા, પરમીડા, પીડા પેહેતીઆ. ૩૪
લાંમણ ધારાં, ને ઘી ઘણાં, ચૂરે ચુરમાં ચોખા તણાં,
દાડિમીઆ, દલીઆ, દૂધીઆ, બીબા સમકિત છડીઆ લીઆ. ૩૫

---

૨૬ ઋષી૦–હરી. ધેનું. ૨૭ શોના. અલંકૃત. દિનેદિન. ધસ્યેં ધસ્યેં. સંખ્યા. ૨૯ વિભુત. સ્પર્સ. ૩૦ બેશારયા. ૩૧ ભગની. શેવકવ્રન્દ. ૩૨ જડીત. ૩૩ જમે. યદગુરૂ. સોભા ષીર. ષાંડ ૩૫ ધારા.

ખાંડ વારુ ખાજાં, ચોપડાં, દહીંથરાં, પડશલી પડાં,
સુલલિત સૂંહાલી, સાંકચી, ફીણ સરીખી ફીણી રચી. ૩૬
માંડી મરકી, ગૂંગા ગલ્યાં, સેવંત્રાં સાકરશૂં તલ્યાં,
દહીવડાં સુંદર શાકલી, ઘૃતપૂરિત કપૂર કાતલી. ૩૭
માંહાડા લેહેચી ને લાપશી, સુપક શેવૈ અમૃત જશી,
ઘેવર રૂપ અને ધારડાં, વિવિધ્ય જાત્ય વેઢમી વડાં. ૩૮
કસ્તુરીમિશ્રિત કંસાર, પચીઆ ઓદન બહુ પ્રકાર,
રાયભોગ, ને સુગંધી શાલ્ય, દેવજીર ને છીરાંવાસ્ય. ૩૯
કૃષ્ણ કમોદ, કનક, કેતકી, ડાભવેલ્ય ડાંગસ્ય, ડોડિકી,
ઓરીઆ, શ્રીવેલ્ય વિલાસ, માલવણ્ય ને મૃગમંદ વાસ. ૪૦
સુરવેલી સાડી હુમડાં, જંઝેરે પાથરે આવેરડાં,
ઉટવેલ્ય અડપને અજૂઆ, ધવલ નિમાલ, બગર ખરસૂઆ. ૪૧
પેહેતી ખીરડી ખીચ ઉદાર, સોરઠી, પોહૂંમર અતિસાર,
કરંબો, દહીં દૂધ ને કૂર, મૃગમદ મિશ્રિત માંહેં કપૂર. ૪૨
અખોડ, આંબા ને અંજીર, આદાંપાક આરીઓં ચીર,
ઓલાં, કેલાં ને કર્મદાં, કાકડી, કમરખ ને કીપડાં. ૪૩
ખજૂર, ખજૂરાં ને ખરસૂઆં, ખસખસ ને ખએલાં જૂઆં,
ખડબૂજાં ખારેક ને ખાંડ, ગૂંદવડાં ગુલ મનોહર માંડ. ૪૪
નાલિકેરી, નારંગી ગલી, વાંમી કઠ કાગદી વલી,
જરગોજા, જાંબૂં, અંજીર, દાડિમ, દ્રાખ, ડોડીકાં છીર. ૪૫
પિસ્તાં પોહાંક પૃથુક, અતિ ઘણાં, ચારોલી, રાયણ, રામણાં,
શીર્વ સદાફલ ને શેલડી, શીથોડાં સાકર શીધડી. ૪૬
ફણસ, ફાલસાં ને ટોપરાં, વરમોલાં વારુ વલસરાં,
તિલ, ટીબરૂ અને ત્રોસડી, બોર ધામણાં બહુ સૂખડી. ૪૭

---

૩૬ સુવલીત. ૩૯ મિશ્રીત. ૪૦ વિલાશ. ૪૨ મીશ્રિત.

છીન્યાં, સમકાર્યાં સાલણ્યાં, હીંગ તેલ માંહે તે ઘણાં,
વારેલ મરી બહુ વેસવાર, સુધા સ્વાદ તે સઘલા સાર. ૪૮
અગસ્ત્યકલી, અમૃત આંમલાં, કંટોલાં કેલાં, કોહલાં,
કેર, કર્મદાં, કારેલડાં, કાંદા, ગોલી, કોઠીબડાં. ૪૯
કર ઉઠી, કમેદ, ડોડિકાં, કોઠ, કકુ, ગાંગડિ, ગલિકાં,
ખાટાં લીબું, નીકાં કર્વટાં, ચંચિડાં ચૂકા ચિર્ભટાં. ૫૦
ચીલ, ચણૌઠી, ચોલાફલી, ચિત્રક, ચાંપા, ભાજી ભલી,
ચિણા છોડ આલર નીલૂઆ. ટીંડશ ને ટંડીરાં જૂઆં. ૫૧
તૂઅરચ, તાંદલજો, ઢીમડો, પરવલ, પાલખ ને પાપડો,
પિડી પતોલી ને પાયરી, મૂલા, મેથી ને મોઘરી. ૫૨
શીઘા, સાંગરિ ને શેલરી, સુરભીઘૃતશૂં સૂરણ કરી,
લૂણી, લૂઆ, લાખાં, દૂધલાં, વર વાહાલોલી ત્રણ્ય વાથલાં. ૫૩
લોટાં ગણીને લલિતા શાક, વેરસ વાર ઘાલી મંતાગઃ
રાજ રીત્યે કીધાં રાયતાં, આદાં આદિ જે કહે કેહતાં. ૫૪
સકવણ ને સાંગર શેલરી, ફિર કોચરાં ને કાચરી,
ટંડીરાં, કોહોલાં, કાતલી, આદાં સૂંઠ કર્પટાં વલી. ૫૫
પાપેડી, પાપડ, પાપડી, પકવડી, ઘોલવડાં, વડી,
ચિણ્યા દાલ્ય ચોખા સાલીયા, વલી પલી ઘાં રસ વાલીયાં. ૫૬
અથાણાં, આદાં, આમલાં, અંબેડાં આંબા અતિ ભલાં,
કેરી, કેર અને કેવડાં, કર્પટ કર્મદ કોઠીમણાં. ૫૭
મિરિ, માંજર લિંવગ, લીબૂઆં, ગિરિમર ને બીજોરાં જૂઆં,
શીઘોડાં, શરપુ, શેલરી, પર્વત રાઈ પીંપરય કરી. ૫૮
વાંસ, ગરલ, આંબલી સંનીલ, બીજોરાં, બાઉલ બલબીલ,
રસવિશેષ સુરભી ઘૃત સાર, દહીદૂધ શત કોટિ પ્રકાર. ૫૯

૪૮ સુધા. સઘલા. ૪૯ અગસ્ત્ય. ૫૪ લલીતા. સાક.

નિજ નવનીત પિંડ નિર્મલા, કુમુદ કુંદ સરખીય કલા,
માહા મધુર મધ મધુવન તણું, સાકર તુલ્ય શીલતા ઘણું. ૬૦
સુંદર સ્વાદ રસાલા રચી, પૂરિ થાળી પાક બહુ પચી,
પુણ્યતીરથનાં વાસિત વાર, સકલ સુગંધ સુભાવિત સાર. ૬૧
એલા ઉશીર ચંદન ને ચૂર, કસ્તૂરી, કેશર, કપૂર,
પારિજાતક, પાડલ, કંકોલ, લાતીફલ દળવાલાં મૂલ. ૬૨
લિવંગ રસનાના નિર્યાસ, કનકકલશ કૃષ્ણાગરુ વાસ,
લોટા લાખ ગમે કરે ધર્યા, ઝારી જલ યમુનોદકે ભર્યાં. ૬૩
પ્રાણાગ્નિહોત્ર પ્રથમ વિધિ કરી, એણી પરેં આરોગેં હરિ;
પાયસ આદિ મથિ પર્યંત, રસોઇ અઢારી રચવંત. ૬૪
રમા રૂપ રાણી રુકિમણી, તિહાં આણી મૂકે આફણી,
અવસર અવસર જે જે યોગ, રુચે જાણી ભાવ વિભોગ. ૬૫
× × × × ×
પ્રીસે પરિવેષણ ચાતુરી દેવકી હાથે આરોગે હરિ. ૬૬
દૃષ્ટિ ઉતારી એક રોહિણી; થાલી દધિ દુર્વાદિક તણી,
નિરાજન કપૂરે ભગવાન, મધ્યે અમૃતમય જલપાન, ૬૭
તૃપ્ત હવા તેતલે તત્કાલ, સેવક સકલ અહ્યા તે થાલ.
ઉપલેપન ઉદ્ધર્તા પાટ, માંજ્યાં પાલાં મનોહર ઘાટ. ૬૮
શુદ્ધાચમન શલી ગલપ અનેક, દંતકાષ્ટકૃત પરમ વિવેક.
મૃગમદચંદને ચોલી હાથ, શુદ્ધ આચમન કર્યું શ્રીનાથ. ૬૯
ભમરાગર રોઢાની ચૂર, જાતિફલ, કંકોલ, કપૂર,
એલા લવિંગશૂં લાવ્યા દાસ, મધુસૂદને લીધો મુખવાસ. ૭૦

૬૦ કુમુદ. વહ્ય. ૬૧ થાપી (થાળી). પુંન્ય. નીર્યાસ. કૃષ્ણાગુરુ ૬૪ પ્રણાગ્નિહોત્ર. રસો. ૬૬ની પહેલી પંક્તિ પડી હશે એવું અનુમાન થાય છે, કારણ કે એક જ પંક્તિને અતે ૬૬ નો આંક મૂળમાં મૂકાયો છે. ૬૬ દષ્ટી. દુર્વાદિક. ૬૭ તૃપ્તિ. શેવક. ૬૯ શુદ્ધા આચમન શલી ગલ્લપ અનેક. વિવિક. દર્યું. ૭૦ મધસૂદને.

કસ્તૂરી-મિશ્રિત કાતલી પૂંગ તણી કીધી પાતલી,
મંગલ મનોહર પૂરનાં પાન, અણી ડીંટ સહુ તણાં સમાન. ૭૧
બરાસે લઈ તે બીડી કરી, હૈયાં સમા માંહેથા હરિ,
ખેરસાર, મુક્તાફળ ચૂર્ણ, માન કરી મૂકાવ્યું પૂર્ણ. ૭૨
ઉધરાવ્યાં આગલ્ય શ્રીનાથ, તે હરિ લઈ આરોગે હાથ,
ચર્ચિત ચતુર ગ્રહે અતિ પ્રેમ, હર્ષે ધરે કચોલાં હેમ. ૭૩
સ્રક્ચંદન ચરણોદક સાથ, અને વલી ઉગરતી થાથ,
વિશ્વક્સેનાદિકને દીધ, સેવક સઘલે વેહેંચી લીધ. ૭૪

શ્લોક

विश्वक्सेनोद्धवाक्रूराः शुकाद्याः सनकादयः ।
श्रीयादवप्रसादोऽयं, सर्वे गृह्णन्तु वैष्णवाः ॥ ७५ ॥

ચોપૈ

સુખશય્યા પોઢ્યા શ્રીનાથ, વાલ વંજન તિહાં ઉદ્ધવ હાથ,
પગ તલાંશે પદ્મા પૈશી, રાણી રુકિમણી રંગે હસી. ૭૬

શ્લોક

पर्यंके तिलके प्रशस्तफलके भोगे च चित्रांगके ।
स्वच्छ प्रच्छदभावुके मृदुशिरःस्थानोपधानादिके ॥
उन्मीलत्कलया तदर्पितदृशा श्रीपद्मया सत्कृत ।
शेते नित्यमगण्यपुण्यफलदः श्रीयादवेन्द्रो नृपः ॥ ७७ ॥

ચોપૈ

તેત્રીશમે અન્નોદકની કથા ભોજનાંત લગે બોલી યથા,
અઠ્યોતર ચોપૈ સવિલાસ, કૃષ્ણ પ્રીત્યે કહે કેશવદાસ. ૭૮

ઇતિશ્રી ભાગવતે માહાપુરાણે દશમ સ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં અન્નોદક નામા ત્રયત્રિંશત્તમઃ સર્ગઃ સમાપ્તઃ

---

૭૨ સમાં હૈયા. ૭૪ વિશ્વક્સેનાo- સેવક. ૭૬ શૈય્યાયે. તીહાં. હસી. ૭૭ सत्कृत. ૭૮ અંનંદકનીક્ની. સવિલાસ. કેશવદાસ. પૂરાંણે.

## સર્ગ ૩૪ મો

## સુધર્માસભાવર્ણન, બ્રહ્માદિનું કુતૂહલ

### પૂર્વછાયો

દિવ્ય મહારથ દારુકે, રાખ્યો રાજદુવાર,
યુક્તિ કરીને જોતરયા, ચતુર તુરંગમ ચ્યાર. ૧
સૈન્ય, સુગ્રીવ, બલાહક, મેઘપુષ્પ હયરાજ
મનવેગે મન ચિંતવે, કરે પ્રભુનાં કાજ. ૨

### ચોપૈ

સકલ શ્રૃંગાર સોહાવી અંગ, રથે બેઠા સ્વામી શ્રીરંગ,
શંખ, ચક્ર ને પંકજ ગદા, ચ્યારે કરેં પ્રભુ ધરિયાં તદા. ૩
અને વલી આયુધ છત્રીશ, કરવા અરિદલ ઉપરય રીશ,
અસિ, અંકુશ ને ખડખડ વંશ, ખડ્‌ગ, કર્ણિકા કુન્ત સુચંગ. ૪
કણુય કટારી, કંકણુ ભલ્લ, ભિંદિપાલ સારિંગ સુશલ;
સબલ શક્તિ મહતી શરવૃષ્ટિ, મુદ્‌ગર મૂશલ મંડલ મૃષ્ટિ. ૫
પટ્ટિશ, પરિઘ, પરશુ, પયપાશ, તોમર તૂંણુ, ત્રિશૂલ પ્રકાશ.
નાલિક ને નાલા પરચંડ, છુરિક વજ્ર, માહા હલદંડ. ૬
ધનુષ, બાણુ ને બીજાં બહુ, રથ ઉપરેં આરોપ્યાં સહુ.

પાંચજન્ય હરિ પૂરયો તત્ર, પંચશબ્દ વાર્યાં વાજિંત્ર. ૭
પટહો ફૂક ને તંતી તાલ, લલિત સ્વર સાંભલીયે તાલ,
ડમરો, ડિંડીમ, દડદડી ચગ, દુંદુંભી, તબલી, ઢોલ, મૃદંગ. ૮
નિશાણુ, સરણુાઈ ને શૃંગ, અમૃતી મૌહસ્ય ને ઉપંગ,
મદન ભેર, ભૂંગલ, ભેરિયાં, રણકાહલ ને નફેરિયાં. ૯

૧ દેવ્ય. રાખ્યો. તોરંગમ. ૨ ચીતવેં. કરે તે. ૩ શ્રંગાર. પ્રભૂ. ધરયાં. ૫ ભિંડમાલ. સરવૃષ્ટી. મુષ્ટી ૭ સબ્દ. ૯ નીશાંણ. નફેરીયાં.

બરણુ વંશ અઘોટી તન્ત્ર, સ્વરમંડળ યંત્રી ને યંત્ર,
રાવણ કર કિન્નર કિન્નરી, રદ કમઠ વીણા વિસ્તરી. ૧૦
ઝમક સહિત ઝાલર ને તાલ, કડકડાટ વાજે કંસાલ,
ક્ષુદ્રઘંટિકા, ઘુઘરી ઘંટ, જોજણ સ્વર સુણીજે ઝંટ. ૧૧
અંતરિક્ષ સુર દુંદુભી નાદ, નાગલોકના નાના વાદ,
પુષ્પવૃષ્ટિ સુર પ્રેમે કરે, જન સઘલા જય જય ઉચ્ચરે. ૧૨

સઘલા મંદિર ઈમ સજ્જ થાય, સભાદ્વારે એક થૈ ગાય,
ગોખે ચડી નિરખે સહુ નારય, દુસ્ત્યજ દર્શન દેવ મુરાર. ૧૩
મંડળપેં આવ્યા શ્રી નાથ, ઉતરતાં હરિ દીધો હાથ,
સભા સુધર્મા શ્રી ગોવિંદ અવસરે દીધો આદિ મુકુંદ. ૧૪
સિંહાસને બેઠા શ્રીવાસ, અર્ક કોટિથી અધિક પ્રકાશ,
સાત્યકી છત્ર ધરે શિરેં શૌર, વાલ વ્યંજન ઉદ્ધવ અક્રૂર. ૧૫

પૂર્વછાયો

અર્ઘ, પાદ્ય, વિષ્ટર વલી, મહતી પૂજા જેહ;
કરે કુસુમેં પુષ્પાંજલિ, સેવક સઘલા સ્નેહઃ ૧૬

ચોપૈ

વૃંદાવેલી વોલિકા વિમલ, વસંતવાલા બહુ કમલ,
કિંશુક, કુરબક ને કલ્હાર, મરૂઓ, માલતી ને મંદાર. ૧૭
કણુય કરણી હોય કેવડા, પારિજાતક પાડલના પડા,
મદનક નીમાલી નિજ ફૂલ, ચંપક, અતસી માંહે અમૂલ. ૧૮
જૂઈ, જાય ને બીજાં બહુ, કેશર નાગસેવંત્રાં સહુ,
કુબ્જોદ્ભવ, કુંભી, મુચકુંદ, સભી સકોમલ શ્રી ગોવિંદ. ૧૯

---

૧૦ કીનર-કીનરી. વિણા. ૧૧ સહિત. ૧૨ વૃષ્ટિ. સંઘલ. ૧૩ સંઘલ. ૧૪ શ્રીમંડળપેં. મુકુંદ. ૧૫ સૈહાસને. ૧૬ પુષ્પાજલી. રોવક. સંઘલા. ૧૭ વૃંદા-વેલી. કિંશુકું. કુબ્જક ૧૮ પારજાતક. ચકોમલ. સાંમ. ૧૯ મચકંદ.

તે ઉપરથી તુલશીની દામ, સુભગ સકોમલ સુંદર શામ,
વૈજયંતી માળ અમ્લાન, પુષ્પાંજલિ પૂજ્યા ભગવાન. ૨૦

श्लोक

नैकैकजातीनि पुष्पाणि सुरभीणि सुगंधीनि ।
निवेदितानि त्वां भक्त्या भगवन् प्रतिगृह्यताम् ॥ २१ ॥
पुष्पांजलिस्ते विहितस्त्वतोयं भवो यतो दत्तजलांजलिः स्यात् ।
सम्यक्त्वमाप्तं च समग्रपुष्पैर्दत्तं यदेकं तुलसीदलं ते ॥ २२ ॥

ચોપૈ

તાંજ લગે ગાજે બહુ ફૂલ, માલત્યાદિક માહા અમૂલ્યઃ
જ્યાં લગે તુલસી હરિવલ્લભા, મુગટે ચડે નહી મંજરી શુભા. ૨૩

श्लोक

तावद्गर्जन्ति पुष्पाणि मालत्यादीनि भूसुर ।
यावन्न प्राप्यते पुण्या तुलसी हरिवल्लभा ॥ २४ ॥
तुलसी न येषां हरिपूजनार्थं संपद्यते माधव पुण्यवासरे
धिग् यौवनं जीवितमर्थसंतति तेषां सुखं नेह च दृश्यते परे ॥ २५ ॥

ચોપૈ

નિરાજન કરી કર્પૂર, બહુ વાટિનૂં બીજૂં પૂર.
હેમ તણા મણિ જડિયા માંહ્ય, ઉપર ઉતાર્યા યદુરાય. ૨૬

श्लोक

युक्तं मृदंगादिमृदुस्वनैश्च संस्तूयमानं सुरदेवराजैः ।
सार्द्धं च वालव्यजनैर्गृहाण कर्पूरनीराजनमादिविष्णो ॥ २७ ॥

---

૨૦ પુષ્પાંજલી. ૨૩ સુભા. ૨૪ અમુલ્ય. ૨૪ મુસુર।जावन्न। ૨૫ पुन्य
૨૬ જડ્યા. ૨૭ विष्नो।

ચોપૈ

આગળ્યેં ઉભા અજ ને ઇશ, સાહામૂં જોતાં નામે શીશ,
તિહાં વીનતી કરે વેદ ચ્યાર, બંદી રૂપે બોલે બાહાર. ૨૮
અણિમાદિક આઠે ધરે છત્ર, ઢાળે ચમર નવે નિધ તત્ર,
ભુક્તિમુક્તિ તિહાં દીવી ધરે, જેહેંને વિષ્ણુ તણા જન વરે. ૨૯
ગાન કરે સઘળા ગંધર્વ, હાહા, હૂહૂ આદ્યે સર્વે,
વિશ્વાવસુ, ચિત્રાંગદ વલી, મણિગ્રીવ, નલકૂબર મલી. ૩૦
સકલ રાગ સાદર આલવે, કાવ્યચાતુરી કવિજન કવે;
નારદ તુંબર વીણા વાય; રુચે સાંભળે શ્રી યદુરાય. ૩૧

શ્લોક

नारदादिभिरागीत कीर्तिपावितसज्जन ।
सुरस्त्रीरचितानेकनृत्यादिमुदिताशय ॥ ३२ ॥

ચોપૈ

વાયે તંતી તાલ મૃદંગ, રક્તાંજન આદિ કરી રંગ:
સઘલી સામગ્રી સંગીત, સહિત ગવાએ શ્રી હરિગીત. ૩૩

શ્લોક

दिव्याऽपारसमूहोघैर्बर्हिमंडपमंडित ।
वेदवीणामहाराष्ट्रघंटानादप्रबोधित ॥ ३४ ॥

ચોપૈ

નૃત્યક અપસરા અનંત, ચતુર્ભુજ ચરણે લગાડી ચંત,
સખી ધૃતાચી ને મેનકા, તિલોત્તમા; રંભા, ઉર્વિકા. ૩૫
મુજકેશી અને રૂપકા, ચંદ્રાવતી, ચંદ્રા, ચંદ્રિકા,
ચંદ્રકાન્તિ ને પ્રભાવતી, મદનવલ્લભા લીલાવતી. ૩૬

---

૨૮ વીનતી., ૨૯ દીવાહં. વિગૂં.

વિજયા, જયા, વૈજયતી, નાચ્ય ઘોષા, અપરાજિતા મઝારય,
જયમાલા ને સેનાવળી, નરપ્રિયા, નરમોહિની મળી ૩૭
મદનચમૂ, મન્મથમજરી, હસગમની, શોભા સુંદરી,
ભોગિની ને લાવણ્યવતી, ભોગમજરી, પદ્માવતી ૩૮

## પૂર્વછાયો

શૃગાર કરીને સુરપ્રિયા, મૃગનયના આનદ,
વિજયપ્રિયા નાચે વલી, પદ્મની દેવાનદ ૩૯
કહે આનદી પ્રભાવતી "અમ મન એ ન ધરાર,
"તુ આગલ્ય નાચ્યા થકા, નહીં નાચે સસાર ૪૦
"એક ચરણે ધ્યા ઓલગે, સદાશિવ ને દિગ્પાલ,
"કૃપાદષ્ટયે જોએ કયમે, દીનાનાથ દયાલ" ૪૧

## ચોપૈ

ઈદ્ર, અગ્નિ, યમ, નૈરુત, વરણ, વાયુ, કુબેર, ઉમાપતિ ગુણ
બ્રહ્મા, શેષસ સુખ સાવધાન, ભક્તિભાવે તે ભજે ભગવાન ૪૨
અષ્ટાદશ પ્રસક્ષ પુરાણ, વાસુદેવનૂ કરે વખાણ
માર્કંડેય, ને મત્સ્ય માહાન, ભવિષ્ય, ભાગવત ભક્તિ માહાન ૪૩
બ્રહ્મ, બ્રહ્માડ બ્રહ્મવૈવર્ત્ત, વિષ્ણુ વાયુ, વારાહ સમર્થ,
વામન, સ્કદનાદિ કૂર્મ, અગ્નિ, લિંગ ગરુડ ને પદ્મ ૪૪

બાર અર્ક, એકાદશ રુદ્ર, સતાવીશ તારાશૂ ચદ્ર,
દક્ષ મુખ્ય પ્રજાપતિ તવે, આઠે વસુ, મારુતગણ સવે ૪૫
સ્વયભુ સઘલા મનુ યુક્ત ચૌદ જેહ ચતુર્ભુજ ભક્ત.
ચારણ, કિંનર, સિદ્ધ અનત, યક્ષ, રક્ષ, દાનવ સવિ સત ૪૬

પછે પાર્ષદ પરમાનદ, નિજ અનુચર જે નદ સુનદ
ગરૂડ માહાબલ અબલ પ્રચડ, કુમુદેક્ષણ કુમુદાદિક ચડ ૪૭

૩૭ શેનાવતી ૪૦ ધરે આગલ્યે ૪૨ અદ્ર ઉમાપતિ ઈશ ગુણ ૪૩ અષ્ટ, દશ માર્કંડેય ૪૪ ૨ સ્કનાદી ૪૫ તારાસુ સવે ૪૭ ગુરૂડ

વિશ્વક્‌સેન, વિજય, જયભદ્ર, એકદંત, યશ, સુયશ, સુભદ્રઃ
દારુક સહિત સેવે સારથી, સુભટ શરની મેના રથી. ૪૮

છપ્પન કોટિ કુલ યાદવ વીર, સંનાહ્યા તે સુભટ સુધીર,
જમલી રાજકુલી છત્રીશ, અનુચર થૈ ને સેવે ઈશ. ૪૯
ગયપાલક, હયપાલક બહુ, કોટિગ ને હુ કેટલા કહું.

બલ, પ્રહ્લાદ, વિભીષણુ ભક્ત, સપરિવારા સહુ દાનવયુક્ત. ૫૦
સુગ્રીવ, અંગદ ને હનુમાન, રક્ષરાજ જમલો જાંબુવાન.
નાગ માંહે કહીયા શ્રીશેષ, તક્ષક, વાસુકી વલી વિશેષ, ૫૧
અશ્વતર, કંબલ કર જોડ્ય, મહોદરાદિક મલિયા કોડ્ય;
અને વલી નાના નાગણી, ભક્તિ કરે ભામની ભોગની. ૫૨

સનકાદિક સેવે ઋષિ ચ્યાર, સનંદ, સનાતન, સનત્કુમાર,
વળી બૃહસ્પતિ સુરઋષિ, શુક્ર, અત્રિ, અંગિરા અષ્ટાવક્ર. ૫૩
શૌનક, સૌભરી ને શુકદેવ, શાંડિલ્ય, સારસ્વત એવ;
વામદેવ ને વ્યાસ, વસિષ્ટ, માર્કંડેય, મૈત્રેય મહા શિષ્ટ. ૫૪
પારાશર, પર્વત, પુલહ, પુલસ્ત્ય, અલર્ક, એકત અને અગસ્ત્ય,
દત્તાત્રેય, દેવલ, દાલભ્ય, ધૌમ્ય, લોમશ, બાગદાલભ્ય. ૫૫
કશ્યપ, કપિલ, કંકુ કર્દમ, દધિચિ, દુર્વાસા અનુક્રમ,
વૈશંપાયન, વિશ્વામિત્ર, વાલ્મીકી ઋષિ પરમ પવિત્ર. ૫૬
અરિષ્ટનેમિ ને અરિષ્ટશેણુ, અંતરિક્ષે દીશે એ અરણ્;
ઈદ, પ્રમદ, ઉત્તંગ, ઉતથ્ય, હાહુ ને અસિત, વિતથ્ય. ૫૭

કરે ભાજન કવિ આવે હોત્ર. કૌશિક, બક, કૌંડિણ્ય સુગોત્ર
ગૌત્તમ, ગાલવ, ગર્ગ ગુણુજ્ઞ, યાજ્ઞવલ્ક્ય, જાજલી, જમદગ્ન્ય. ૫૮

---

૪૯ સંહ્નાયા. ૫૦ પ્રેલ્હાદ. ભભીક્ષણુ. સપરીવારાં. ૫૨ રક્ષરાજ. ચંબુવાન. વાસુક. ૫૩ સનકાદિક. ૫૪ માર્કુડ. દીશે. ૫૬ કડ ૫૮ કૌસિક. યમદગ્ન.

ચમસ, ચ્યવન, નાભાક, નિશંગ, રુષભદેવ, દેવરુચિ, રંભુ, ઋષ્યશૃંગ,
ચંદ્રસર્મભ્ભ, વાલ્મિક, એલ, પ્રબુદ્ધ પિપ્પલાયન ને પૈલ. ૫૯
દેવસર, દત્તાત્રેય દ્રિત, દેવગુહ્ય દેવહોત્ર, દેવવ્રત,
ભારદ્વાજ, ભૃગુ, સમીલ, સમીક, પિપ્પલાદ, પદ્મક, પુંડરીક, ૬૦
મરિચ, મેધાતિથિ, ભૃગુરાજ, વાલખિલ્ય, વામન, વૈરાજ,
શ્રીદામા, સૌભરી શ્રુતદેવ, શાતાનંદ, સાંદીપન એવ. ૬૧
શુભ્ર, સુતિક્ષ્ણ ને શરધાન, શૌનક હરિ મલિયા ઋષિ માહાન,

ગંગા, ગોદાવરી, ગલ્લકી, કુમુદ, કાવેરી, કૌશિકી. ૬૨
રિક્ત-શીતતોયા સરસ્વતી, સીપ્રા, શિપ્રા સાબરમતી,
માહાનદી યમુના ને મહી, તામ્રપર્ણી તાપી કહી. ૬૩
વૈતરણી, વિરજા, વેત્રવતી, ભદ્રા, ભીમા, ઓખાવતી;
ચક્ષુભદ્રા ને ચર્મણવતી, ચંદ્રભાગા, કૃષ્ણા, ગોમતી. ૬૪
પયોષ્ણી, પુણ્યા પયસ્વિની, વેત્રવતી, વેણી, અશ્વિની,
તુંગભદ્ર, સિંધુદ્રહ, શોણિ, કૃતમાલી, કપિલા ને દ્રોણી. ૬૫

સકલ ક્ષેત્રે તહાં કર્યો નિવાસ, પુરુષોત્તમ પુષ્કર, પરભાસ,
સિદ્ધસેતુ, ત્રિમલ, શ્રીરંગ, મત્સ્ય, કૂર્મ, નિમિષ, નરસંઘ. ૬૬
ગયા, પ્રયાગ, હરિ, શિવ, શેષાખ્ય, કોકામુખી, ને કુરુ, કામાક્ષ;
લોહદંડ, વેણુક, કેદાર, ચુકન, ભૃગુકન્યકા, કુમાર. ૬૭
બદરીનારાયણ, હરિદ્વાર, શરણેશ્વર ને શંખોદ્ધાર,
નવારણ્ય, નૈમિષ, ધેનુકા, દશારણ્ય, સૈંધવ, દંડકા. ૬૮

સાતપુરીશૂં શ્રીદ્વારકા, કાશી, કાંચી અવંતિકા,
અયોધ્યા, મથુરા, માયાપુરી, સર્વ કાલે તિહાં સાંનિધ્ય હરિ. ૬૯

૬૦ વૃત ('દેવવ્રત' ને બદલે) ૬૨ કૌશકી. ૬૩ રૈક્તપીતોયા. ૬૭ કુર્ક. ૬૮ સરણેશ્વર રાંખોદ્ધાર. ૬૯ કાંતી. અવીતીકા.

મેરુ, હિમાચલ ને માહેન્દ્ર, કૈલાસ, અર્બુદ, શ્રીસિંહાદ્ર,
ગરઓ ગોવર્દ્ધન ગિરિરાય, રૈવત રામ મલ્યા તે માંહ્ય. ૭૦

કાલસ્વભાવ, કર્મસંસ્કાર, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર,
જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, ધર્મ, અવૈરાગ્ય, અજ્ઞાન, અધર્મ, ૭૧
અનૈશ્વર્ય, તૃષ્ણા, અવિવેક, વલી બહુ પરિવાર વિવેક,
યોગ, યાગ, જપ, તપ, દયા, દાન, શમ, દમ, સંયમ, દયાસમાન. ૭૨

દશ ઈંદ્રિય, પાંચે તન્માત્ર, મન રાજા સૂક્ષ્મ અણુમાત્ર.

ભૂ, જલ, અગ્નિ, વાયુ, આકાશ, જીવકલા તિહાં પરમ પ્રકાશ. ૭૩

બ્રહ્માદિક કીટક પર્યંત, સ્થાવર જંગમ જે જે જંત,
મૂર્ત્તિમંત તે મહિમાં અધરત, કરે વીનતી વિશ્વ સમસ્ત. ૭૪

વાંચે બ્રહ્મા વલી પુરાણ, યદુનાયક આગલે જે જાણ.

રવિતલે જે હીઆ રાજાન, વૈષ્ણવ ધર્મોક્ત જે દેતા દાન. ૭૫
શૂર સુભટ પૃથ્વી માંહિ પથા, વિશ્વપાવની કેહેતા કથા,
અંબરીષ, આર્ષ, ઇક્ષ્વાક, નાભિ, નહુષ નલ, નાયક, નાભાક. ૭૬
અરિષ્ટષેણુ ને આયુષ્માન, અમૂર્ત્તિ, અલર્ક રાજાન,
અજય પાલ, અજ ને ઉગ્રસેન, કુરુ કકુત્સ્થ, ઈંદ્રધ્વજ, વેન, ૭૭
ચંદ્રધ્વજ, ચિત્રક, ચંદ્રહાસ, દક્ષ, દીલીપ, દશરથ, દેવદાસ,
જનક બોહોત્તર ગયપ, ગાધ, જન્મેજય, યૌવનાશ્વ, યયાત. ૭૮
ધ્રુવ, ધર્માંગદ, શિબિરા, બલાશ્વ, બ્રહ્મવાહન, બર્બરિક, બહુલાશ્વ,
પુરુરવા, પુરુ, પૃથુ, પ્રિયવ્રત, પ્રાચીનબર્હિ, પ્રચેતા, પરિક્ષિત. ૭૯

---

૭૦ સીંહાંદ્રા. ગરીરાય. ૭૧ કાલસભાવ. ચિત. ૭૨ પરવાર. સમ. ૭૩ એંદ્રીય. અણુ. ૭૪ મહિમા. વસ્ત. ૭૭ અમૂર્તિય. ઉગ્રરોન. ૭૯ બર્બરીક

ભરત, ભગીરથ ને ભૂરષેણ, માહાભિષક, માંધાતા, રેણુ,
રુકમાંગદ, રુભિ, રઘુ, ઋતુપર્ણ, રંતિદેવ, ઋષભ, રહુગણ. ૮૦
રોહિતાશ્વ, રૈવત, મુચકુંદ, હર્યશ્વ, હંસધ્વજ, હરિશ્ચંદ્ર,
સ્વયંભૂ, સગર, શિખિકેત, વીરવર્મા, વિરાટ, વિશ્વચેત. ૮૧
સહસ્રઅર્જુન, સત્રાયણ, શલ્ય, શંતનુ, ધૃતરાષ્ટરાદિ તુલ્ય,
કેહેવાય તેહનાં તિહાં પ્રાક્રમ, ભાવે સાંભળે ભાગવત ધર્મ. ૮૨

ચૌત્રીસમે સુધર્મા સભા, વર્ણન કીધું હરિવલ્લભા,
ચોપાઇ ત્રાસી સવિલાસ, કૃષ્ણ પ્રીત્યે કહે કેશવદાસ. ૮૩

ઇતિ શ્રી માહાભાગવતે પુરાણે દશમસ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં સુધર્માસભા-
વર્ણન નામા ચતુર્સ્ત્રિશત્તમઃ સર્ગઃ સમાપ્તઃ

---

## સર્ગ ૩૫ મો

## રાજવીનતિ અને ઇન્દ્રપ્રસ્થમાં આનંદવિહાર

### પૂર્વછાયો

દૂત એક તિહાં આવિયો, સભા સુધર્મા દ્વાર,
પ્રતિહારેં પ્રભુ વીનવ્યા તેશ્યા માંહિં મુરાર. ૧
હરિદર્શને તે હર્ખિયો, કીધો પ્રેમ પ્રણામ,
કરજોડી કારણ કહે, ઠાકુર, સ્થાનક નામ. ૨

(રાગ સામેરી)

### ત્રોટક

નિજ નામ કહીને દાખ્યા રે, જરાસંધ જ કે કે રાખ્યા રે,
તિણે નરપત્યે નામ્યાં શીશ રે, સંખ્યા છે સહસ છત્રીશ રે. ૩

---

'સામેરી' રાગનું આ સૂચન મથાળે ન જોઇએ, કારણ કે પૂર્વછાયો તરત જ આવે છે, પણ સમન્વય છે તેમ ત્રોટકની ઉપર તે હોવો ઘટે. ૧ આવયો. પ્રભૂ. વીનવ્યા. તેશ્યા. ૨ હર્ષયો. ૪ લખિ છે.

વીનતી વિનય કરી આપી રે, મધુસૂદનને મુદ્રા કાપી રે,
સ્વદેહે શ્રી હરિ વાંચે રે, અતિસ્નેહે લખી છે સાચે રે: ૪

"સ્વસ્ત શ્રી સુંદર ઠામ રે, દ્વારાવતી ગુણનિધિ ગામ રે,
તિહાં વાસે શ્રી ભગવાન રે, ચતુર્ભુજ તવ ચરણાન રે. ૫
ગિરિવ્રજ ગુફા માંહિ વાસ રે, તે દીન તમારા દાસ રે,
કરજોડી કોટિ પ્રણામ રે, હરિ પૂરે અમારી હામ રે. ૬
શરણાગતિ શ્રી હરિ જાણે રે, કરુણાનિધિ કરુણા આણે રે,
ભવસાગરે બહુ ભય દીધા રે, તેણે ચરણ તમારા લીધા રે. ૭
સહુ લોક વિકર્મે રાતાં રે, જન આયુ ન જાણે જાતાં રે:
તજી સેવા શ્રી ગોપાલ રે, ઓચિંતો આવ્યો કાલ રે. ૮
રાજસુખ સોહામણા સરખૂં રે, પરતંત્ર તણે મન હર્ખ્યૂં રે;
સુખ આતમ સાચૂ છાંડી રે, મોહ્યા થયા માયા માંડી રે. ૯

પૂર્વછાયો

"માંડ એ માયા મોહિયા, પામ્યા કાયા કલેશ,
આદિપુરુષ નવ્ય ઓલખ્યો, દુખહર તું દેવેશ! ૧૦
ઘણે કાલે હમણાં હવો, આદિપુરુષ અવતાર,
દુષ્ટ દૈત્ય સંહારવા, કરવા સેવક સાર. ૧૧
તે કારણ કિહાં થકી, સુણો સ્વામી ગુણસિંધ,
અવનીતલ આવી છતા આજ અમારા બંધ. ૧૨

ત્રોટક

"બહુ બંધ કરીને ઝાલ્યા રે, અતિ ઘોર ગુફામાં ઘાલ્યા રે,
માંહિ ભોજન ભક્ષ ન મૂકે રે, તેણે સહેજે કાયા સૂકે રે. ૧૩

૭ સરણાગત. ૯-સરકૂં. સૂખ. ૧૦-પૂરખ, દિવેશ. ૧૨ આવી છતાં.
૧૩ સહેજે.

કૃતકર્મ શિલા દઈ આડી રે, માહા કષ્ટ તણી પરસ્ય માંડી રે,
રખવાળા કિંકર ક્રૂર રે, બહુ બોલે ભૂંડે ભૂર રે. ૧૪
તે નિર્દય, નિકટ, નિઠોર રે, અધ બોલે અધિપતિ કેર રે;
નહી લજ્જા, કપટ કઠોર રે, સોય સહસ્ર ગણા થૈ ઘેર રે. ૧૫
ભય ભૂર ભયંકર ભાખે રે, અહ્મને દુઃખ અનુદિન દાખે રે;
સ્નાનાદિક શૌચ ન થાય રે, એમ કાલ એહેલ્યે જાય રે. ૧૬
હવે સજન સઘલાં મૂકયાં રે, ચતુર્ભુજસેવા ચૂકા રે,
નિજ નયને સંત ન દીસે રે, રજની દિન મરીયે રીસે રે. ૧૭
અહ્મે કીધા કોટ્ય ઉપાય રે, મને નાણે મછરચો રાય રે,
કોઇ કેહેનું કે'ણ ન માને રે, ભુજ પ્રાણે ભરચો અભિમાન રે. ૧૮
મગધાધિપ મોહોટો પાસે રે, તે છૂટવા તારી આશ રે,
તું ટાલી અવર ન ત્રાતા રે, મધુસૂદન તાત ને માતા રે. ૧૯

પૂર્વછાયો.

"માતા તુંહ જ માહરે, તુંહ જ બાંધવ બાપ,
હૈયાંશુદ્ધ, હેતકર સદા, તુંહ જ ટાલે તાપ. ૨૦
જિહાં સ્વારથ તિહાં સહુ સગાં, એક જ ભવકૃત આશ,
તોહે તે નિશ્ચલ નહી, નિશ્ચે પામે નાશ. ૨૧
તું અવિનાશી આતમા, અણ કીધે ઉપકાર,
જન્મ જન્મ જમલો રહે, સુહ્રદભાવે કરે સાર. ૨૨

ત્રોટક

"કરી સાર સદા તેં આગે રે, જે ચરણે તમારે લાગે રે,
તેં ગરુડે ચડી ગજ છોડ્યો રે, માહા ગ્રાહ તણો મદ મોડ્યો રે. ૨૩
અંબરીષના જન્મ નિવારચા રે, સહુ શાપ સુદર્શને વારચા રે,
પ્રહ્લાદ તણા બંધ કાપ્યા રે, વર વાંછિત વિઠ્ઠલે આપ્યા રે, ૨૪

૧૫ તોહય. અધિપતિપતિ. ૧૯ મધુસૌદન ૨૧ ૨૨ અવિનાસી. આત્મા. ૨૩ તે. તે. ૨૪ વિઠલે. ૨૫ તેં. દુરવાસન. શાંતી. શીતા.

તેં પૂર્યાં વસ્ત્ર પાંચાલી રે, દુઃખ દુષ્ટ દુઃશાશન ટાલી રે;
રિપુ રાવણ રોળ્યા મારી રે, સતી સીતા દુસ્તર તારી રે. ૨૫
ધ્રુવ બાલકને વર દીધો રે, અવિનાશી અવિચલ કીધો રે,
નરકાસુર કરતો અન્યા રે, હણી આણી સંઘલી કન્યા રે. ૨૬
દ્વિજ પ્રેર્યો, રુકિમણી રાણી રે, ઉવેષી અરિ, ઘરયે આણી રે,
વને આવ્યા ઋષિ દુર્વાસા રે, તેં પૂરી પાંડવ આશા રે. ૨૭
ઘર કીધૂ કૌરવે લાક્ષા રે, શરણાગત શરણે રાખ્યા રે,
વિષ વાલે થકી ઊગાર્યા રે, ઉપગાર એણી પરયે સાર્યા રે. ૨૮
એમ સુરનર કેરા કાજ રે, નિત્ય કરે તું ત્રિભુવનરાજ ! રે,
અહો દીન દુઃખી અપરાધી રે, ભૂવિ ભક્તિ તમારી લાધી રે. ૨૯

પૂર્વછાયો

"લાધી ભકિત તમારડી, શ્રીનાયક કરયે સાર,
ગરુઆ ગૌ પાપી ગ્રહી, વહેલો થૈ ચઢિ વાહાર." ૩૦

ઇશે સમે સુરરુષિ તિહાં આવ્યા વેણાપાણ્ય,
અર્ધપાદ્ય વિષ્ટર કરિ સ્વામી સારિંગપાણ્યઃ ૩૧
"રાજસૂય રાજા કરે તિહાં નોહોતરયા નરેશ.
"ધર્મસૂત તેડ્યા તમ્યો, વાર મ લાયો લેશ. ૩૨

ત્રોટક

"લવલેશ મ લાયો વાર રે, સહુ યાગ તમારી સાર રે."

વલતા હરિ વાત વિમાસે રે: "આ દૂત આવ્યો અમ આશે રે. ૩૩
"એક કાલે પડ્યાં બહુ કાજ રે, કયમ કરવું ઉદ્ધવ! આજ રે !"

મોહે સખ્ય બૃહસ્પતિ જાણે રે, માહા મંત્રી પુરુષપુરાણે રે. ૩૪

૨૬ દુ. ૩૦ ગ્રહી. ૩૨ તીહાં. ૩૪ પુરષ.

મન માંહે મંત્ર વિભાવે રે, ઋષિ જાણે 'યાગે આવે રે.'
સહુ સભ્ય તણું મન એહ રે, શરણાગત્ય સરખા જેહ રે. ૩૫
શ્રી કૃષ્ણમને બહુ સરખા રે, પરધાનેબે કારણ પરખ્યાં રે.

કેહે ઉદ્ધવ વાત વિચારી રે: "હરિ જઇયે યાગે સહ્વારી રે. ૩૬
"દિગ્ચક્રવિજે તિહાં કરવો રે, માંહે માગધનો મદ હરવો રે".

એક કાજ કરયે બેહુ થાય રે, એમ છૂટા રાખ્યા રાય રે. ૩૭
શ્રી કૃષ્ણ, સભા, ઋષિ રીઝા રે, સહુ મન મનોરથ શીઝયા રે,

દામોદરે દૂત ચલાવ્યો રે: "આ દીશે કેહેજો આવ્યો રે. ૩૮
"દુઃખે ગ્યા તમને દિવ જેતા રે, ક્ષણ જાશે નહી હવે તેતા રે."

સંદેશા શ્રી ભગવાન રે, રલીયાત્ય થ્યાઆ રાજાન રે. ૩૯

પૂર્વછાયો

રાજા સહુ રલીયાત થયાઃ "બેહુ પરયેં છૂટા બંધ,
"આજ કાલ્ય ઇહાં આવશે, જિત્યો હવે જરાસંધ". ૪૦

ચોપૈ

નારદ નમી વલ્યા નિજ નાથ, હરિગુણ ગાતા વીણા હાથ,
સમાચાર કહ્યા સુત ધર્મઃ "આવ્યા કૃષ્ણ ચલાવો કર્મ." ૪૧

ભૃત્ય સહુ તેડ્યા ભગવાન, દારુક, જૈત્ર આદિ જે માન,
અવલોકી દીધો આદેશઃ "પારથપુરનાં પ્રયાણ કરેશ. ૪૨
"હય પલાણ, હાથી સજ કરો, જડિત્ર હેમના રથ જોતરો,
"ધડિયા યોજન ધણી સાંઢડી, બંધો ધ્રુધરી સોનાઘડી. ૪૩

૩૫ સરણાગત. ૩૬ શરયા. ૩૯ જાસે. ૪૦ આવસે. જીત્યો. ૪૧ વિણા. ૪૩ પોજણ.

'શ્રીનાયક આવ્યા સાંભળી, ગય યુધિષ્ઠિર હૈયા રલિ,
સપરિવાર સાહામો આવિયો, દુર્લભ દર્શન ભન ભાવિયો ૫૫
ગીતવાદ્ય નાના નિર્ઘોષ, બદીશબ્દ અને બ્રહ્મઘોષ,
પારથેં દીઠા પુરુષપુરાણ, પિંડ માહે જમ આવ્યા પ્રાણ ૫૬
વલ્લભને દેખી વલકન્યા, ચિરકાને ચતુર્ભુજ મળ્યા,
વળી વળી આલિંગન દે એમ, જાણે જડિયા હીરા હેમ ૫૭
"લક્ષ્મીનૂં આલય જે અંગ," ધર્મસુતન "કહે કીધો સંગ"
હર્ષ ભર્યો "હૌઓ હતપાપ, ભલે ભને ઍહા આવ્યા બાપ!' ૫૮
ગદગદ કંઠ નયન જલ ઝર્યા, સર્વે સજનને વપુ વીસર્યા,
રલીઆત્યે રોમાંચિત ગાત્ર, માહા પુરુષના દર્શન માન ૫૯
ધર્મ પાલવા કીર્તિનિ ભીમ પ્રણમ્યા કૃષ્ણ યુધિષ્ઠિરભીમ,
અર્જુનને આલિંગન દિદ્ધ, સહદેવ નકુલ પ્રણામ જ કિદ્ધ ૬૦

ગુર, સંજય, કૈકયને માન યથાયોગ્ય દે શ્રી ભગવાન
માગધ, સૂત અને ગંધર્વ, બંદી જાત્ય બિરદ કહે સર્વ ૬૧
નૃત્ય ગીતના નાના નાદ, પાઠવ વેદશાસ્ત્ર અનુવાદ

સ્તુત્ય કરતા સહુ આવે સાથ, પધરાવ્યા પુર માહેં જગનાથ ૬૨
શણગાર્યા તે શોભાયુક્ત, મત્ત ગયંદ મારગ સંસિક્ત,
અંબર, ધ્વજ પતાકા ધર્યાં, કનક તણા તોરણ બહુ કર્યાં. ૬૩
નવ દુકૂલ, ભન ભૂષણ નાર્ય પેખે પદ્મની દેવ મુરાર્ય,
જાલધી દીપક જલહવે, ધૂપ ધૂમ્ર નાના નીકલે. ૬૪
હેમત્રિકલશી, રૂપાશૃંગ, મોતીદામ મનોહર ચંગ,
ઉપરય અબલા ચડી અવાસ, નારી સહિત નિરખે શ્રીવાસ ૬૫

---

૫૫ આવયો ભાવયો ૫૬ પૂરાણ ૫૯ વિપુ વીસરયા પૂરષના ૬૦ ર્કીર્તિની-સીમે યુધિષ્ટરે નિદ્દ્ય ૬૧ બિરદ ૬૨ ગીત પુર માંહે યગનાથ ૬૩ બેહુ ૬૫ અંગ સહીત

પુષ્પવૃષ્ટિ અતિ પ્રેમે કરે, આનંદે નયને જલ ઝરે:
"જમ તારા માંહેં શોભે ઇન્દ, ત્યમ શામા માંહેં શ્રીગોવિંદ. ૬૬
"કોણ પુણ્ય કીધાં કામતી? સદા કરે સેવા સ્વામીની,
"પુરુષમૌલિ પરિરંભણ કરે, હાસ, અવલોકને મન હરે." ૬૭
માર્ગે માનવ મંગલ વાણ્ય, કરે સપર્યા સારંગપાણ્ય,
હતએનસ જે શ્રેણીમુખ્ય ભલ ભેટણાં લઈ આવે લક્ષ. ૬૮

સૈન્ય રાખિયૂં રાજદ્વાર, સપરિવાર શ્રીનાથ સુઝારઃ
અંતઃપુર માંહે આવિયા, પિતૃષ્વસા રલીયાતિ થયાં. ૬૯
પર્યંકેથી ઊઠ્યાં પૃથા, આવ્યે પ્રાણ અંગ હોએ યથા;
આલિંગન લીધૂં શ્રીનાથ, દ્રૌપદ્યાદિક છે સહુ સાથ. ૭૦
હરિદર્શને મન હર્ષી અત્ત, પછે વિસરી પૂજા ચિત્ત;
કુંતી, કૃષ્ણા શ્રીગુણધામ સહિત સુભદ્રા કર્યો પ્રણામ. ૭૧
રુકિમણ્યાદિક જે સુંદરી, કુંતી–આજ્ઞા પૂજા કરી,
પછે દ્રૌપદી લાગી પાગઃ "અંબા! આજ અમારું ભાગ." ૭૨
અલંકરણ, ચંદન ને વાસ, સુખે નિવાસ્યાં માંહિ અવાસ.
પરમ ધામે પધરાવ્યા હરિ, સેના સહિત સભા સજ કરી. ૭૩

નવા નવા નિત લાવે ભોગ, યાદવરાય કને જે યોગ્ય,
દાસભાવે ઉધરાવે સર્વ, ગરઢપણાનો નાવે ગર્વ. ૭૪
રાજાને પ્રિય કરવા કાજ, માસ બે ચાર રહ્યા યદુરાજ,
રથ બેશી અર્જુનશૂં રમે મૃગયાદિક જે મન માંહિં ગમે. ૭૫

---

૬૬ યમ. સોભે. સામા. ૬૭ પુન્ય. શેવા. સાંમીની. પૂરષમૌલી. ૬૮ હટએનસ. ૬૯ રાખ્યૂ. સપરીવાર. અંતપૂર. આવયા, ૭૦ પ્રથા. દ્રુપદ્યાદિક. ૭૨ ચીત. ૭૪ યાદવરાયને. ઉધરાવે.

પાંત્રીશમે રાજા-વીનતિ, હરિ આવ્યા પાંડવપુર પ્રતિ,
ચોપૈ છોહોતેર સવિલાસ, કૃષ્ણ પ્રીત્યેં કહે કેશવદાસ. ૭૬

ઇતિ શ્રી ભાગવતે મહાપુરાણે દશમ-સ્કંધે શ્રી કૃષ્ણક્રીડાયાં 'રાજવીનતિ' અને 'પાંડવપુર પ્રતિ ગમન' એ નામનો પંચત્રિંશત્તમઃ સર્ગઃ સમાપ્તઃ

---

## સર્ગ ૩૬ મો.
## રાજસૂયયજ્ઞારંભ અને જરાસંધવધ
### ચોપૈ

સુંદર સભા સુધર્મા જશી, મય દાનવે આપી ઉલ્લસી;
ધર્મસૂતન ધરણેં બેઠાં જહાં, મંડલિક બહુ મળિયા તિહાં. ૧
સપરિવાર બેઠા શ્રી નાથ, ભીમાદિક વલી ચ્યારે ભ્રાત.
ગુરુ વૃદ્ધ બેઠા શ્રીનાથ, વિપ્ર આદે જે જે વિખ્યાત. ૨

સહુ જોતાં શ્રી નાયક સાથ, કહે યુધિષ્ઠિર જોડી હાથઃ
"રાજસૂય ક્રતુરાજે કરી યજું વિભૂતિ વિભુ? તાહરી. ૩
"સંપજાવે સઘળા સંભાર, એક અમારે તું આધાર;
"સેવે ચરણ તાહારાં જેહ, ચ્યાર પદારથ પામે તેહ. ૪

શ્લોક

"त्वत्पादुकेऽनवरतं परि ये चरन्ति
"ध्यायन्त्यभद्रनशने शुचयो गृणन्ति ।
"विन्दन्ति ते कमलनाभ भवापवर्ग-
"माशासते यदि त आशिष ईश नान्ये" ॥ ५ ॥

---

૭૬ વીનતી. સવિલાસ. કેશવદાસ. મહાભાગવતે. પૂરાણે. ૧ ધરણી ધમ. ૨ડલીક. તીહાં. ૨. ભ્રા. પે. સંઘવા. ૩ ક્રતુરાજે તાહરિ. ૪ સંપજ્ઞા. વજ્ઞારા. સેવે. ૫ शूचयो गृणन्ति-પાઠ-न च परिगृणन्ति । अनवरत-પાઠ-अविरतम् ।

## ચોપૈ

કૃષ્ણ ભણે: "ક્રતુરાજે કરી, લોક વિષે કીરતી વિસ્તરી:
"સપજશે સઘલા સંભાર, અવનીપતિ જે હશે અપાર. ૬
"દેવ, પિતૃ, ઋષિ સ્વજન જેહ, અહીં આદ્ય સહુ વલ્લભ એહ,
"ભીમાદિક જે તાહરા ભ્રાત, લોકપાલના સુત વિખ્યાત. ૭
"દૂ દુર્જય નીત્યેં જિત્યો તહ્મે, અનીતિયે નવ્ય જીપે કયહ્મે?
"તેજ, શ્રી, યશ વલ્લભ કરી, નાનાવિધિ વિદ્યા વિસ્તરી ૮
"કરી પરાભવ ન શકે કોય, નાયક તણો નાયક જે હોય,
"મત્પર ત્રિભુવન માંહે પરધાન, શકે કોય પૃથવીપતિ માહાન ૯

### શ્લોક

"न कश्चिमत्परं लोके तेजसा यशसा श्रिया ।
"विभूतिभिर्वाभिभवेद्देवोपि किमु पार्दिव." ॥१०॥

શુણી વચન તે વિશ્વાધાર, રાજા હર્ખ્યો હૃદય અપાર;
મોકલિયા ભ્રાતા દિશ વિષે, વિષ્ણુતેજવંદિત દિગવિજે. ૧૧

દક્ષિણ સંજયશૂ સહદેવ, પશ્ચિમ નકુલ એકલો એવ.
ઉત્તર દિશે પ્રેર્યો અર્જુન, માહા પથ જે જાણે જન. ૧૨
પૂર્વ દિશે વૃકોદર વીર, ચ્યારે ચ્યહો દિશે ચાલ્યા ધીર;
જરાસધ વિણ જગતી માંહિ, યુદ્ધ કરીનેં જિત્યા રાય. ૧૩

આણી ધન ભરિયા ભડાર, પન્ય પરયના નવ્ય લાભે પાર,
અવનીપતિ કર લાવે એમ, વણિક્‌દાણ દાણીનેં જેમ. ૧૪
સભાલીને લેવા સોય, પ્રભુત્વે ન પરવારે કોય;
મોતી, માણિક્ય, હીરા, રતન, કનક તણૂ કો ન કરે જતન. ૧૫

---

૬ સજપશે સઘલા ધે ૭ સાંભી ૮ જીત્યો ૯ ત્રિભુવન સરે ૧૧ શ્રીણી હ્રુય. મોકલ્યા વિષ્ણુ૦ ૧૨ ઉતર નિશ્ચલ ૧૩ દિશે જીત્યા ૧૪ ભરયા ૧૫ માણિક યતન.

રાઆંણે દેતાં દડવડે, કેટલા સંક્ષા પાખેં પડે;
કેટલા તેતરમુખના તુરી, કેટલા ભદ્ર જાતિ ભલ ફરી. ૧૬
અવની માંહે જે ઉતમ વસ્ત, સબલપણે લાવિયા સમસ્ત. ૧૭

તોહે ન્યૂન નહી ત્યાં લગેં, જરાસંધ જય નહી જહાં લગેં,
અજય તણો નવ્ય જાણે મર્મ, શ્રીહરિશરણ ગયો સુત ધર્મ: ૧૮
"પુરુષોત્તમ તવ ચરણપ્રસાદ. અવનીપતિ ઊતારયો નાદ,
"તાહ્ની દયાયે કીધો દિગવિજે, એક જરાસંધ અમને સજે. ૧૯
"કૃપા કરી કાંઈ કહો ઉપાય, યજ્ઞરાજ જમ પૂરો થાય."

મધુસૂદને તિહાં તેઓ મિત્ર, તતક્ષણ ઉદ્ધવ આવ્યો તત્ર. ૨૦
આગેં જેહ અછે નિર્ધાર, મંત્ર કરીને કહ્યો વિચાર:
"સૈન્ય સબલેં જિત્યો નવ્ય જાય, ભીમાર્જુનશૂં તહ્મે જવાય. ૨૧
"દ્વંદ્વયુધ દ્વિજવેષે જઇ, જાચુ તો ના કે'શે નહી,
"બૃહદ્રથ તણો તનય બ્રહ્મણ્ય, આતિથ્યધર્મ સાચવે અગણ્ય.' ૨૨

શિષ્ય બૃહસ્પતિ સાચૂં લહ્યો, "સાધુ સાધુ," સહુકોએ કહ્યો.

અર્જુન, કૃષ્ણ, વૃકોદર વીર, એકાકી ચાલ્યા અતિધીર. ૨૩
ગિરિવ્રજ વેષ વિપ્ર જઈ થયા, ગગનમાર્ગે તે પુરમાં ગયા;
આતિથ્યકાળે જઇ પોહોંતા તિહાં, જરાસંધ દેહરાસરે જિહાં ૨૪
"રાજાન !" કૃષ્ણ કહેઃ "કલ્યાણ, અતિથિ, વિપ્ર ને અર્થી જાણ,
"દૂર થકા ઇહાં આવ્યા અહ્મે, જે વાછૂં તે પૂરો તહ્મેં. ૨૫
"ક્ષમાવંતને કોણ દુર્વાર્ય ? અસાધુને કોણ છે કાર્ય ?
"દાતાને કોણ અદેય દાન ? સમદર્શીને સહુ સમાન: ૨૬

૧૭ લાવયા. ૧૮ યરાસંધ. યહાં. સરણ. સુત ધર્મ. ૧૯ પુરૂષોતમ. દિગવજે, ૨૦ કીપા. યમ. મધસૂદને. ૨૧ યેહ. જીત્યો. ભીમાઅર્જુનશું. ૨૨ કેસે. અતિથ્ય ૨૩ શધ્ય. કોણે. ૨૪ અતિથ્ય. જીહાં. ૨૬ કાજે.

શ્લોક.

किं दुर्मर्षं तितिक्षूणां किमकार्यमसाधुभिः ।
किमदेयं वदान्यानां कः परः समदर्शिनाम् ॥ २७ ॥

ચોપૈ

"જે જન અધ્રુવ અંગે કરી, નિશ્ચલ ન કીરતી વિસ્તરી,
"તેહનો સદા સહુ કરે શોક, અવનિ માંહેં અવતરિયો ફોક. ૨૮

શ્લોક.

योऽनित्येन शरीरेण सतां गेयं यशो ध्रुवम् ।
नाचिनोति स्वयंकल्पः स वाच्यः शोच्य एव सः ॥ २९ ॥

ચોપૈ

"આગે એક હવો હરિશ્ચંદ, અવિંધ્યા નગરી તણો નરેંદ,
"ડૂંબ તણેં ઘરેં થયો તે દાસ, વિશ્વામિત્રની પૂરી આશ. ૩૦
"સત્ય ન છાંડ્યું સાહસ ધીર, વસુધાતલે જે મોહોટા વીર,
"કોટિ પ્રકારેં એણિ પરેં કરશો, વૈકુંઠે પછે પૂરીશૂં વરશો. ૩૧

"રંતિદેવ હૌઓ રાજાન, અર્થીને તે દેતો દાન,
"અડતાલીશ તોયપોષણ કરી, પામ્યો વારિ પુરુષકેશરી. ૩૨
"પ્રશે સમે આવ્યો ચાંડાલ, કંઠે પ્રાણગત મહાકરાલ;
"લાગી તૃષા રસણ ન રહે, 'રાજાન! ઉદક આપ્ય' એમ કહે. ૩૩
"અવનીપતિ તે અતિદયાલ, તે પાણી પાયૂં તત્કાલ.
"રાખ્યૂં સત્ય, ન આણ્યો શોક, સકુટંબશૂં વશો બ્રહ્મલોક. ૩૪
"વિપ્ર થઈ બલરાજા બાર, વામન ભણતા વેદ જ ચ્યાર,
"આવ્યા વિષ્ણુ શુક્રે સહુ કહ્યૂં, લક્ષણ તેહનૂં અદ્યપિ લહ્યૂં. ૩૫

૨૮ તેહુનો. અતિ માંહે. ૨૮ एव सः પાઠ एवहि। ૩૦ દારા. ૩૧ વરો. ૩૨ તોપોષણ. પ્રરુષ ૩૩ એશે. ૩૪ સુકટંબશું. બ્રહ્મક.

"તોહે ત્રિભુવન દીધું દાન, વસુધાતલે વિક્ષાતિ માહાન.
"વાસુદેવ તેહેને વશ થયા, દ્વારે કાહિયા થૈને રયા. ૩૬
"કોએક કપોત માહા વને વસે, અબલાશૂં અહનિશ ઉહ્લસે,
"અતિથિકાળે થૈ આવ્યો વ્યાધ, દંપતી અગ સમર્પ્યૂં સાધ. ૩૭
"તતક્ષણ આવ્યૂં એક વિમાન, બિહુ બેઠાં પુણ્યપ્રધાન;
"સત્યે કરીને વસિયાં સ્વર્ગ, આગલ્યે વળી ઉપવર્ગ. ૩૮
"વ્યાધિ તેહ પામ્યો વૈરાગ્ય, અંગ દહ્યૂં આપણુપેં આગ્ય,
"બીજે બેઠો તેહ વિમાન, સાહસ, ધીરજ, સત્ય સમાન. ૩૯
"ઉંછવૃત્ય, શિબિ બલી અનેક, વસુધાતલે જેણે ગ્રહ્યો વિવેક,
"અંગલગે ના કેહેતા નહી, તેહની કીરતી તુહને કહી. ૪૦

શ્લોક.

"हरिश्चन्द्रो रन्तिदेव उञ्छवृत्तिः शिविर्बली ।
"व्याधः कपोतो बहवो ह्यध्रुवेण ध्रुवं गताः" ॥ ४१ ॥

## ચોપૈ

જરાસંધે જાણ્યૂ રાજાન, તોહે મન ન આણ્યૂં માહાન;
ધનુહર કરે આકર્ષ્યા તણી, ઘાટી રેખા દીસે ઘણી. ૪૨
"કિહાંએક મેં દીઠા અછે," વલી વલી મન વિચારે પછે:
"વિપ્રવેષ ધરી આવ્યા એહ, ભિક્ષુક થૈને જાચે જેહ. ૪૩
"અંગ લગે હૂં આપૂ સહી, માહ્રે મુખે ના કેહેવી નહી;
"કથાપુરાણે સહુ એમ કહે, અનિત્ય શરીરે કીર્તિ રહે." ૪૪

ઉદારમતિ એમ આવી ચિત્ત, બોલ્યો કૃષ્ણ વૃકોદર પ્રત્યઃ
"અહો મિત્ર ! કાંઈ જાચો તમો, મસ્તગ લગે તે આપૂં અહ્મો." ૪૫

૩૬ વસૂધાતલે. વસુદેવ. (વશ) ૩૭ વસે. રાબલારૂં અહનિશેં. ૩૮ વૈમાન. બહુ. પુન્ય. સત્યે શ્વર્ગ. તેહ ૩૯ વ્યાધિ. ધીરય. ૪૦ ઉંછવ્રત્યેં. ૪૨ આવ્યૂં. આણ્યૂં. દીશે. ૪૩ થૈ. સરીરે.

"યદુનાયક"મેં યુદ્ધ ન થાય, જરાસંધબલ નવ્ય સેહેવાય."

પુરા કથા પુરુષોત્તમે કહીઃ "જરા રાક્ષસી સાંધો સહી. ૫૭
"અપુત્રિયો નૃપ એહનો તાત, બૃહદ્રથ નામે તે વિક્ષાત,
"સુતકારણે સંતોષ્યા ઇશ, તૂઠા ફલ આપ્યૂં જગદીશ. ૫૮
"રા'ને રાણી વલ્લભ બેહ, કેહને આપું એક જ એહ,
"વેહેંચી આપ્યૂં કરી વિચાર, ગર્ભ રહ્યો બિહુ ઉદર મુઝાર. ૫૯
"દશ માસેં જન્મ્યાં બિહુ શકલ, એકેકૂં અવયવ અતિ વિકલ,
"દુખી થયો નૃપ દેખી દેહ, પુર બાહરેં લૈ નખ્યા બેહ. ૬૦
"નગરાધિષ્ઠાત્રિ નિશિ માંહ, જરા રાક્ષસી સાંધ્યો જાયઃ
"અવનીપતિનેં આપ્યો પુત્રઃ 'માહારથી, કોય નહીં જીપે શત્ર. ૬૧
"શકલ વછોડે મેહેલ્જે જેહ, તેહને હાથે મરશે એહ."

સૂચ્યો મત્ર માધવે શર્વરી, યુધિ વૃકોદર ગ્યો વિસરી. ૬૨
હાર્યો દેખી, હરિ તત્કાળ વિચ્છેદે છેદી વડાલ,
સંજ્ઞા પ્રીછીનેં સજ થયો, ક્ષણ ભૂપતિ ભૂતલે નાંખિયો. ૬૩
એક ઝાલ્યો, એક ચાંપ્યો પાગ, લીલા કરતાં જોઈ લાગ,
ચીર્યો જમ દાતણની ઓલ, નરપતિ જીવ ગયો નિટોલ. ૬૪

'હાહાકાર' સજન કરે સહુ, પડે બુંબ પોકારવ બહુ,
હાટપાટ લૂસાએ લોક, સજન સઘલાં પામ્યાં શોક. ૬૫
હરિપક્ષી હૌઆ રળીયાત, ગુફા માંહે ગૈ વેગે વાત.
વધામણી નરદેવે દિદ્ધ, પુષ્પવૃષ્ટિ સુર સઘળે કિદ્ધ. ૬૬

૫૭ યુધ. યરાસંધ. પુરષોતમેં. ૫૮ અપૂત્રીયો. યગદીશ. ૫૯ મઝારી. યુધ. વૃકોદ. ૬૦ સકલ. બાહેં. નાંખ્યાં. નગરાધિષ્ટત્રિ નશી. પુત્ર. ૬૨ મરસે. સર્વરી. વૃકોદ. ૬૩ વિછેદે. નાંપયો. ૬૪ પોઈ. ૬૫ બહુ. સંઘળા. સોક ૬૬ કિધ. ^.

જરાસંધનો સુત સહદેવ, માધવે મહિપતિ થાપ્યો એવ,
જે રાખ્યા હુતા રાજન, મૂકાવીને દીધાં માન. ૬૭
હોય અયુત ઉપરેં શત આઠ, કાયા દુર્બલ સરખી કાઠ,
ગુફા માંહિથી અતિ આકુલા, મલિનવસ્ત્ર નરપતિ નીકલા. ૬૮
ક્ષીણ દેહ થયા ક્ષુત્ક્ષામ, પીત વસ્ત્ર પેખ્યા ઘનસ્યામ,
ચારુ, પ્રસન્નવદન ભગવાન, મકરાકૃત કુંડલ દીસે કાન. ૬૯
કીરીટ, કટક, વલય, મેખલા, અંગદ હાર માંહિ નિર્મલા,
મણિગ્રીવ, સુંદર વનમાળ, આગલ્યેં દીઠા દેવ દયાલ. ૭૦
પીધાની પરેં નયનેં પાન, રસના ન લહેં સ્નેહનિધાન,
જમ નેહેં નાસા અવઘ્રાણ, જમ પ્રેમેં પરિરંભણ પાણ. ૭૧

श्लोक

पिबन्त इव चक्षुर्भ्यां लिहन्त इव जिह्वया
जिघ्रन्त इव नासाभ्यां रमन्त इव बाहुभिः ॥ १२ ॥

હતપાતક પ્રણમ્યા હરિચરણ: "સ્વામી અહ્મને રાખો શરણ."
કૃષ્ણ તણે દર્શને ગ્યા કલેશ, સઘલે સ્તુત્ય કીધી દેવેશ: ૭૩

"આજ પછી એ અવની રાજ, કહીયે નથી અહ્મારેં કાજ,
"ભૂતલેં તાહેરી કીધી ભક્ત, જગદીશ્વરસૂં જોડી ચિત્ત." ૭૪

વલતા હરિ કેહે તેહેંને હશી: "ચતુર મ આણો ચિંતા કશી?
"આજ પછી ટલશે ઉન્માદ, ભક્તિ હશે માહારે પ્રસાદ." ૭૫

સ્વદેહે સઘલાને દે માન, મહિપતિ કરાવિયાં મલસ્નાન,
રાજ્ય જોગ્ય જે રૂડાં વસ્ત્ર, ભૂંષણ સહિત સમર્પ્યાં શસ્ત્ર, ૭૬

૬૭ સૂત. ૬૮ શાઠ (આઠ). ૬૯ ક્ષતક્ષામ. પેખ્યા. ઘનશાંમ. કૂંડળ. દીશે. ૭૦ મેખલા. મણીગ્રીવ. ૭૨ रमन्त इव० પાઠ बाहुभ्यां परिरेभिरे । ૭૩ સર્ણ. ૬૪ તાહ્રી. ૭૫ કેહે. ચતુર. હશે. ૭૬ સંઘલા. કરાવ્યાં. સસ્ત્ર.

ભોજનભક્ષ ભલાં તાંબૂલ, આપ્યાં ગજ, રથ, તુરી અમૂલ,
સ્વસ્થાનકે પ્રેરયા શ્રીનાથ, ચાલ્યા યદુપતિ જોડી હાથ. ૭૭

પૂરેં પોહોતા આપણપા તણેં, સજન મળ્યા મહોત્સવ ઘણે,
તે દિનથી હરિસેવા કરે, રાતદિવસ હરિ હઇયે ધરે. ૭૮

ભીમાર્જુનશું શ્રી ગોપાલ, ઇંદ્રપ્રસ્થ આવ્યા તત્કાળ;
પાંચજન્ય પૂર્યો મહા મુદા, નગરનિવાસી હર્ષ્યાં તદા. ૭૯
સુણી શબ્દ રાજા થયો હૃષ્ટ: "કૃષ્ણેં જિત્યો જરાસંધ દુષ્ટ."

મહામનોરથ થ્યા, માધવ મળ્યા, હરિપ્રસાદ હઇયાં દુખ ટલ્યાં. ૮૦

એહ ચરિત્ર જે ભાવે ભણે, અથવા સ્નેહ કરી જે સુણે,
તહેંને તૂસે વિશ્વાવાસ, પૂર્વજન્મના છોડે પાશ. ૮૧
આગશ્યે ભક્તિહોએ અતિ ઘણી, સહજભાવેં શ્રી નાયક તણી,
શોકદોષ તે સઘલા ટળે, મનવાંછિત તે સાજન મળે.. ૮૨

છત્રીશમિ છોડયા રાજાન, જરાસંધ જિત્યો ભગવાન,
ચોપાઈ ચ્યાશી સવિલાસ, કૃષ્ણ પ્રીત્યેં કે' કેશવદાસ. ૮૩

ઇતિશ્રી ભાગવતે મહાપુરાણે દશમસ્કંધે શ્રીકૃષ્ણક્રીડાયાં 'રાજસૂયયજ્ઞારંભ'
અને 'જરાસંધવધ' એ નામનો ષટ્ત્રિંશત્તમઃ સર્ગઃ સમાપ્તઃ

---

૭૯ પંચજન્ય. નીવાસી. ઇન્દ્રપ્રસ્ત. ૮૦ રુષ્ટ. સહી કૃષ્ણેં. જોત્યો(જિત્યો). હરીપ્રસાદે. ૮૩ સવિલાસ. કેશવદાશ.

## સર્ગ ૩૭ મો

### શ્રી કૃષ્ણપૂજન અને શિશુપાલવધ

#### ચોપૈ

રાય યુધિષ્ઠર થ્યા રળીયાત્ય, બાંધવે જિત્યા અખિલ અરાત્ય
અચ્યુતપદપંકજ આશ્રયા, તે જન સદા કૃતારથ થયા. ૧
હરિ–આજ્ઞા માગી મહાભાગ, અતિશ્રદ્ધા આરંભ્યો યાગ,
વ્યાસ આદેં સહુ ઋત્વિજ વર્યા, સહુ સભાર તિહા સજ કર્યા ૨
આવ્યા અમર કોટિ તેત્રીશ, બ્રહ્માદિક, ઈંદ્રાદિક ઈશ,
ચારણ, વિદ્યાધર, ગાંધર્વ, સિદ્ધાદિક ત્યાહાં મલિયા સર્વ. ૩
મુનિવર અઠ્યાસી મહાભાગ, શેષ આદ્યે સહુ નવકુલનાગ,
યક્ષ, રક્ષ, ને દાનવ, રુદ્ર, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય ને શૂદ્ર. ૪
અવનીપતિ તિહાં આવ્યા બહુ, સમુદ્રમેખલા માહેં જે સહુ;
આણ્યાં અરુહણ ને આભરણ, ચદન, પુષ્પાંબર, ઉપકરણ. ૫

સકલ સભા સહુ કરે વિચારઃ "માહા પુરુષ ઇહાં મળ્યા અપાર,
"પેહેલી પૂજા કેહેની હોય, તે નિર્ધાર કરી કોહો કોય?" ૬
સભા માહેં બોલ્યો સહદેવ "સાંભલજો મુનિવર! નરદેવ!
"પેહેલી પૂજા જોગ્ય મુરારય, અખિલ વિશ્વ જેહેને આધાર. ૭
अखिलजन्त्वाधारं सृजन्त पालन्त करन्त संहारम् ।
त वसुदेवकुमारं सारं यागसकलमयं मन्ये ॥ ८ ॥

#### છંદ નારાચ

"મઝમ યાગ, કિધ ભાગ દેવ નામ નેમય,
"વરાહ રૂપ ભુવનભૂપ કર્મ સોય કર્મય;

---

૧ જીત્યા, ૨ તીહાં, ૪ મુનીવર, ૫ મેખલા અરુહણ આભર્ણ, ઉપકર્ણ. નિર્દ્ધાર. ૭ મુનીવર અખિલ ૮ सकलमय मन्ये—પાઠ सकलमज्ञ मे। નારાજ (નારાચ)

"એ આદ્યં અક્ષ, સર્વ સક્ષ, અષ્ટ સહસ્ર ને અરી,
"આચરે તપ વેપ વિપુ પુર આમે જે વશી ૯
"જે બ્રહ્મ સભને દુર્લભ અવની કાજ અવતર્યો,
"રામસ રીસ મારી દૈત્યધર્મ થાપી થિર કર્યો,
"રવિ ચંદ્ર, ચક્ષ, વેદ મુખ, ઇંદુ બાહુ એહના,
"નિશ્વાસ વેદ ચ્યાર ભેદ, વૃક્ષ રોપ જેહના, ૧૦
"આકાશ શીશ, જલદ કેશ, કૂપ સપ્ત સાયરા,
"પૈઆલ પાગ, કટિવિભાગ, શૈલ સર્વંશૂ ધરા,
"આહૂત, મંત્ર, યજ્ઞ, યંત્ર, યોગ અષ્ટ યત્પર,
"સાક્ષ ધર્મ, કાલ, કર્મ સભ્ય રૂપ સુંદર, ૧૧
'એ બ્રહ્મ એક, નહી અનેક, કીધ કોડ માયયા,
"દાનવ, યક્ષ, દૈત્ય રક્ષ, સિદ્ધ સંત જાયયા,
"તે માટે કૃષ્ણ આદિ વિષ્ણુ, વિશ્વાવાસ તિહાં વસ,
"તે પૂજરાય ! પ્રેમે પાય, અખિલ ભૂત ઉલ્લસે." ૧૨

કલશ

"અખિલ ભૂત ઉલ્લસે, સદા સુર સેવે જેહને,
"સફલ કર્મ સહુ થાય, અનંત અર્પ્યૂં જેહને
"અવર સહુ અભિમાન, માહામોહોટમ મને આણે
'અમે વિશ્વના ઈશ, ઈશુ જે મિથ્યા જાણે
'સર્વભાવે" સહદેવ કહે વડો વિષ્ણુ વાચા ઇશી,
કેશવદાસ 'પર્યં પૂજીએ "સભા સકલ હોં હસી. ૧૩

ચોપૈ

ઇશા વચન બોલી સહદેવ તૂષ્ણીભૂત હવો તત્ખેવ,
'સાધુ, સાધુ,' સહુ કોએ કહ્યૂ, કૃષ્ણ તણૂ તે કારણ લહ્યૂ. ૧૪

---

૧૦ સપ્ત મારિ થાપિ સુખ્ય ૧૧ શીસ સર્વંશું ૧૨ સિધ વિષ્નુ વીહાં. પૂજ્ય અખિલ ઉલસશે ૧૩ મોહોટિમ હશી ૧૪ બોલી બોલી તત્પેવ

સભાવાક્ય તે શ્રવણે સૂણી, આગે છે શ્રદ્ધા અતિ ઘણી
રળીઆત્યે હુયો તે રાય, હૃષીકેશના પૂજ્યા પાય ૧૫
ચરણામૃત ચતુર્ભુજ તણ કનકપાત્રે ધાર્યૂ અતિ ઘણૂ,
આપણુપેં શિર ધરિયૂ આપ, તેણે ધર્મ હવો હતપાપ ૧૬
ભક્તિભાવે શિર ધરિય ભ્રાત, માત, પત્ની અખિલ અમાત,
સકલ કુટુંબે શિરસા ગ્રહ્યૂ, લોકપાવની લક્ષણ લહ્યૂ ૧૭
પીતાંબર પાવન પાગરણ, અનેક અરુહણશૂ આભરણ,
સોંપ્યા ધન–સયુત ભંડાર, નયનાનંદે વહે ચક્ષુ વાર ૧૮

'નમો', 'નમો', 'જય' 'જય' ઉચ્ચરે, પુષ્પવૃષ્ટિ સહુ પ્રેમે કરે

વચન શુણી કોપ્યો શિશુપાલ, કુમતિ કૃષ્ણને દીધી ગાળ ૧૯
"કાલ તણી ગતિ કહી જે ખરી, વૃદ્ધ તણી મતિ જો વિભિચરી,
"બાલવચને સહુ મોહ્યૂ એહ, કરે કૃષ્ણની પૂજા જેહ ૨૦
"તપ–વિદ્યા–વ્રતધારી માહાન, પરમ ઋષિ જે જાણે જ્ઞાન,
"વેદવત મોહોટા મહિમાય, લોકપાલ જે પૂજે પાય ૨૧
"ઇશા સભાસદ તે અતિ પૂજ્ય, કિમ ગોપાલક કીધો પૂજ્ય ?
"કુલપાંશુન કહીયે કુલહીન, વર્ણાશ્રમ સહુ ધર્મવિહીન ૨૨
"સ્વૈરવર્તી, ગુણરહિત અનીશ, રાજ ન બેશે યયાતિરીશ,
"પૂરોડાશ કયમ પાસે કાગ ? વૃથા પાનરત પૂજા યાગ. ૨૩
"સુર–ઋષિ–સેવિત છાડિ દેશ, દુર્ગે આશ્રયો અંબુધિ રેશ,
"પ્રજા પીડી એ ચોરે સદા, અહર્નિશ જન પામે આપદા " ૨૪

નિંદા–સ્તુત્ય એમ કીધી ઘણી, યદ્યપિ અંતરે જાણે ઘણી,
ભક્તિભાવનો જે ભદ્ર અર્થ, શ્રીધર ટીકા કહ્યો સમર્થ ૨૫

૧૫ શ્રધા રૂષીકેશના ૧૬ ધરયું ૧૭ ધરયુ કુટંબે લોકપાવિની ૧૮ પાગર્ણું આભર્ણું સયુત ૧૯ નામો નામો પુષ્પવ્રષ્ટી ૨૦ ધરી વિભચરી ૨૧ ઋષી કુલપાશન ૨૩ સ્વયચ(સ્વૈરવર્તી) ન (ન) કગ ૨૪ ઋષી અહાનસ ૨૫ નદા યદ્યપી.

હું મતિ મંદ અને અજ્ઞાન, કેહેતાં વાધે કથા માહાન,
પુરુષોત્તમના ગુણ નથી પાર, સેહેજે કહીયેં તેહ જ સાર. ૨૬

વચન સૂણીને શ્રીહરિ હસે, સિંહ ન બોલે કોલૂ ભસે,
મંગલનાશ હવૂં મન્ય જાણ્ય, ઉર નવિ આણી અભદ્ર વાણ્ય. ૨૭

પૂર્વછાયો

સકલ સભાસદ સાંભલી, ગુણ નંદ્યા ગોપાલ,
કાને કર દૈ ઉઠિયા, દેતા યદ્યપિ ગાલ. ૨૮

શ્લોક

निन्द्रां भगवतः शुण्वंस्तत्परस्य जंनस्य वा ।
ततो नापैति यः सोऽपि यात्यधः पापभाक् तथा ॥ २९ ॥

ચોપૈ

તતક્ષણ કોપ્યા પાંડવ પંચ, સંજય, કેકય, રાજા મત્સ્ય,
ઉધાડ્યાં આયુધ અતિ રોષઃ "હમ હણશૂં સુત દમઘોષ." ૩૦
અરિ દેખી ઉઠ્યો શિશુપાલ, ખડ્ગચર્મ ગ્રહ્યાં તત્કાલ,
કૃષ્ણપક્ષ જે રાજા મલ્યા, હોહોકાર કરી હાંકલ્યા. ૩૧

પરિષદ તણો પરાક્રમ જેહ, ત્રિભુવનનાયક જાણે તેહ,
અવશ સહુ વાર્યા અતુલઃ "માહ્‌રાનૂં બલ માહ્‌રે તુલ્ય." ૩૨
ઉઠીને કરે આયુધ ધર્યૂં, શીશ સુદર્શને તેહનૂં હર્યૂં,
સભા માંહેં હણિયો શિશુપાલ, કોલાહલ હૌઓ તત્કાલ. ૩૩
તનથી તુમુલ તેજ નીકલ્યૂ, મધુસૂદન મુખ માંહેં મલ્યૂં,
જન્મ ત્રયેં જે વૈર વિધાન, રાત્યદિવસ મન્ય ધર્યૂં ધ્યાન. ૩૪

માહાન. પુરષોતમના. ૨૭ સીંહ. ઉરે નન્ય. ૨૮ ઉઠ્યા. યદપી. भगवन : પાઠ भगवति । પાઠ श्रुत्वातत्मरस्य । पाप०–(પાઠ) सुकृताचन. । ૩૦ મત્સ."આ" મૂળમાં નથી. ૩૨ વારયા. અવ (અવશ) ૩૩ આયુ (આયુધ). હર્યૂં (ધર્યૂં). ૩૪ હણ્યો. કોલાહલરવ. તૂંમુલ.

તન્મય થયો તે તેણે ભાવ, શ્રી નાયકનો ઇશો સ્વભાવ,
અનુયાયી નૃપ નાઠા સહુ, જીવિત ઇચ્છા જેહને બહુ. ૩૫

રાય યુધિષ્ઠિર પૂજ્ન કિદ્ધ, દેવ, મિત્ર, ઋષિ, માનવ સિદ્ધ,
સદસ્ય ઋત્વિજ ને રાજાન, માહા પુરુષને દીધાં માન. ૩૬

યુક્તિ કરી આરંભ્યો યાગ, તેઓ સજ્જન સહુ માહાભાગ,
વેંહેંચી આપ્યાં સઘલાં વતાં, યજ્ઞરાજ માંહે જે જે હતા. ૩૭
પાક વૃકોદર લહે પરય ઘણી, દુર્યોધન કીધો ધનધણી;
સહદેવ પૂજા કરવા સકલ, દ્રવ્ય સાધવા નિશ્ચે નકુલ. ૩૮
અર્જુન શુભ શુશ્રૂષા સંત, ચરણ પખાળે શ્રી ભગવંત;
કર્ણને સોંપ્યું દેવા દાન, પાંચાલી પરિવેષણ માહાન. ૩૯
વિદૂર, વિકર્ણ ભૂરહાદિક્ય, સાત્યકી સંત અને બાલિક,
નાના કાર્યે નિરૂપા તેહ, અદ્‌ભુત ઉત્સવે આવ્યા જેહ. ૪૦
સદસ્ય ઋત્વિજ સર્જ્જન સહુ, ધન આપી સંતર્પ્યાં બહુ,

હવે હવો પરિપૂર્ણ યાગ, અવભૃથ સ્નાન કરે મહાભાગ. ૪૧
પંચશબ્દ નિર્ઘોષ નિનાદ, વિપ્ર વેદ બોલે અનુવાદ,
નટ નાચે, ગુણ ગંધર્વ ગાય, શબ્દ તેહનો સુરપૂરી જાય. ૪૨
ગજ, રથ, ધ્વજ, પતાકા ધરી, સકળ રાય સાથે સુંદરી,
અલંકરી સેવા અતિ ઘણી, ધ્રૂજે ધરા ભાર બહુ ભણી. ૪૩
સુંદર રથ શણગાર્યા પાટ, રાણીશું બેઠા સમ્રાટ,
ધરે છત્ર શિર ચ્યારે ભ્રાત, ભીમાદિક ભૂતલે વિખ્યાત. ૪૪
પુષ્પવૃષ્ટિ સુરઋષિ સહુ કરે, હૈયા માંહે હર્ષ બહુ ધરે;
અલંકર્યાં નરનારી સર્વે, અદ્‌ભુત ઉત્સવ પાવન પર્વ. ૪૫

૩૫ સુભાવ. અનૂતિ. જીવીત. બેહુ. ૩૬ કિધ. રૂષી. રત્વીજ. પુરષને. ૩૮ નિકૂલ.
૩૯ શ્રુશ્રુષા. પંચાલી. ૪૦ સાત્વીક. ૪૧ રત્વીજ. ૪૨ નેનાદ. ગંદ્રવ. સુરપુરિ.
૪૩ રોના. ૪૪ સણગાર્યા રાણીસું. ભાત. ભિમાદિક. ૪૫ પુષ્પવૃષ્ટી. રૂષી. અભુત.

દહીં, દૂધ, ઘૃત સુરભી તણાં, કુંકુમ કેસર ઘોળ્યાં ઘણાં,
છાંટે સઘળા માંહોમાંહ્ય, હરી ઠામેં જન જે કો થાય. ૪૬
લીંપે મુખ લીઈ નવનીત, એણી વિધે ઉપજાવે પ્રીત,
દેવનદી દુંદુભી વાજતી, આવી ગંગા ગુણ ગાજતી. ૪૭
સકલ રાય કેરા રાજાન કરે કૃષ્ણ સહિત ત્યાંહાં સ્નાન,
સોલ સહસ્ર સાથેં શ્રી નાથ, કનકકલશ તે કામનીહાથ. ૪૮
ભાવ સહિત ગંગોદક ભરે, આવી નૃપ અભિષેચન કરે;
અખિલ ભુવનના અધિપતિ જેહ, સપત્નીક લાવે સ્વદેહ. ૪૯
પાંચાલી ને રાજા પાર્થ, શિર અભિષેક હવા એમ સાર્થ.
વર્ણાશ્રમ ઋત્વિજન રાજાન, શ્વપચ આદિ દે કીધાં સ્નાન. ૫૦
યજ્ઞ માંહિ જન આવ્યા જેહ, કિલ્મિષથી મૂકાણા તેહ,
નૃપ નૌતમ પેહેર્યાં પાગરણ, અને વલી ઉત્તમ આભરણ. ૫૧
વલી વલી જન પૂજ્યા બહુ, દેવ, પિતૃ, ઋષિ, માનવ સહુ.
આજ્ઞા માગી આદર ઘણે, ચાલ્યા મંદિર આપોપણે. ૫૨

રાય યુધિષ્ઠિરના જે સગા, સુહૃદ, સંબંધી, આશ્રિત, વગા,
કૃષ્ણ સહિત રાખ્યા કિત માસ, વિરહત્યાગેં કાતર હરિદાસ. ૫૩
શ્રી કૃષ્ણે સઘળો પરિવાર મોકલિયો દ્વારિકા મુઝાર.
તજી ન જાયે પાંડવ લાજ, કાંઇક છે વલી કરવૂં કાજ, ૫૪
આપણુપેં દિન કેટલા તિહાં સજન સુખ કરવાને રહ્યા;

માહા મનોરથ રાજા તર્યો, કરણા કૃષ્ણ હ્રાજવર કર્યો. ૫૫

---

૪૬ કુંકમ. ૪૭ લઇ. ૪૮ સહીત. શોલ. કલસ. ૪૯ સહીત. ભૂવનના. ૫૦ પંચાલી. ૫૧ માંહે. કિલ્વીષથી. નોતન. પાગર્ણ આભર્ણ. ૫૨ બેહુ. રૂધી. મિંદિર. ૫૩ યુધિષ્ઠર. સંબંધી. રાખ્યા. ૫૪ મોકલ્યો. શિરે. ૫૫ મૂળમાં આ કડીનો આંક ૫૬ લહીયાએ મૂક્યો છે, તેથી અહીંથી તે અંત પર્યંત એક વધુ અંકની ભૂલ ચાલુ થઇ છે. અને એથી છેલ્લી કડીમાં કુલ 'પાંસઠ્યે' કડીનો એ

કનકકલશ શ્રીહરિને હાથ, સોલ સહસ્ર તિહાં શામ સાથ.
રાય યુધિષ્ઠર વડો વિશેષ કૃષ્ણાદૃં કીધો અભિષેક. ૫૬
તે દેખી દુર્યોધન બલ્યો, પરચ જાણે પાવક પર્જલ્યો.

એક વાર મયસભા મુઝાર, ભીમાદિક તિહાં મલ્યા મુરારય. ૫૭
સિંહાસને બેઠા સુત ધર્મ, જાણે મયમાયાનો મર્મ,
લક્ષ તેહનૂં પાંડવ લહે, પૂછે તો તેહને કાંઈ કહે. ૫૮
દુર્યોધન અભિમાની તત્ર, સાહામા દેખી સઘળા શત્ર,
જંચૂં જોઈ આવ્યો જશે, થલ સ્થાનકે જલ જાણ્યૂં તશે. ૫૯
ઉચાં અંબર કીધાં યદા, ભીમાદિક મુખ મુક્યાં તદા,
જલસ્થાનકે થલ દીઠૂં તત્ર, તતક્ષણ માંહે પડિયો તત્ર. ૬૦
ભીમાદિક અતિ ગાઢે હશા, વેરભાવ મન માંહે વશા.
રાજા વારે કો નવ્ય રહે, કૃષ્ણ ગમે કાંઈ નવ્ય લહે, ૬૧
દુર્યોધન કોપ્યો, કલકલ્યો, વણુ મોકલાવ્યો પાછો વળ્યો,
હાહાકાર હવો તિહાં મહાન, કલહ વાધ્યો, કંપ્યો રાજાન ૬૨

ભૂધર ભૂતલ હરવા ભાર, કરયૂં બીજ તે કુટુંબ મઝાર;
કૌરવ સઘલા ગજપુરી ગયા, કર્ણાદિક તિહાં તેડાવિયા. ૬૩

સપ્તત્રીશમે હણ્યો શિશુપાળ, રાજસૂય કલિ ઉત્પત્યકાલ;
ચોપાઈ પાંસઠયે* વિલાસ, કૃષ્ણ પ્રીત્યે કહે કેશવદાસ ૬૪

ઇતિશ્રી ભાગવતે માહાપુરાણે દશમસ્કંધે શ્રીકૃષ્ણક્રીડાયાં 'શ્રીકૃષ્ણપૂજન' અને 'શિશુપાલવધ' એ નામનો સપ્તત્રિંશત્તમઃ સર્ગઃ ૩૭ સમાપ્તઃ

---

હસ્લેખ યયલો છે, તે ખોટા છે, 'ચોસઠયે' લેઇએ. ૫૬ (૫૭) સહસ. સામાં. ૫૭ (૫૮) દેખી. યમ(મય) માયા. તીહાં. ૫૮ (૫૯) યમ(મય). સભા. ૫૯ (૬૦) સંઘલા. ૬૦ (૬૧) મુખે. ૬૨ (૬૩) હશા. વશા. ન ચે(લહે). ૬૩ (૬૪) કુટંબ. સંઘલા. તેડાવયા. ૬૪ (૬૫) વિલાશ. કેશવદાશ. *જુઓ ફુટનોટ ૫૫ ની. પૂર્ણાંકેઃ સર્ગ. ઇતિશ્રીમાં સર્ગનું નામભિધાન નથી લખેલું.

## સર્ગ ૩૮ મો

### શાલ્વવધ, ભારતયુદ્ધ, રામયાત્રા અને સુદામાચરિત

ચોપાઈ

શાલવ નામે કૃષ્ણનો શત્ર, શિશુપાલ તણો મહામિત્ર,
આવ્યો રુક્મિને ઉદ્વાહ, મગધાધિપતિ હુતા માંહે. ૧
યાદવ નૃપ જિત્યો તેણી વાર, શાલવ સમ કીધા તે ઠાર:
ઇમ સહુ સાંભલતાં ઉચ્ચર્યૂં: "અયાદવી અવની હું કરૂં." ૨
રીશે રુદ્ર ઉપાશા તિણે, આરાધ્યા આદર અતિ ઘણે,
પાંસુ મુષ્ટિ કરે આહાર, વરસ દિશ લગિ છાંડ્યું વાર. ૩
આશુતોષ તુઠા ઈશાન: "અરે ! માગ્ય આપૂં વરદાન"
તેણે વર વરિયો અતિદુષ્ટ, પૂરતાં મસ માગે પાપીષ્ટ: ૪
"કામગ, નવ્ય જન જીપે કોય, અજય સુરમાનવમાં હોય;
"યાદવને ભય દાખે જેહ, સ્વામી મુજને આપો તેહ." ૫
'તથેતિ' તિં આપ્યૂં ત્રિપુરાસ્ય, હર્ષે બેઠો મંદિર મઝાસ્ય.

સબલ સૈન્ય સઘલા સજ થકા તતક્ષણ તે આવ્યા દ્વારકા. ૬
ભાંજે ગોપુર પુર અટાલ, રૌદ્ર રૂપ ને માહા કરાળ;
શોણિત, શૈલ, વૃક્ષની વૃષ્ટ્ય કરે, કોય નવ્ય દેખે દ્રષ્ટ્ય. ૭
લક્ષ ન જાણે, કાયા લોક, સમ્યક્ પરસ્ય તે પામ્યા શોક;
પ્રદ્યુમ્નાદિક જે જે વીર, સજ થયા તે સઘલા ધીર. ૮
સાંબ, શુક, સારણ, સાત્યસ્ય, અક્રૂર, ચારુદિષ્ટ, હાર્દિક્ય,
વળી કૃષ્ણસુત યાદવ જેહ, ચતુરંગિણી લઇ ચાલ્યા તેહ. ૯

---

૧ ઉદ્વાહે. હાહૂતા માંહે ૨ તેણી ઠાર. રામ. એમ. સાંભતાં વચન ઉચ્ચાર્યૂં ૩ તેણે. અરાધ્યા. ઘણે. મુષ્ટી દીશ લગે ૪ આસુતોષ. વરીયો. પુરતાં. ૫ સુરમાનવ (અહીં અર્થ પ્રસ્તુતિ. અર્થે 'રૂ' ઉમેરેલો છે.) ૬ તિયેતિ. તે(તિ) સુઝાર. સૈન્ય. ૭ રૌદ્રરૂપને. ૮ પરશે. યે જે. સંઘલા. ૯ ચતુરંગીની.

રથી, અધરથી, ને માહારથી, વાયુવેગિં આવે અતિરથી,
ગગનમાર્ગે તે નીકસ્યા, શાલવસેના માંહે મલ્યા. ૧૦
સૌભરાટની માયા સબલ, પુર ઉપરય પ્રેરી જે પ્રબળ,
હરિસુત દિવ્યાયુધશું ધરી, ઉગે તરણિ' તિમ શર્વરી. ૧૧
પ્રદ્યુમને મૂક્યાં બહુ બાણ, સેનાપતિ મૂર્છાગ્યો પ્રાણ,
માયામય પુર શાલવ તણું, યુક્તિ કરીને ગ્રુઝે ઘણું. ૧૨
એક રૂપ બહુ રૂપે થઇ, કિહાં દીશે, કીહાં દીશે નહી;
અલાત ચક્ર તણી પરેં ભમે, નર નાંખે ત્યાંહાં નીગો નમે. ૧૩
કિહાંક ભૂર્મ્યે, કિહાંક જલ માંહ્ય, કિહાંક ઉડી આકાશે જાય,
જમ સુરાસુર માતું યુદ્ધ, યાદવ–શાલવ એણિ પરય ક્રુદ્ધ. ૧૪
દ્યુમંત શાલવ તણો પરધાન, તેણે મૂકી ગદા માહાન,
રથ ઉપરય પાડ્યો પ્રદ્યુમન, મૂર્છાગત હવો માહા નિમ્ન. ૧૫

સૂતેં રથ વાલ્યો તેણી વાર, જાણે ધર્મ વિવેક વિચાર,
સંજ્ઞા વલી વીર એમ ભણે : "અરે સૂત! અહીં આણ્યો કૂંણે? ૧૬
"યાદવકુલે કો નાશે નહી, એ તાં અપકીર્તિ મેં લઈ.
"રામકૃષ્ણ જે માહ્રા તાત, વરતી સાંભળશે તે 'વાત. ૧૭
"ભોજાયર બહુ દેઉર ભણી, 'ક્લીબક' કહીને હસશે ઘણી."
સૂત ભણેઃ "સૂણય સ્વામી! વાત, ક્ષત્રિધર્મે ક્ષિતિ મહાવિક્ષાત. ૧૮
"સૂત કૃચ્છ્રગત રાખે રથી, ત્યમ સ્વામી સમ્યક્ સારથી,
"દ્યુમંત મૂકી ગુર્વી ગદા, મૂર્છા આવી તમને તદા. ૧૯
"તે કારણે રથ વાલ્યો એહ, સ્વામી! મને મ કરો સંદેહ."

જલ સ્પર્શી નંદન જગદીશ, રથે બેસીને ચાલ્યો રીશ. ૨૦

૧૦ તે નર–. શાલવ. શેના. ૧૧ સૌભરાટની. ઉપરયેં. તેરણી. સર્વરી. ૧૨ બહુ. ૮ સેનાપતિ. સાલવ તણુ. બહુ. ૧૩ કીહાં દીશે. કીહાં નાપે. ૧૪ સાલવ. કૂંર ૧૫ મૂર્છાગત. ૧૬ કોણે. ૧૭ નારી. અપકીર્તી. ૧૮ હસસે. ૧૯ મુછા. ૨૦ પ્રતિના

ક્રોધે મૂક્યાં બાણ કરાલ, દ્યુમંતશિર છેદ્યૂં તત્કાલ,
સાંબાદિક શ્રી હરિના પુત્ર શૌભ માંહેથા હણિયા શત્ર. ૨૧
રુંઢ, મુંડ તેહનાં દડવડે, સમુદ્ર માંહે તે સઘલાં પડે;
મત્સ્ય ગલે કે નાંખે નીર, તાણી લેહેરે લાવે નીર. ૨૨
અહોરાત્રી એમ અઠ્ઠાવીસ રૌદ્ર યુદ્ધ માંડ્યૂં અતિ રીશ,

ઈંદ્રપ્રસ્થે શ્રી અચ્યુત ગયા, રાજસૂય દિન કેતલા રહ્યા. ૨૩
હવો યજ્ઞ, હણિયો શિશુપાલ, કૌરવ કુને ઉપાયો કાલ,
ગુરૂ, વૃદ્ધ નેં પાંડવ, પૃથા, મુનિની આજ્ઞા માગી તથા. ૨૪
ઘોર નિમિત્ત હૌઆં તિહાં થકાં, અતિવેગેં આવ્યા દ્વારકા,
દારુકનેં કહે વિશ્વાવાસઃ "રથ રાખિ લૈ શાલવ પાશ." ૨૫

રથ ખેડ્યો સારથી તેણી વાર, રાખ્યો જૈ રિપુસૈન્ય મુઝાર,
વૈનતેય ધ્વજ ઉપરેં દીઠ, શાલવનેં બહુ ભય પઈઠ. ૨૬
રીશ ચડાવી લોચન રકત,સૂત ભણી મૂકી માહા શક્ત્યઃ
કૃષ્ણે મૂક્યાં બેહુ બાણ, શત કટકા કીધી નિર્વાણ. ૨૭
સોલ બાણે પછે પુર હણ્યૂં, ભમે શૌભ આકાશે ઘણૂંઃ
શાલવે મૂંક્યૂં શબલૂ બાણ, ભેદ્યો ભૂધર દક્ષિણપાણ્ય. ૨૮
શાર્ંગ ધનુષ પડયૂં કરે થકૂં, હાહાકાર સૈન્ય સહુ ચક્યૂંઃ
શાલવ ગાજ્યો, ગાઢે હશો, બરકયો ગર્વ માહા મને વશોઃ ૨૯

---

૧૪૯ મા પાના ઉપર કડી ૧૯ મીની બીજી પંક્તિના 'મૂકી' શબ્દથી તે ૨૦ મી કડીના 'એહ' શબ્દ સુધીનો જ ભાગ લખી બાકી પાનું કોરૂ રાખી, લહીઆએ ૧૫૦ મે પાને 'સ્વામી'થી ચાલુ કર્યું છે. ચગદીશ. ૨૧ શાંબાદિક. પૂત્ર. સોભ માંહેથા. હણુયા. ૨૨ રુંડમુડ. સંઘલા. નાખેં. ૨૩ ઇંદ્રપ્રસ્તે ૨૪ હણુયો. કૌરવો. પ્રથા. -મુનીની. ૨૫ પાશ. ૨૬ પેડચો. શારથીયે. રાખ્યો. શ્રીકૃષ્ણે ૨૮ સોલ. બાણ. ૨૯ ધનૂંષ. ગાજ્યો. હશો. વશો. પાના ૧૫૦માંના પાછલા પૃષ્ઠમાં -બાજુએ જગ્યા કોરી રાખી લખેલુ છેં.

"મૂઢ ! મિત્રને છૂપી કરી, ભ્રાતૃભાર્યા જે તેં હરી;
"સભા માંહે માર્યો શિશુપાલ, હવે થાઉં હું તાહો કાળ. ૩૦
"અપરાજિત માની તુઝ આજ, હું પોહોંચાડું પુરી યમરાજ."
કૃષ્ણ ભણેઃ "શું કે' એવડું, મંદ ! મરણ આવ્યું ઢુંકડું. ૩૧
"વૃથા વિકત્થને વીર ન હોય, શૂરાતનેં દોષ સહુ કોય."
ઇશું કહી મૂકી માહા ગદા, શાલ્વ રુધિર વમ્યો મુખતદા. ૩૨
અંતર્ધાન હવો અતિ દુષ્ટ, દૂત એક પ્રેર્યો પાપિષ્ટ;
તેણે યદુપતિ કર્યો જુહારઃ "સુણો વીનતી સર્વાધાર !" ૩૩

## પૂર્વછાયો

રડતો કયમે રહે નહીઃ "હું મોકલિયો માત,
"પશુની પરેં બાંધી ગયો, શાલ્વ રિપુ તમ તાત." ૩૪

## ચોપૈ

વિપ્રિય વાક્ય જ શ્રવણે સુણી, સ્નેહે આવી કરુણા ઘણીઃ
પ્રકૃતિ માનુષી પ્રભુ આશ્રયા, પ્રાકૃત પરેં પ્રવચન કહ્યાંઃ ૩૫
"કયમ સંકર્ષણ જિત્યા જાય, અજે સુરાસુર પન્નગ માંય ?
"શાલ્વ અલ્પ પિતામુજ ગ્રહે, વિધિબલવાન સહુ જન કહે." ૩૬
ઇશાં વચન જાંહાં કહ્યાં ગોપાલ, શાલ્વ ત્યાંહાં આવ્યો તત્કાલ;
કેશપાશ સાહ્યા વસુદેવ, કૃષ્ણ પ્રત્યે ઉચરિયો એવઃ ૩૭
"હમણાં હણું તાહારો તાત, જે અર્થે જીવ્યો સહભ્રાત."
માહામાયાવી મસ્તક છેદ, વલિ પુર માંહે પેઠો વિછેદ. ૩૮
મુહૂર્ત માત્રે ટલ્યું તે સહુ, માયા જર્માનિર્મિત જે બહુ,
યદુપત્ય જેયું જ્ઞાને કરીઃ "એ માયા અદ્‌ભુત આસુરી." ૩૯

---

૩૦ હરિ. ૩૧ કે. ૩૨ એશું. પ્રથા. સૂરાતને. મુખેં. પ્રભૂ પ્રાકૃતની. ૩૬ જીત્યા. અજે. અસુરાસુર. વિવિધ. ૩૮ તહારો. ૩૯ યદુપત્યેં. યમ. પે. બહુ.

## પૂર્વછાયો

રાજા પ્રત્યે શુક કહેઃ "કેચન ઋષિમત એહ,
"કયમ મોહે જ્ઞાનૈકધન, સદા અખંડિત જેહ?" ૪૦

## ચોપૈ

શ્રીકૃષ્ણે મૂકી બહુ બાણ, શતધા શૌભ કર્યું નિર્વાણ,
પાણી માંહે પડ્યું પુર તદા, શાલ્વ સજ થયો કરે ગદા. ૪૧
મૂક્યું ચક્ર ચડી અતિ રીશ, હેલા સકુંડલ હરિયું શિશઃ

દંતવક્ત્ર ભ્રાતા શિશુપાળ, કરે આયુધ આવ્યો તત્કાળ. ૪૨
વેર વાલવા બાંધવ તણું, યદુપતિશું યુદ્ધ કીધું ઘણું;
પછે મૂક્યો ગદાપ્રહાર, હરિને લાગો નહિ લગાર્ય. ૪૩
ગોવિંદે મૂકી માહા ગદા, પરલોકે પમાડો તદા,
અંગ થકી જે જ્યોત્ય નીકળી, જૈ માધવમુખ માંહે ભળી. ૪૪

તેહેનો ભ્રાતા વિદૂરથ જેહ, આયુધ લીધે આવ્યો તેહ;
કૃષ્ણે શિશ સુદર્શને હર્યું, ઇમ અરિદલનું આણ્યૂ શરૂં. ૪૫

પુષ્પવૃષ્ટિ સુર સહુકો કરે, જન સઘલા "જયજય" ઉચ્ચરે;
નટ નાચે, ગુણ ગાંધર્વ ગાય, પુરુષોત્તમ આવ્યા પુર માંહ્ય. ૪૬

યુદ્ધોદ્યમ કુરુપાંડવ તણો, કલહ કુટુંબે વાધ્યો ઘણો;
સંકર્ષણે તે વાર્તા સૂણી, તીર્થયાત્રા ગ્યા તે ભણીઃ ૪૭
માહાનુભાવ મનિ કર્યો વિચારઃ "હરિ હરશે ભૂતલનો ભાર."
મધ્યસ્થ માટે રહ્યા નકી ત્યહાં, સ્વજન દુઃખ નવ જાયે સહ્યાં. ૪૮

---

૪૦ શ્રી શુક. રૂષી. અખંતિ. ૪૧ શોભ. કરયો. ૪૨ શકુંડલ. હરયું. ૪૩ પણ હરીને. ૪૪ તે પરલોક. ૪૫ શીસ. ૪૬ એમ. પુષ્પવ્રષ્ટી. સંઘલા. પૂર માંય. ૪૭ કુટંબ સંકર્ષ. તે. ૪૮ મને. હરસે. મધ્યસ્ત.

દુર્યોધન દાધો મન માંહ્ય, જોતાં યાગ યુધિષ્ઠિર રાય,
પાપ તણી મતિ આવી યદા, દુષ્ટ ચતુષ્ટજી તેઓ તદા. ૪૯
શકુની, દુઃશાસન બહુ બૂડ, કર્ણ, સુયોધન માંડ્યું કૂડ.
રાજા તેડી રમિયા દ્યૂત, કપટે જિતી સકલ વિભૂત. ૫૦
પાંચે પાંડવ કીધા દાસ, પછે દ્રૌપદી તેડી પાસઃ
સભા માંહે દુઃશાસન દુષ્ટ, કાઢ્યાં વસ્ત્ર કઠન પાપિષ્ટ. ૫૧
પાંચાલી સમર્યા શ્રીકૃષ્ણ, વસ્ત્ર રૂપે તે આવ્યા વિષ્ણુ;
અષ્ટોત્તરસો અંબર થયાં, તો પાપી પરભવતા રહ્યા. ૫૨
બાર વરસ વરિયો વનવાસ, હાર્યૂં પાંડવે, હર્ષ્યા દાસઃ
વરસ બાર વન માંહે વસ્યા, કોણ પ્રકારે ઇણી પસ્ય કસ્યા. ૫૩
તોહે ધર્મ ન છાંડ્યો ધીર, વિષ્ણુભક્ત તે પાંચે વીરઃ
શ્રીનાયક ત્યાંહા કરે સાહાય, વિઘ્ન તણે શિર પાડ્યો પાય. ૫૪
વરસ તેરમે ગ્યા વૈરાટ, પ્રચ્છન્નગતિ રયા તિણ માટઃ
ભીમે કર્યા કીચક હણ્યા, પ્રકટ પ્રાક્રમ કીધાં ઘણાં. ૫૫
કૌરવ દક્ષિણ ગૌગ્રહ કરી, કુરંગ જમ જિત્યો કેશરી.
વરસ ચૌદમે વેરે વલ્યા, બીજે આવ્યા ખાંડાં કઢ્યાં. ૫૬
કૌરવદલ ક્ષોહિણી અગિયાર, ભીષ્મ દ્રોણ શરખા ઝુઝાર;
પાંડવ ક્ષોણી સંક્ષા સાત, પરમ વીર તે પાંચે ભ્રાત. ૫૭
જમલાથા આવ્યા જગદીશ, કાલ રૂપેં અતિ કોધી રીશઃ
માંહોમાંહે કર્યો સંઘાર, આવટ થ્યો ક્ષોણી અઢાર. ૫૮
પાંડવ પાંચ રયા તે માંય, જેહને યદુપતિ કરે સાહાય,
જે અર્થે લીધો અવતાર, ભૂધરે ભૂ ઊતાર્યો ભાર. ૫૯

૪૯ યુધિષ્ઠર. ચતુષ્ટજી. ૫૦ દુશ્યાશન. બૂં. રમયા. દૂત. જીતી. ૫૧ દ્રુપદી. દાસં. પાપીષ્ટ. ૫૨ પંચાલી. વિષ્ન. ૫૩ વરયો. ઇણીપેરે. ૫૪ વિષ્નૂં. ભક્ત. ૫૫ તેણે. પ્રગટ. ૫૬ યમ. જીત્યો. પોજે. પાંડયાં. ૫૭ અગ્યાર. સાત.

રામ પછે આવ્યા પરભાસ, દેવ, પિતૃ, ઋષિ પૂરી આશ;
સિદ્ધક્ષેત્ર, પ્રાચી સરસ્વતી, પરવરિયા આવ્યા દ્વિજ યતિ. ૬૦
નાહાંના વડાં જે તીરથ માત્ર, પદસ્પર્શે કીધા સહુ યાત્ર;
યમુના, ગંગા યદુપતિ ના'ય, મહીધર આવ્યા નૈમિષ માંય. ૬૧
દીર્ઘ સત્ર કરે ઋષિ જિહાં, કથા કૃષ્ણની હોએ તિહાં,
ઉઠ્યા ઋષિ દેખી બલદેવ, પ્રેમેં પૂજા કીધી એવ. ૬૨
અર્ઘપાદ્ય નેં આસન, માન, ભક્તિભાવે તોષ્યા ભગવાન.
બેઠો થો ઉઠ્યો ન વિવેક, રોમહરષણ આવ્યો અવિવેક. ૬૩
ચઢ્યો કોપ સંકર્ષણ ઘણો, હાથે ઝાલતાં કુશરૂં હણ્યો;
સંઘલે હૈયા હાહાકાર, બ્રાહ્મણ કીધૂં અસુખ અપાર: ૬૪
"બ્રહ્માસને એ થાપ્યો અહીં, રામ! કર્યો અતિ અન્યા તહીં,
"સ્મૃતિ, પુરાણ ભણિઉ ઇતિહાસ, શિષ્ય વિશેષેં વેદવ્યાસ." ૬૫
"યદ્યપિ પ્રતિલોમજ, દ્વિજ નહી, બ્રહ્મહત્યા એ સરખી, સહી.
"પ્રાયશ્ચિત્ત આચરજે આજ, કરુણા લોકહિતારથ કાજ. ૬૬
"સરજે, પાલેં ને સંહરે, અવસરેં, સૃષ્ટ્ય અનેરી કરે,
"લાગે નહી તુજ લવલેશ, ધર્મસેતૂ રાખો દેવેશ!" ૬૭
રામ કહે: "હૂં એ આચરૂં, મુનિવર! કહ્યૂં તમારૂં કરૂં:
"કાહો તો જીવાડૂં એહનેં, દીર્ઘ આયુ હોએ એહને." ૬૮
ઋષિ કહે: "શસ્ત્ર મુંક્યૂં તમે, પછે પ્રાર્થના કીધી અહો,
"એકવાક્યતા થાએ આજ, કાજ તે જ હોએ માહારાજ!" ૬૯
પુત્રપિતામાં અંતર નહી, સૂત થાપ્યો શ્રી રામે સહી,
સરખી વિદ્યા આયુ પ્રમાણ, પુનરપિ વાંચે તેહ પુરાણ. ૭૦

૬૦ આસ. પરવરયા. ૬૨ ચત્ર. જીહાં. તીહાં. ઉઠી. કેરી. ૬૩ વવેક. ૬૪ સંઘલે. ૬૫ પૂરાંણ ભણ્યું. વિવિષેં. ૬૬ સારષીં. સહસ્ત્ર. પ્રાયશ્ચિત. આચરયો. ૬૭ સંહારેં. કરી (કરે ને ભડકે). તમને. દિવેશ. ૬૮ મુંનીવર. કહું. ૬૯ ઋષી. પ્રથંન્યું. ૭૦ પૂત્ર. સારષી. મુંનીવર. સંકર્ષે. તીહાં. ઋષીરાજ.

"વાત કહો'કાંઇ મુનિવર ! તણી, સંકર્ષણ કહેઃ સારુ અહી."
વલતા તિહાં બોલ્યા ઋષિરાજઃ "સ્વામી ! એક અમારે કાજ. ७१
"ઇલ્વલનો સુત બિલ્વલ દુષ્ટ, પર્વણી તે આવે પાપિષ્ટ;
"રુધિર, પૂય આમિષની વૃષ્ટય, કરી હોએ તતકાળ અદૃષ્ટ. ७२
"હલધર ! હેલાંએ તેહ હણો, માહ્રા મનોરથ એ અમ તણો;
"બાર વરસ પ્રાયશ્ચિત્ત આચરુ, ભરતખંડનાં તીરથ કરુ." ७३

પર્વણી આવ્યો, ઉઠ્યો વાય, રુધિર વૃષ્ટિ થૈ આશ્રમ માંય;
આમિષ પૂય તણી થૈ ગંધ, આવ્યો બિલ્વલ આયુધસંધ્ય. ७४
હલમુસલ સ્મરિયાં શ્રી રામ, આકર્ષી આણ્યો તે ઠામ;
મુશલ માર્યું માથા માંહ્ય, ગયા પ્રાણ પડિયો મહાકાય. ७५
મુનિવર પૂજ્યા બલ શ્રીમાન, આપી કમલમાલ અમલાન;
ઉધરાવ્યાં અંબર, આભરણ, ચાલ્યા તીરથ પાવન ચરણ. ७६
સઘલા દ્રહ દીઠ દશ માસ, પુનરપિ વળી આવ્યા પ્રભાસ;
વિપ્રવચન સાંભલિયૂં એમઃ કૌરવ પાંડવ ઝુઝે જેમ. ७७
ભીમ સુયોધન જાણી સુધ, કુરક્ષેત્ર વારવા વિરુદ્ધ;
આવ્યા સંકર્ષણ તેણી વાર, યુધિષ્ઠરાદિક કર્યો જૂહાર. ७८
ગદાયુધ માંહોમાંહે કરે, રીસ આગલી ઉરવરે ધરે;
એકને શિક્ષા, એક બલ ઘણૂં, વાર્યૂં વીર ન કરે આપણૂં. ७९
વૈરેં રહે નહી વઢતા થકા, રામદેવ આવ્યા દ્વારકા;
યાદવ તે સાહામા ગ્યા સહુ, પુનરપિ ઉત્સવ વાધ્યો બહુ. ८०
વલી નૈમિષ આવ્યા શ્રીરામ, દંપતિ યાગ કરેવા કામ;
ઋષિ સઘલા તિહાં ઋત્વિજ વર્યા, યાગ તિહાં ઘણ યદુપત્ય કર્યા. ८१

७२ સૂત. પાપીષ્ટ. આમીષની. ७३ હણો('હણ્યો'ને બદલે) ભૂતકાળના રૂપની ભ્રાંતિ, વિશેષ માટે જુઓ ટીકા. વસ. ('વરસ'ને બદલે મૂલમાં) પ્રાયશ્ચીત. ભરતખંડને. ७४ વૃષ્ટી. ७५ સ્મરયાં. મુસલ. પડયો. ७६ મુનીવરેં. આભર્ણં. ચર્ણં ७७ સંઘલા. દ્દહ. પુનરપી. સાંભલીયું. ७९ શિખ્યા કરો કરે' ને બદલે ८१ નૈમિષે. રૂષી. તીહાં. યદુપતે.

પછે અવભૃથ કીધું સ્નાન, તે ઉપરથે આપ્યાં બહુ ધન;
સપત્નીક આવ્યા તિહાં થકા, દિન કેટલે પોહોતા દ્વારકા.   ૮૨

### પૂર્વછાયો

વિપ્ર એક વિઠલ તણો, સખા સુદામા નામ,
સીદમાન કુટુંબશૂં વાસેં વસે પુર ગ્રામ.   ૮૩

### ચોપૈ

યથાલાભ સંતોષી તેહ, ઇંદ્રિય સઘલાં દમિયાં દેહઃ
વેદપારગ અને વિરક્ત, શમદમસાધન શ્રી હરિભક્ત.   ૮૪
પતિવ્રતા છે તેહની નાર, મલીન વસ્ત્ર, ક્ષુત્ક્ષામ અપારઃ
ઘરે દળિદ્ર ઘણૂં ચલ ચંત, એક વાર વીનવિયો કન્ત.   ૮૫
હર્ષે કહે જોડીને હાથઃ "તુઝ સ્વામી શ્રીપતિ, સુણ્ય નાથ !
"વળી વિશેષે દેવબ્રહ્મણ્ય, શરણાગત તે સદાશરણ્ય.   ૮૬
"કરે રાજ્ય દ્વારકા મઝાર, સોલ સહસ્ત્ર શ્રી સરખી નારઃ
"સાઠ્યલક્ષ સુત સુભટ સુધીર, છપ્પન કોટિ કુલ યાદવ વીર.   ૮૭
"નવ નિધિ, અષ્ટા દશ સિધ્ય, મેહેંજે પૂરે સકલ સમૃધ્યઃ
"સુરતરુઅર, સુરભી ઘરે બહુ, દેવ અસુરનર સેવે સહુ.   ૮૮
"ચરણકમલ જે જન અનુસરે. સેહેજે આપ સરીખા કરેઃ
"તેહને જો જાચો તિહાં જઈ, નિશ્ચે તો ના કે'શે નહી.   ૮૯
"દેશે દ્રવ્ય હશે, ભલ ભદ્ર, હેલાં હરિ હરશે દાલિદ્ર."

વિપ્ર પ્રિયા પ્રારથિયા થકા, મન કીધૂં જાવા દ્વારકા;   ૯૦
"પરમ લાભ તાં પેહેલૂં એહ, શ્રી નાયક દેખૂં સ્વદેહઃ
"ઘર માંહિ કાંઈ થોડૂં ઘણૂં, ભૂધર કાજ અછે ભેટણૂં ?"   ૯૧

---

૮૨ ઉપરથે એહુ. તીહાં. ૮૩ વિઠલ. સીદમાંનશું કુટંબસુ. વાશે. પૂરગ્રામ. ૮૪ ઇંદ્રીય. સમદમ. ૮૫ ચિત્ત('ચંત'ને બદલે). પતિવ્રતા. ચિત. વીનવીયો. ૮૬ બ્રાહ્મણ્ય. સરણાગત. સદાસરણ. ૮૭ સરખી. સૂભ. સધીર. ૮૫ કેરી. ૯૦ હસે. હરસેં. ૯૧ ભુધર.

વસ્ત્ર વસ્ત્રથી જન્મ્યા જેતલા, મુષ્ટિ ત્રણ્ય પૃથુક તંદુલાઃ
આપ્યા વસ્ત્રે વીંટી કરી, ચાલ્યો; પગ ચિંતવતો હરિઃ ૯૨

પૂર્વછાયો

"હું દર્શન શ્રી કૃષ્ણનું, મું કિમ હોશે કુચેલ !
"જલધર વડે ગંગજલ માંહિ વાલિઆ મેલ. ૯૩
"દુઃખી દલદ્રી હું કિહાં ? કિહાં એ પુરુષ પુરાણ ?
"અખિલ જંતુનો આતમા, મન સાખી, માહા જાણ. ૯૪
"કોડિ ગમે તિહાં કાઢીઆ, મંદિર સહસ્ર મોલ,
"બ્રહ્માદિક નિહાં વારીએ, કિમ પામું તે પોલ ? ૯૫
"સુર બ્રહ્મણ્ય સહુ કહે, દીનાનાથ દયાલ,
"શીખામણ દીધી હશે, નહી રાખે રખવાલ. ૯૬
"કયમ જાણીશ કેશવ કિહાં હમણાં મંદિર માંય ?
"જે ધસું હું જાઇશ સહી, મલશે મન ઉત્સાહ." ૯૭

ચોપ

એમ ચિંતવતો આવ્યો દ્વાર, રખવાલે મૂકિયો મઝાર;
કીધો મંદિર માંહિં પ્રવેશ, તિહાં બેઠા દીઠા દેવેશ. ૯૮

પર્યંકે પાખલ્ય સહુ પ્રિયા, સોલ સહસ્ર જે શરણી સ્ત્રિયા,
માહા મનોહર, મેઘશ્યામ, સુંદર કોટિ શરીખા કામ. ૯૯
ચ્યારે બાહુ શંખ, પંકજ, ગદા, સહિત સુદર્શન સોહે તદા,
કૌસ્તુભ મણિ કંઠે શ્રી રંગ, સર્વાભરણ વિભૂષિત અંગ. ૧૦૦
પીત વસ્ત્ર કીધાં પરિધાન, કોમલ વિદ્યુત તેજ સમાન.
દૂર થકો જવ દીઠો વિપ્ર, શ્રીહરિ સાહામા ચાલ્યા ક્ષિપ્ર. ૧૦૧

---

૯૨ પેતલા. મુષ્ટી. પ્રથક. ચીનવતો. ૯૩ 'સુંદરીન કૃષ્ણનું' (માપ ઓછું છે.) ૯૪ દાલદ્રી. કીહાં. પૂરાંણ. અખિલ. ૯૫ ગનેં સદેસ. ૯૬ બ્રાંમણ્ય. હશે. રખવાલ. ૯૭ મલસે. ૯૮ ચીતવતો. મૂકયો. દિવેસ. ૧૦૦

આવીને અતિ પ્રેમે મળ્યા, ટાઢક વળી, શોક સહુ ટળ્યા,
જમ સદામા નરહરિનેહ, તેથી કોટિ ગણો હરિ તેહ. ૧૦૨
નયનાનંદ વહે જલ તત્ર, મધુસૂદન મુનિવર માહા મિત્ર,
બાંહે ધરી બેસાર્યો ઢોલ, ઉપરથ પૂછયા અમૃત બોલ. ૧૦૩
ચરણકમલ; અવનેજન કર્યું, ધરણીધરે તે મસ્તકે ધર્યું,
બાવન ચંદને ચર્ચા અંગ, ધુપ દીપ, તંબોલ સુચંગ. ૧૦૪
સ્વાગત કીધા સર્વાધાર, વાય વ્યંજન સૌખ્યાદિક સાર:
"ભલે પધાર્યા મુનિવર! તમે, આજ કૃતારથ કીધા અમે." ૧૦૫
સંભારી ગુરુકુલની કથા, શિષ્ય થકા જે રમતા યથા:
"શરપણાર્થ આપણ એક વાર, મુનિ મોકલ્યા વન મઝાર. ૧૦૬
"મેઘ ઘણા, ખૂંચે પગ મહી, નિશા થઇ, દિશ દીસે નહી,
"રાન માંહેં રહ્યા ત્યાંહાં રાત, પછે ગુરુ આવ્યા પરભાત. ૧૦૭
"દયા ઘણી આણી ઋષિરાય, પ્રેમે લઇ આવ્યા પુર માંહે,
"તેથી આપણ ઉપરથ સ્નેહ, અધિકા ધરતા અનુદિન તેહ. ૧૦૮
"કહો ભાઈ! ભલ કુલની નાર, પરણ્યા અથવા અછે કુઆર;
"ભોજાઇયે અમને ભેટણું, કાંઇ આપ્યું છે થોડું ઘણું." ૧૦૯
સમૃધિ દેખી સર્વાધાર, મુનિવરને મને લાજ અપાર;
સહુ આપણપે ઢાંકી રહ્યા, અલ્પ જાણી કાંઈ નવ્ય કહ્યા. ૧૧૦

પૂર્વછાયો

આદિત્ય આગર્યે આરતી, લેહેરીહરને લૂણ;
કરે કથીરહ કનકગિરિ, ભલપણે ભેટણુ કૂણ? ૧૧૧

---

ટૌસ્ત. સર્વાભર્ણ. ૧૦૩ મધસૂદન. મુંનીવર. ૧૦૪ અવનેજલ. સુઅંગ. ૧૦૫ શાર. મુંનીવર ૧૦૬ શ્રપણાર્થે. મુનીજી. મોકલ્યા. ૧૦૭ પૂચે. નીશા. દીશે. આવયા. ૧૦૮ ઋષીરાય. ઉપરથે. ૧૦૯ અમે. ૧૧૦ મુનીવરને. ૧૧૧ કનકગીરી કોણ

## ચોપૈ

કૃષ્ણ કહેઃ "કાં લાજો તમે? સ્નેહે સંતોપાશું અમે;
"અતિ પ્રીતે અણુ આપ્યું જેહ, અદ્રિ થકૂં મૂલ અધિકૂં તેહ. ૧૧૨
"અભક્ત જે આપે અતિ ઘણું, કાંઈ ગ્રહ્યું નહી તેહજ તણું,
"મન માંહે મ કરો વિચાર શું લાવ્યા છો કહો તે સાર? ૧૧૩

## શ્લોક

"किमुपायनमानीतं, ब्रह्मन् मे भवता गृहात्।
अण्वप्याहृतं भक्तैः प्रेम्णा भूर्येव मे भवेत् ॥ ११४ ॥
भूर्यप्यभक्तोपहृतं न मे तोषाय कल्पते । ११५ ॥
पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ॥
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ ११६ ॥

## ચોપૈ

હરિ જાણે હઇયાની વાતઃ "નિશ્ચે નિસ્પૃહ માહારો ભ્રાત,
"સ્ત્રીપ્રેર્યો આવ્યો શ્રીકામ, તો હું પૂરૂં એહેની હામ." ૧૧૭
ઇશું વિચારી માગે નાથ, વિપ્રેં ચીડાએ ઢાંકયો હાથ;
પૃથુક તંદુલા હુતા જેહ, પરાણે તાણી લીધા તેહ. ૧૧૮
મૂકી મુષ્ટિ વદન મઝાર, ત્રિભુવન તૃપ્ત હવૂ તેણી વાર;
ભૂધર બીજી ભરતા જશે, કર સા'યો કમલાદે તશે. ૧૧૯

## શ્લોક

एतावतालं विश्वात्मन् सर्वसंपत्समृद्धये।
अस्मिँल्लोकेऽथवामुष्मिन्पुंसस्त्वत्तोपकारणम् ॥ १२० ॥

## પૂર્વછાયો

બ્રાહ્મણ રાત્ય વશો તિહાં, ભલ પથ્ય ભોજન પાનઃ
સુખશય્યા પોહોડિયો, માધવ દીધૂં માન. ૧૨૧

---

૧૧૨ સંતોષાસૂં. અદ્રી. થકું. ૧૧૭ હરી. જાંણે. ૧૧૮ વિપ્રે. પ્રથુક. ઙુકુવા હુતા. પ્રણ્રિ. ૧૧૯ મુશ્ટી. ત્રિભોવન. તપ્ત. ભરસે યસી. તસી. ૧૨૧ વશો. પરેં

## ચોપૈ

વાહાણે વાડવ ઉઠી કરી, પ્રેમ સહિત પ્રણુમ્યા પગ હરિ,
માગી આજ્ઞા મધુપુર તણી, ભૂસુર ચાલ્યો મંદિર ભણી. ૧૨૨
ધરણીધરે ધન આપ્યૂં નહી, વિપ્રે પણ વાર્તા નવ્ય કહી,
ગ્રીડિત થકો વિચારે અશૂંઃ "ધરશેં ધરણીને કેહેશૂં કિશૂં?" ૧૨૩
ચિંત્યાતુર થ્યો ચાલ્યો વાટ, અંગે નવ્ય આણ્યો ઉચાટ.
"અહો ભાગ્ય તાં મોહાટું એહ, નારાયણશૂં કીધો નેહ। ૧૨૪
"કિહાં દુઃખી દલિદ્રી? અંગ, કિહાં કમલાપતિ શ્રી શ્રીરંગ?
"માહા મલી સમ મુઝને મલ્યા, લેશ દોષ બહુ ભવના ટલ્યા. ૧૨૫
'શ્રિયા જુષ્ટ જે સુંદર સેજ, હાથે કરી સુઆર્યો હેજ,
"વાય વ્યંજન વૈદર્ભી ધરે, પરિચર્યા પુરશોત્તમ કરે. ૧૨૬
"પગ પખાલ્યા, આપ્યાં પાન, સંવાહન મર્દન શ્રીમાનઃ
"ભોજન, ઉપલેપન બહુ ભક્ત, સ્વહાથેં કીધું સહુ સુક્ત. ૧૨૭
"દેવ તણી પરેં પૂજ્યો દેવ, સુર તેત્રીશ કરાવ્યા સેવ;
"મુઝને કરુણા કીધી ધણી, ત્રિકમે ધન નાપ્યૂં તે ભણી. ૧૨૮
"અધની ધન પામ્યો જેટલે, અનેક મદ આવ્યો તેટલે;
"માધવેં જાણ્યૂં માહ્રાં ચરણ, સ્મરણ ચલે ધને અંત કરણ." ૧૨૯

એમ ચિંતવતો આવ્યો તિહાં, નિજ મંદિર હરિ નિર્મ્યાં જિહાં;
સુંદર સૂર્યકોટિપ્રકાશ, ખૂંપ સદા દરિ ઇશા અવાસ. ૧૩૦
કણ્ય કોટિ કોશીસાં ધર્યાં, માંહેં અમૂલક માણિક જડ્યાં;
રત્નસ્થભ મણિ જડિત્ર કપાટ, મનોહર મંડપ વિચવિચ વાટ. ૧૩૧
કર્ણુવારિઆ ઠાકુર ઠાર, વળી અનોપમ વંક દુઆર,
બારે બહૂ રહે રખવાલ, ચતુર ચાલવે સઘળી ચાલ. ૧૩૨

શય્યાએં. પોઢાડયો. માધવેં. ૧૨૨ વ્યહાણેં. સહીત. ૧૨૩ ગ્રીડીત. કીશું. ૧૨૫ દાવદ્રી. ૧૨૬ હલાપતિ. માહામલીસમ મુઝને મલ્યાં. ૧૨૬ શેજ. પુરષોતમ. ૧૨૮ શેવ. ત્રીકમે. ૧૩૦ ચીતવતો. સૂદર. ૧૩૧ જડીત્ર. વિચેં વિચે. ૧૩૨ સંઘલી.

હરિમંદિર પાખલ્ય પડસાલ, વિપ્ર ભોજ્ય તિહાં કરે વિશાલ;
યજ્ઞકર્મ બહુ યાજનકર્મ, ધર્મથી સહુ ચલાવે ધર્મ. ૧૩૩
સકલ સમૃધ્ય ભર્યા ભંડાર, ગણતાં પુરષ ન પામે પાર;
ઉપવન, વાડી ને ઉદ્યાન, સુરતરુઅર તિહાં શોભામાન. ૧૩૪
અનેક પુરુષ તિહાં ઉભા બાર, રંભા સમ સુંદરી મઝાર;
ઈશું ભુવન દેખી મનિ ચક્યોઃ "અદ્‌ભુત, હૂં આવ્યો કિહાં થકો? ૧૩૫
"ઈંદ્રભુવન અથવા કૈલાસ, અથવા બ્રહ્મસદનનો વાસ;
"અથ સોહોણૂં, અથ સાચૂં એહ." સુદામા પામ્યો સંદેહ. ૧૩૬

વાડવ ઇમ જ્યાં કરે વિચાર, માંહેં થકી આવી નિજ નાર;
સખી સહસ્ર સાથે પરવરી, લક્ષ્મીની પરય લીલા ધરી. ૧૩૭
નયણે તિણ નિરખે નિજ નાથ, સ્તુત્ય કરીને જોડ્યા હાથઃ
"તમને તૂઠા ત્રિભુવનધણી, સકલ સમૃદ્ધ્ય આપી તે ભણી." ૧૩૮
હરિણાક્ષી સાહી પતિહાથ, મંદિર માંહેં પધરાવ્યો નાથ;
પંચ શબ્દ વાજે નિર્ઘોષ, કરે વાડવ બ્રહ્મઘોષ. ૧૩૯

વાસુદેવની પૂજા સહિત, ભોગ ભોગવે ભાવરહિત;
નાશવંત જાણી નવ્ય ગ્રહે, ઉદાસીનથો અલગો રહે. ૧૪૦
યાગ કરી, જગદીશ્વર યજ્યો, ભક્તિભાવે અતિ પ્રેમે ભજ્યો;
કેતલે કાલે હવૂં તે મરણ, પામ્યો પછે ચતુર્ભુજચરણ. ૧૪૧

રામયાત્રા, ભારતકથા, શાલ્વ, શ્રીદામાની તથા,
બેહેંતાલીસસો આડત્રીશે, કેશવદાસ કથા અનુક્રમે. ૧૪૨

ઇતિશ્રી માહાભાગવતે મહાપુરાણે દશમસ્કંધે શ્રીકૃષ્ણક્રીડાયાં 'શાલ્વવધ, ભારતકથા, રામયાત્રા અને સુદામાકથા' એ નામનો અષ્ટત્રિંશત્તમઃ સર્ગ સમાપ્તઃ

---

૧૩૩ ભોજ્ય. ધર્મેથી. ૧૩૪ પુરુષ. સોભામાંન. ૧૩૫ પુરુષ. દેખી. મને. ૧૩૬ સદામા. ૧૩૭ પર્વરી. પરખે ૧૩૮ તેણે. ત્રિભૂવન. સુક્તિ('સ્તુત્ય'ને બદલે). ૧૪૦ સહીત. રહીત. ૧૪૧ કરિ. યગદીશ્વર. મર્ણે. ચર્ણે. બેહેતાસરો. આડત્રીસમે કેશવદાસ.

# સર્ગ ૩૯ મો

## દેવકીના મૃત પુત્રોની પ્રાપ્તિ, સુભદ્રાહરણ, બહુલાશ્વ અને શ્રુતદેવનું આતિથ્ય અને ત્રિદેવમાં હરિની શ્રેષ્ઠતા

### ચોપૈ

એક વાર દ્વારકા મઝારય, વાસેં વસતા રામમુરારય,
રવિપરાગ આવ્યૂ માહા પર્વ, યાત્રાને જન ચાલ્યા સર્વ. ૧
આનકદુંદુભી ને ઉગ્રસેન, સપરિવાર હરિ સઘલૂ સેન,
કલત્ર, પુત્ર, બહુ મિત્ર સમેત કમલાપતિ આવ્યા કુરુક્ષેત્ર. ૨
રામે માહા હ્રદ કીધાં સ્નાન, બ્રાહ્મણને બહુ દીધાં દાન,
સગાં સમંધી નાના નાત મલિયા જન જે આવ્યા યાત્ર. ૩
પાડવે પ્રણમ્યા પરમાનંદ, આલિંગન પામ્યા આનદ;
કુતી, કૃષ્ણુ અને વસુદેવ, માતા દેવકી મલિયા એવ. ૪
મોક્ષ સહસ્ર સાથેં રુકિમણી, કૃષ્ણે પૂજા કીધી ઘણી,
વિવાહેં તણી વાર્તા સેં કરી, જમ જમ જેહેંને પરણ્યા હરિ. ૫
નંદ, યશોદા, ગોપી, ગોપ, યદુપતિ મલિયા રૂડે જોપ,
ઘણા કાલના વિરહે વસ્યા, શોક સકલ હરિદર્શનિ હર્યા. ૬
જ્ઞાનકથા ગોપીને કહી, વચનામૃતે અતિ નિશ્ચય થઇ,
વાસુદેવ ત્યાહીં કીધા યાગ, યજ્યા જગદ્ગુરુ સકલ વિભાગ. ૭

પુનરપિ દ્વારાવતી આવિયા, સજન સહિત ભલા ભાવિયા,
ઋષિને મુખેં હરિમહિમા સુણ્યો, માતપિતામનિ આવ્યો ઘણો. ૮
પરમેશ્વર જાણ્યા નિજ પુત્ર, કર જોડી સ્તુત્ય કીધી તત્ર.
"આદીપનિસુત આણ્યા થકી, સુણો કૃષ્ણ !" કહે દેવકી. ૯

---

૨ ઉગ્રસેન. સઘલુ શેન. પૂત્ર. 'બેહુ' (બહુને બદલે) કુરુક્ષત્ર ૩ 'બેહુ' ('બહુ'ને બદલે) સમધી ૫ યમ યમ યેહનો. ૬ યશોદા. મલયા. કાને. ૭ નિમત. વાસુદેવે. ૮ યાવયા. ભાવયા. ૯ પૂત્ર સાદીપીનસુત

"કંસે ૭ બાળક મુજ હણ્યા, તમ પેહલું મેં જે જે જણ્યા,
"એક વાર તે દેખૂં કયમે? ત્રિહૌં લોકથી આણુ તહ્મે." १०

રામકૃષ્ણ ચાલ્યા તત્કાલ, પાણીવલે પોહોંતા પાતાલ,
જૈ ઉભા બિહુ બલિને બાર, પ્રતિહાર પાઠવ્યો મુઝાર. ११
શ્રી હરિ સાહોંમો આવ્યો રાય, પ્રણમીને પધરાવ્યા માંહ્ય,
અર્ઘ્યપાદ્ય આસન વિસ્તરી, પાગ પખાલી પૂજા કરી. १२
અવનેજન શિર લીધું આપ, ઇંદ્રસેન હોયો હતપાપ;
દાસભાવે સમર્પ્યું સર્વ, આગે મનથી ગ્યો સહુ ગર્વઃ १३
"ભલે પધાર્યા ત્રિભુવનરાય! સ્વામી! કાંઇક કહીએ કાજ?"
વલતા હસી વદ્યા ભગવાનઃ "સાંભલ્ય સેવક બલ્ય રાજાન! १४

પૂર્વછાયો

"ધાતા ધી ઉપરય થૈ એક વાર કુદૃષ્ટય,
"મરિચિના ૭ સુત હતા, શાપ્યા કરતા દૃષ્ટયં. १५

ચોપૈ

"સ્મર, ઉદ્ગીથ, ઘૃણી, પરિષ્વંગ, ક્ષુદ્રભૃત ને પછે પતંગ,
"હિરણ્યકશ્યપના હૌઆ પુત્ર, યોનિ આસુરી આવ્યા તત્ર. १६
"માયાએ આકર્ષ્યા એહ, ઉદર દેવકી આવ્યા તેહઃ
"કંસે તે હણિયા તત્કાલ, વલી પછે આવ્યા પાતાલ. १७
"તે ઇહાં આણી આપો તહ્મે, મૃત્યલોક લૈ જાશૂં અહ્મે;
"પછે સ્વર્ગે જાશે સ્વસ્થાન, ભક્તિ હશે" ઇમ કે' ભગવાન. १८

તે આણી આપ્યા તિહાં થકા, રામકૃષ્ણ ચાલ્યા દ્વારકા,
દેવકીને લૈ આપ્યા તેહ, સુત દીઠા, વાધ્યો અતિ સ્નેહ. १९

१० કશી. દેખૂં. આણ્યા. ११ ઉભા છે. બેહુ. १२ અર્ઘપાદ. પપાલી. ઇદ્રશેન. १३ સમપ્યું. १४ હશી. શેવક. १५ ધાતાનેં. મરીછના. દ્દષ્ટ. १६ ઘ્રણી. ક્ષુદ્ર-ભ્રાત્ય. પુત્ર. १७ હણ્યા. १८ તે આણીને. શ્વર્ગે. જાસે. હસે. કે.

ધરી ઉત્સંગ, ધવરાવ્યા થાન, ભુક્તશેષ પીધો ભગવાન.
વિષ્ણુપ્રસાદિ વસ્યા સ્વર્લોક, શ્રી હરિ ટાલ્યા સઘલા શોક. ૨૦

એકવાર અર્જુન અવિ માહેં, અખિલ તિરથ આવ્યો અવગાહેં
પ્રભાસે યાડવ વાર્તા કહી, ફાલ્ગુને મનિ માની સહી ૨૧
"વસુદેવ-સુતા સુભદ્રા જેહ, દુર્યોધનને દેશે તેહ"
ઇચ્છા થૈ તે કન્યા તણી, ચચલ ચાલ્યો યદુપુર ભણી ૨૨
થીયો ત્રિદંડી તતક્ષણ તિહાં, મા'નુભાવ મઠ માહે રહ્યા,
યાત્રાએ જન આવે સહુ જ્ઞાન-વાર્તા બોલે બહુ ૨૩
કપટે કરે જતિના કર્મ, માધવ વિણ કો ન લહે મર્મ
બલદેવેં આદરશૂ એહ, ભિક્ષા કરવા તેડ્યો તેહ ૨૪
બેસારી આસનેં ભગવાન, ભોજન કરાવિયા અતિ માન,
બેન સુભદ્રા પીરશે અન્ન, જોતા યતિ ચૂકવિયા મન ૨૫
કરી કટાક્ષ ઇમ કહે કૃષ્ણ "સ્વામી! કાઇક પૂછૂ પ્રશ્ન
"વિગ્રહવાતે કારણ કિશૂ?" એટલે અર્જુન આવ્યૂ હશૂ ૨૬
ભિક્ષા કરીં ભિક્ષુ તવ ગયા, અતિચિંતાતુર આશ્રમ રહ્યા
એક વાર જન યાત્રા જાય, દામોદર મોહોટો મહિમાય. ૨૭
યાદવ છે સકુટુંબી સર્વ, કરે કાર્તિકી અદ્દભુત્ત પર્વ,
અર્જુન રથ આપો દેવેશ, અને વળી દીધો ઉપદેશ ૨૮
હેવા જૈને કન્યા હરી, સુવિધા સુપર્ણું તણો પરચેં કરી,
યાદવયોધ મનાવ્યા હાર, ઇંદ્રપ્રસ્થ લૈ આવ્યા નારય ૨૯
સંકર્ષણ તે વાર્તા શ્રુણી, રીશેં ભરયા નંદન રોહિણી,
પુરુષોત્તમ તવ લીધા પાગ "માગૂ માન અહીં માહાભાગ!' ૩૦

---

૨૦ હત્સો વિષ્નુપ્રસાદે ચ્રગલોક સઘળા સોક ૨૧ પ્રભાસ યાડવેં મળ્યે ૨૨ સૂતા યદપૂર તીહા ૨૪ કર્યાંર દેવેં. ૨૫ કરાવયા ચૂકવ્યા ૨૬ એમ અર્જુનનને (પણ માપ વધી જાય છે) ૨૭ ભિક્ષા ચલાતુર આશ્રમેં ૨૮ રાદૂદેવા અદભુત હિ(વિ)શ ૨૮ 'સુધા' 'સુવિધા'ને બદલે ૩૦ પુરૂષોત્તમ

માત, પિતા, હરિ અનુમત જાણ્ય, સ્વામી સતોષ્યા નિર્વાણ,
પરિબર્હણ જે પીહર તણ્ પાંડવપુરેં મોકલિય ઘણૂ ૩૧
ધર્મરાય અતિ ઉત્સવ કર્યો, વિજય સુભદ્રા લૈ પરવર્યા,
સજન સહુ પામ્યા આનદ, ધન્ય ધન્ય ગાએં ગુણ ગોવિંદ ૩૨

હવે કહૂ હરિએનક કથા, જેણે થાયે પાપ જ વ્યથા
શ્રીનાયક–વલ્લભ શ્રુતદેવ, વાડવ માહેં વિવેકી એવ. ૩૩
ભૂધરભક્તિ કરિ પૂરણાર્થ સકલ કાળ એમ જાયે સાર્થ,
શાન્ત, અનીહ, અલપટ સદા, મધુસૂદનકીર્ત્તન મનિ મુદા ૩૪
વિપ્ર વસે તે મિથિલા માંહ્ય, અહનિશ ધરણીધરને ધ્યાય,
કરે ઉપકર્મે આહારેં માત્ર, યથા દેહની હોએ યાત્ર ૩૫

નિમિ તે રાષ્ટ્ર તણો રાજાન, મૈથિલ નામે એક અભિધાન,
બહુલાશ્વ બીજા અભિધાન, બેહુએ ભક્ત તણા ભગવાન ૩૬

કૃષ્ણે તેહને કરુણા કરી, રથેં બેગી પ્રભુ આવ્યા પુરી,
નારદ, શુક સનકાદિક સાથ, સકર્પણ, ઉદ્ધવ, શ્રીનાથ ૩૭
'આવ્યા કૃષ્ણ સુણી' એમ વાત, રાજા ઋષિ હૌઆ રળિયાત,
સહિત પ્રજા સાહ્વા ચાલિયા, અરહણ સહુ હાથેં આવિયા ૩૮
દડ તણી પરયે કરયા પ્રણામ "આજ અમારી પોહોંતી હામ"
બિહુએ ભૂધર કેરા ભક્ત, બિહુ જાણે સેવાની યુક્ત્ય ૩૯
નૃપ તેડે નિજ મદિર નાથ, વિપ્ર રહ્યો ત્યાંહા વનગી હાથ,
લક્ષ્મીવર ન ય છોડે લાજ, કરવા બિહુ કેરા કાજ. ૪૦
ઉભય રૂપ આપણપેં થયા, સંકર્પણ ઉદ્ધવ ઋષિ ગયા,
એમ સેવકની પૂરી આશ, મદિર આવ્યા વિશ્વાવાસ ૪૧

---

૩૧ મોકલ્યૂ ૩૩ કહુ શ્રુત દેવ એવ ૩૪ કરી પૂર્ણાર્થ સાતા અનિહ મધસૂદને મને ૩૫ ઉપધાય ૩૬ નિમ ૩૭ પ્રભૂ ઉદ્ધવ ૩૮ એમ રૂપી સહીત ચાલ્યા આવયા. ૩૯ બેટુ બેહુ શેવાની યુકસ. ૪૦ બેહુ ૪૧ શકર્પણ રુપી શે(વ)ની આસ.

રાજા અતિ રલીઆત્યે થયો, સાથ સહિત સ્વામી લાવિયો;
પાગ પખાલ્યા પરમાનંદ, અવનીપતિ પામ્યો આનંદ. ૪૨
અવનેજન લીધું, શિરે ધર્યું, પરમ પ્રેમે કુલ પાવન કર્યું:
કલત્રપુત્રને આપ્યૂં શેષ, મંદિર માંહેં કીધો અભિષેક. ૪૩
અર્ઘ્ય, પાદ્ય નેં આસન, માન, ભલ પરેં દીધાં ભોજનપાન;
સુખશય્યા(યેં) પોઢ્યા શ્રીનાથ, કમલા તલાંસે હર્ષે હાથ. ૪૪
દાસભાવેં સમર્પ્યૂં સર્વ: "આજ અમારે પાવન પર્વ.
"દિન કેતલા રહીયે દેવેશ ! નિરમલ કીજે નગરનિવેશ." ૪૫
રાજાને સુખ કરવા કાજ, રહ્યા દિવસ દશ ત્રિભુવનરાજ.
અનેક ભોગશૂં કીધી ભક્ત્ય, જનકરાય જે જાણે યુક્ત્ય. ૪૬

બ્રાહ્મણને ઘરખે જમવા વાર, અવર નહીં જેં કીજે આહાર:
શય્યાસ્થાનક સુંદર ડાભ, રામકૃષ્ણ કહે તેહ જ લાભ. ૪૭

શ્લોક

अन्नं नास्त्युदकं नास्ति नास्ति मुद्गयुगं गृहे ।
भोजने व्यंजनं नास्ति तन्नास्ति यच्च भुज्यते ॥ ४८ ॥

ચોપૈ

હરિ આવ્યા મનેં હર્ષ અપાર, પ્રેમેં કરિયો પ્રેણાચાર:
શિર પાખલ્ય ફેરે ફાલીઉં, પરમ આનંદેં પાડે તાલીઉં. ૪૯
અબલા કીધું ઉહ્લૂં વારુ, મુનિવરે ક્ષાલ્યા ચર્ણ મુરારુ:
સંકર્ષણ ઋષિ સંઘલા તણું, ચર્ણોદક કીધૂં અતિ ઘણું. ૫૦
પ્રેમ કરીને પીધું તેહ, નારાયણશૂં આણી નેહ:
કોમલ તુલસી પૂજા કરી, ભાવ્ય ભોજન પ્રીસ્યૂં હરિ. ૫૧

૪૨ લાવયો. ૪૩ અવનેંજલ. પૂત્રને. ૪૪ અર્થ. સુખશય્યાએં. તલા ('કમલા'ને બદલે.) તલાંરો. ૪૫ દીવેશ. નીરમલ. ૪૬ ભકત. ૪૯ કરયેં. ૫૦ અબલાએ. મુનીવરે. શકર્ષણ. રૂષી. સંઘલા. તણું. ૫૧ હરી.

સત્વ વર્ત્યે સંતોષ્યા નાથ, રસોઇ અઢારી થૈ તે થાય;
પ્રેમે આરોગ્યા પુણ્યશ્લોક, તૃપ્ત પમાડ્યા ત્રણ્યે લોક. ૫૨
એમ સેવકની પૂરી આશ, યદુપુરે આવ્યા જગનિવાસ:

વેદસ્તુતિની જે છે વાત, તેહની પરણ તો પ્રીછે ઘાત. ૫૩

રાજા ઉવાચ–

"અશિવ રૂપ શિવ સેવે જેહ, પ્રાયે ધન બહુ પામે તેહ;
"જે જન લક્ષ્મીપતિને ભજે, નવ્ય પામે, અથ પામ્યું તજે. ૫૪
"અમને વિસ્મય મોહોટો એહ, સ્વામી ! તે ટાલો સંદેહ;
"ઉભયા ચરણ અનેરી રીત, ભજતાં પામે પરણ વિપરીત." ૫૫

શ્રી શુક ઉવાચ–

"ત્રિગુણ શક્તિ સહિત શિવ સદા, ભજે વિકાર ભજે જન તદા;
"આપણપેં યદ્યપિ અવધૂત, સેવક પામે સકલ વિભૂત. ૫૬
"સાક્ષાત નિર્ગુણ શ્રીકૃષ્ણ, પ્રકૃતિપુરુષથી પર યે વિષ્ણુ:
"સર્વદર્શી મોહોટો મહિમાય, નિર્ગુણ ભજતાં નિર્ગુણ થાય. ૫૭
"ભારત હવા પછી સુત ધર્મ, મધુસૂદનને પૂછો મર્મ:
"વલતાં વચન કહ્યાં ભગવાન, શ્લોક ચ્યાર સાંભલ્ય રાજાન ! ૫૮

શ્રી ભગવાનુવાચ–

શ્લોક

"યસ્યાહમનુગૃહ્ણામિ હરિષ્યે તદ્ધનં શનૈઃ ।
તતોઽધનં ત્યજન્ત્યસ્ય સ્વજના દુઃખદુ.ખિતમ્ ॥ ૫૯ ॥

---

૫૨ રસો('રસોઇ'ને બદલે.) પુન્યશ્લોક. ૫૩ શેવકની. દેવ(વેદ)સ્તુતિની. ૫૪ એહુ. પાસું. ૫૫ ચર્ણ. ૫૭ યદપી. શેવક. સાક્ષાત. નીર્ગુણ. પુરષથી. વશ્રિ. ૫૮ સૂત. મધસૂદનેં.

स यदावितथोद्योगो निर्विण्णस्याद्धनेहया ।
मत्वैरं कृतमैत्रस्य करिष्ये मदनुग्रहम् ॥ ६० ॥
तद्ब्रह्म परमं सूक्ष्मं चिन्मात्रं सदनन्तकम् ।
अतो मां सुदुराराध्यं हित्वाऽन्यान्भजते जनः ॥ ६१ ॥
ततस्त आशुतोषेभ्यो लब्धराज्यश्रियोद्धताः ।
मत्ताः प्रमत्ता वरदान्विस्मरन्त्यवजानते" ॥६२॥

## ચોપૈ

વળી કહે ઋષિ સાંભળ રાય। આગે ઈશકથા કહેવાય
વરે વૃકાસુર કીધૂ કષ્ટ, પાર્વતીકારણે પાપિષ્ટ ૬૩

વૃકાસુર ચાલ્યો એક વાર, નારદ મળિયા માર્ગ મઝાર
"આશુતોષ સુર। અમને કહો, હરિહર બ્રહ્મા માંહે જ રહો" ૬૪
"અલ્પદોષગુણે કરિયા ઈશ સંતોષી, ચડે અતિ રીશ
"રાવણ, બાણુ દઈ બહુ રાય, પામ્યા સંકટ તેહે કાજ" ૬૫
કુબુદ્ધિ તે ગયો કેદાર, આત્મક ન તે અગ્નિ મુઝાર
હોમે હર તૂમે નહી યદા, શિરચ્છેદ આરંભ્યુ તદા ૬૬
અતિ દયાળુ તોખ્યા ઈશાન "અરે મૂઢ। ત માગ્ય વરદાન"
વળતો વર વરિયો અતિ દુષ્ટ જેણે જન સહુ પામે કષ્ટ ૬૭
"જેહે મસ્તકે મૂંદૂ હાથ ભસ્મ હોએ તે નિશ્ચ નાથ।"
અતિ દૂખાણા 'હા' કહી ઈશ ચાને નહી, ચડે અતિ રિશ ૬૮

પાર્વતી તિહાં દીઠાં પાસ દેખી મીલ્ય ભેરવી દાસ
"વરની પ્રથમ પરીક્ષા કરુ હરને મસ્તકે કર ધરુ" ૬૯

૬૩ પાપિષ્ઠ ૬૫ કરયા ૬૬ માન ('બાણને બદલે ભાગવતમા दशास्यव णर्य ऽस्तुष्ट . एवं मेतुल दरत्रा એમ છે ૨૦ ૧૦૦ અ ૮૮ ૧૬) સુધી શિરછેદ આત્મકૂપ્ય આરંભ્યુ ૬૭ વરથી ૬૯ પાશ હારા પરિક્ષા

નિકટ થયો તવ નાહોઠા રુદ્ર, પાપી પૂઠેં પડ્યો અભદ્ર,
ત્રિહો લોકેં ભમિયા ત્રિપુરાર, કેડ ન છાડે, અસુખ અપાર. ૭૦
વામદેવ આવ્યા વૈકુંઠેં, તોહે પાપી દીસેં પૂંઠેં,
શરણાગત વત્સલ શ્રીનાથ, કૃષ્ણે જાણી સઘળી વાત ૭૧
પાલેં સાધુ, દુષ્ટનેં દહે, તે ચાતુરી ચતુર્ભુજ લહે
બટુક થૈ હરિ મારગ રહ્યા, કોમલ વચન વૃકાસુર કહ્યા. ૭૨
"કહોજી કિહાથી આવ્યા તહ્મેં ? અતીત માટેં કઇ પૂછૂં અહ્મેં
"અતિ પરસીના થાકા આમ, વિસામો, કાંઈ કહીયે કામ ?" ૭૩
બાજોઠ માંડ્યો, બેઠો સહી, પૂર્વ કથા તે પ્રીછવી કહી
બટુક ભણે "તૂ ભવો ભૂત, દેખ્યૂ નહી તે રુદ્રનૂ રૂપ ૭૪
"રુંઢમાલ ને પ્રેતપિશાચ મેલે, તે કયમ બોલે સાચ ?
"મસ્તકેં કર મૂકીનેં જોય, સત્ય–અસત્ય પરીક્ષા હોય" ૭૫
ત્યમ કીધૂ તેણે તતકાલ, અંગ માહેથી ઉઠી ઝાલ;
વચસ તણી પરેં જાલ્યો તેહ, ભસ્મસાત્ થો દાનવદેહ ૭૬

પુષ્પવૃષ્ટિ સુર સઘલા કરે, "નમો નમો" મુખ એમ ઉચરે
જય જયકાર હવો જગ માહેં અસુર હણ્યો, વાધ્યો ઉત્સાહ. ૭૭
માહાદેવ મૂકાવ્યા કષ્ટ. આપાપી તે મારયો દુષ્ટ,
"મહાનુભાવનેં કષ્ટેં કરી, સુખ પામે કિમ ?" કહે શ્રી હરિ ૭૮

ભણે શુણે જે એહ ચરિત્ર, હરમોક્ષનૂ પરમ પવિત્ર,
વેરીવશથી છૂટે તેહ, સંસાર–દુઃખ ટલે સ્વદેહ ૭૯

નદી શારદાનૂ તટ યત્ર, મલ્યા માહા ઋષિ માંડ્યો સત્ર,
"હરિ, હર, બ્રહ્મા ત્રણ્ય મુઝાર, વડો કોણ ?" એમ કરે વિચાર ૮૦

---

૭૦ ભમયા દીરી ૭૧ સઘની ૭૨ સાધૂ દુષ્ટને ચતુર્ભુજ વૃકાસરનો અતિત. ૭૪ દેખ્યૂ ૭૫ રૂ.૮૦ શેત્રે ૭૭ પુષ્પવ્રષ્ટી ચગ માહે અશુર. ૭૮ દૂપ માનભાવ ૭૯ વસ ૮૦ સારદાનૂ ઋષી. ચત્ર (સત્રને બદલે)

ભૃગુ મોકલ્યા પરીક્ષા કાજ, પ્રથમ ગયા પરમેષ્ઠી રાજ
સભા માહેં બેઠા શ્રીધાત, નમસ્કાર ન કર્યો નિજ તાત ૮૧
ચઢ્યો કોપ, ને કંપે દેહ, આડો આવ્યો સુતનો સ્નેહ.

સાહધિા ઋષિ આવ્યા કૈલાસ, આવ્યા હરપારવતી પાસ ૮૨
આલિંગનનેં ઉઠ્યા રુદ્ર, મુનિ કહે "અલગો રહે અભદ્ર!
"સ્મશાનવાસી, અશુચી, અસન્ત" તો અતિ કોપ્યા ઉમયાકન્ત ૮૩
ત્રિશલ કરેં લીધું ત્રિપુરાર, ગ્રહ્યા ચરણ ગિરિ તણા કુમાર.
નાઠા ઋષિ નવ જૂએં પુઠ, વેગે કરી આવ્યા વૈકુંઠ ૮૪

લીધાએ લક્ષ્મી ઉત્સંગ, સુખનિદ્રા પોઢ્યા શ્રીરંગ,
હૃદયા માહેં પાટુ હણી, તતક્ષણ જાગ્યા ત્રિભુવનધણી ૮૫
શય્યા થકા ઉઠ્યા શ્રીહરિ શિરસા નમી, સપર્યા કરી
"ક્ષણ એક આસનેં બેસો અત્ર" પ્રેમે કહ્યાં વચન વિચિત્ર ૮૬
"કોમલ ચરણ તમારા તાત!" હરિ પપુઆલે ગ્રાવી હાથ.
"લોકપાલ સહિત મુઝ લોક પૂત કરો" કે' પુણ્યશ્લોક ૮૭
"પાદોદક મોહોટો મહીમાય, જેણે તીરથ તીરથ થાય.
"સ્વામી! એક માગૂ મહાભાગ, લાછન હોએ ચરણુ જ લાગ" ૮૮

લાજ્યા ઋષિ અણબોલ્યા રહ્યા, સુણ્યા બોલ જે શ્રીહરિ કહ્યા
માગી આયસ, મુનિવર મળ્યા, સઘના ઋષિનેં સંદેહ ટલ્યા ૮૯

ભૃગુલાંછન હૃદયે હરિ તણે, બ્રહ્મણ્ય દેવ બિરદ તે ભણે,
તહાંએથી મુનિ ભજે મુરાર, ઉરવરેં ન કરે અવર વિચાર ૯૦

---

૮૧ પરીક્ષા પરમેષ્ટી ૮૨ સૂતનો કૈલાશ પાસ ૮૩ રુદ્ર સ્મશાન
૮૪ ઋષી વેર ચર્ણું ૮૫ સુખનિદ્રા. ૮૬ બેશો ૮૭ ચર્ણું સહીત કે પુન્ય
૮૯ સધી મુનીવર ઋષીનેં ૮૧ શ્રુતદે ૯૦ મુની

કુરુક્ષેત્રની યાત્રા કહી, વિજય સુભદ્રા પરણ્યા સહી;
શ્રુતદે, જનક મળ્યા જગદીશ, હરિ, હર, બ્રહ્મા માંહેં કો ઈશ. ૯૧
વળી કહીઉ વૃકનું આખ્યાન, ઉગણચાલીશમે સર્ગે માહાન
બાણું ચોપૈયે સવિલાસ, કૃષ્ણ પ્રીત્યે કહે કેશવદાસ. ૯૨

ઇતિશ્રી મહાભાગવતે પુરાણે દશમસ્કંધે શ્રીકૃષ્ણક્રીડાયાં દેવકીના મૃત પુત્રોની પ્રાપ્તિ, સુભદ્રાહરણ, બહુલાશ્વ અને શ્રુતદેવનું આતિથ્ય તથા શ્રીહરિની ત્રિદેવમાં શ્રેષ્ઠતા, એ નામનો એકોનચત્વારિંશતિતમ સર્ગ ૩૯ સમાપ્ત.

——:o:——

## સર્ગ ૪૦ મો

### અર્જુનમદમર્દન; યદુવંશલીલાવર્ણન અને ઉપસંહાર

ચોપૈ

એક વાર દ્વારકા મઝાર બ્રાહ્મણ કોયક તણો કુમારઃ
જાતમાત્ર તે પામ્યો મૃત્ત, વિસ્મય પામ્યો વાડવ ચિત્ત. ૧
દુખેં લાવ્યો રાજદ્વાર, પાડે બૂંબ, પડે પોકારઃ
"અહો ! અધર્મી રાજા અત્ર, અકાળે બાળક જાએ યત્ર. ૨
"બ્રાહ્મણ દ્વેષી ને શઠ થીયા, ક્ષત્રબંધુ વિષયી, લોભિયાઃ
"તિણ પાપે પ્રજા દુખી હોય." શ્લોક એક તે ઉપરવો જોય. ૩

"हिंसाविहारं नृपतिं दुःशीलमजितेन्द्रियम् ।
प्रजा भजन्त्यः सीदन्ती दरिद्राः नित्यदुःखिता" ॥ ४ ॥

ચોપૈ

બાલક બીજું, ત્રીજું એમ કહી જાએ દ્વિજ ગાશા તેમ;
કૃષ્ણ નિકટ, ન માની વાર, અર્જુન ઇમ બોલિયો અસારઃ ૫

---

૯૨ આખ્યાંન. સવિલાશ. ૧ મૃત ચિત. ૩ જય (જોયને બદલે).
૪ हिंसाविहारि । दारिद्रा। ૫ એમ. બોલયો.

"નથી ધનુર્ધર નિરે ઇહાં, વિપ્ર ગાય પીડાએ જિહાં
"અસુભરા, ક્ષત્રાધમ એ, જમ નટાવા રાજવે।

પૂર્વછાયો

"આ વેળા છૂ આવિયો રક્ષણ કુઅર કરેશ
"અણુરાખે અગ્નેં કરુ" પારથ ભણે "પ્રવેશ" ૭

વળતો વાડવ ઉચ્ચરે "અનીઅલ વચન મ ભાખ્ય
"સંકર્ષણ શકે નહીં, તે તૂ કયમ કરી રાખ્ય? ૮
'પદ્મનાભ, પ્રદ્યુમ્ન ને, અતિરથ અનિરુદ્ધ વીર,
"જે જગદીશ્વર ન ય શકે, અતર કનક થીર ૯
"બાલવચન નવ્ય બોલીયે, વદતા નાવે લાજ
'એમ શ્રદ્ધા નવ્ય ઉપજે, કરવૂ એહ જ કાજ" ૧૦

ચોપૈ

"નહી હૂ કેશવ, નહી હૂ કામ, નહી હૂ રોહિણીનંદન રામ
'હૂ અર્જુન અતની બલવીર ધનુર્ગાંડીવ ધરુ અતિ ધીર ૧૧
'મા ભૈ મુનીવર! આરત્ય મા'ણ્ય, ગંભકતોપણ મુજ બલ જાણ્ય
"જમ જીપીને લાવૂ પુત્ર' શો વિશ્વાસ વિપ્રને તત્ર ૧૨
સ્ત્રીને જવ પ્રસૂતિકાન, આ યો આસન વાહી ચાલ
'પાહિ, પાહિ' પારથને કહે "રાખ્ય પ્રજા જેણી પરેં રહે" ૧૩

અર્જુને ઉદકે કીધૂ સ્નાન ઇષ્ટદેવ સમર્યા ઇશાન,
દિવ્યાયુધ સજ કીધૂ સાર, કીધો ધનુર્ગાંડીવટંકાર ૧૪
શર વીંટ્યૂ સૂતીગ્રહ એમ, વ્યચ્યેં વાયુ નવ્ય પેસે જેમ
દશ દિશિ પાખ્ય યેં પંજર કર્યૂ યમ ન જાએ બાલક હર્યૂ ૧૫

---

૬ યમ અસુભરા ૭ રાખે આ પંક્તિ મૂળમા આમ છે 'આ વેળા આવો છે ।। રક્ષકુઅરક કરેશ ।। ૮ એ અનીઅલ સં' અનીરૂધ ૯ સંકે ૧૦ વદતા (વદતા ને બદલે) એવજ (એહજ ને બદલે) ૧૧ કેશવને ૧૨ કૃત ૧૩ રાખ્ય ૧૫ શિર (શર ને બદલે) યેમ યમ

આગેં જન્મ અંગે રહે જેહ, આ વેલા નવ્ય દીઠો તેહ.
પ્રસવ હુવો પણ પાડે પોક, અર્જુન નિંદે અતિશેં શોક. ૧૬
પાસેંથા પુરુષોત્તમ સૂણેં, ભલૂં પાડિયૂં, કાંઇ નવ્ય ભણે;
"મુરખપણૂં જૂઓ મુજ આસ કર્યો અકથનેં આવ્યો વિશ્વાસ. ૧૭
"દુઃખહર જે દામોદર–રામ, કુણુધી કહેઃ કરવૂં મેં કામ."
"ધિક્ અર્જુન", "ધિક્ જૂઠો વાદ," "ધિક્ ગાંડીવ ધનુષનો નાદ."૧૮

એમ વાડવ તે દેતા શ્રાપ ચાલ્યો પારથ પ્રૌઢ પ્રતાપ;
જે સંજમની જોયા પુત્ર. બાલક દૃષ્ય નવ્ય દીઠા તત્ર. ૧૯
ઇંદ્ર આદે જૈ આઠે પુરી, ચાલ્યો રસાતલ શોધી ફરી,
દીઠો નહી અવલોકયા દેશ, "કરુ" કહેઃ "હવિ અગ્નિપ્રવેશ." ૨૦

પછે વારિયો પદ્માનાથ, બળતાં બાંધવે સાહ્યો હાથઃ
"આણી આપૂં દ્વિજના પુત્ર, માહારેં સાથેં આવ્ય તૂં મિત્ર !" ૨૧
માહા પુરુષ રથેં બેઠા બેહ, દિશા પ્રતીચી પ્રેર્યો તેહ;
સાત દ્વીપ નેં સાત સમુદ્ર, સાતસાત તે માંહેં ગિરીન્દ્ર ૨૨
લોકાલોક અચલ ઊતરી, માંહિં માહા તમ ચાલ્યા તુરી,
અંધકારેં ગતિ ભાગી જશે, કૃષ્ણેં સુદર્શન મૂંક્યૂં તશે. ૨૩
આગલ્યથૂં જાએ આકાશ, સૂર કોટિ સમ તેજ પ્રકાશ;
અંધકાર એણી પરેં ટલ્યો, વાયુવેગેં રથ પૂંઠે પલ્યો. ૨૪
એમ કરતાં આવ્યૂં અતિ વાર, પરમ પ્રકાશ નવ્ય દીસે પાર;
અસંભાવ્ય તે તેજ અસખ્ય, અર્જુને મીંચી બિહુ ચક્ષ. ૨૫
ભીષણ લહરી, ક્રૂર પ્રવાહ પેસાર્યો રથ પાણી માંહ્ય;
દીઠૂં મંદિર અદ્‌ભુત એક, સોહે મણિના સ્તંભ અનેક. ૨૬

---

૧૬ નેંદે (નિંદે.) ૧૭ પૂરષોતમ. ભલું. પાડ્યું. ૧૮ કુબધી. કરવૂં તે ('કરવૂં મેં' ને બદલે). ૧૯ વાડવનેં ('વાડવ તે'ને બદલે.) પૂત્ર. ૨૦ શોધી. હવે. ૨૧ પૂત્ર. આવ્યેં. ગિરેન્દ્ર ('ગિરીન્દ્ર'ને બદલે). ૨૩ તરી. યશે. સુદર્શન. ૨૪ આગલ્યેં. થયું.

શેષનાગ મૂતા થૈ સેજ, સહસ્રફણી, અતિ ઉજ્જ્વલ તેજ,
બમણા ને અચલ આકાર, ઉપરય પોઢયા આદિમુરારિ. ૨૭
માહાનુભાવ, વપુ મેઘશ્યામ, પુરૂષોત્તમ ઉત્તમ નિજનામ,
પ્રસન્નવદન કરે ચક્ષુ પ્રકાશ, કમલેક્ષણ હરિ ઉજ્જ્વલ હાસ ૨૮
સર્વાભરણ માહામણિ જડ્યાં, પુણ્યપુંજ, ને પ્રેમે ઘડ્યાં,
અષ્ટ બાહુ લંબિત આજાન, શ્રીવછલાંછન શામલ વાન. ૨૯
પગે રલતી, ગલે પંકજમાલ, આગલ્યે ઉભા અંતક કાલ,
સુનંદ, નંદ પરિષદપ્રમુખ, મુરતિમંત આયુધ સંમુખ. ૩૦
તુષ્ટિ, કીર્ત્તિ, વિજયાજયા, રિધિ સકલ કર જોડી રહ્યાં.

પરમેષ્ઠી પતિ દેખી ભૂપ, અચ્યુત નમિયા આપ સ્વરૂપ. ૩૧
પછે અર્જુને કર્યો પ્રણામ, ધર્ષિત હૌઓ દેખી ધામ.
કર જોડીને ઉભા યદા, પરમેષ્ઠી પતિ બોલ્યા તદાઃ ૩૨
"દ્વિજાત્મજ તમ જોવા કાજ હાં આણ્યા" કહે ત્રિભુવનરાજઃ
"ઉતારી અવનીનો ભાર, હાં આવો." કહે વર્જિતવારઃ ૩૩
"તમ બિહુ પર્યૅ પૂરણકામ, આગે નરનારાયણ નામ;
"ધર્મ સાધુ પાલેવા કાજ, અવતરિયા તમે અવની માઝ." ૩૪
પરમેષ્ઠી પતિધ આદેશ દીધો ઇમ કૃષ્ણાર્જુન રેશઃ
'તથે'તિ કહી વલિયા તત્કાલ, બ્રાહ્મણના આપ્યા સહુ બાલ. ૩૫
નમીને ચાલ્યા તિહાં થકા, પૂર્વની પરે આવ્યા દ્વારકા.
નવે બાલક જે નાહ્નના વડા, જેહ્નને વરસ થયાં જેવડાં. ૩૬
ગયા કૃષ્ણ બ્રાહ્મણને ગ્રેહ, સ્નેહે સઘળા સોંપ્યા તેહ;
નરનારી રલીયાત્યે થયાં. કૃષ્ણપ્રસાદિ બાલક આવિયાં. ૩૭

---

જાએ, આકાશ. ૨૫ હીશે. અર્જુનને. ૨૬ પેશાસ્યો. અદ્ભૂત. ૨૭ શેજ. સહસ. ૨૮ પુરશોત્તમ. ઉતમ. હાશ. ૨૯ પુંન્ય. ૩૦ આગલ્યે. પરિષતપ્રમુષ. સમુષ. ૨૯ પુંન્યપુંજ જ. ૩૧ તુષ્ટી. પરમેષ્ઠી. દેષી નમયા. ૩૨ દેષી. પોઢીને. ૩૩ દ્વિજઆત્મજ. અહાં. કહે. અહાં, કહે. ૩૪ પાલવા. ૩૫ પરમેષ્ટી, 'પતિ'

### શ્લોક

निशाम्य वैष्णवं धाम पार्थः परमविस्मितः ।
यत्किंचित्पौरुषं पुंसां मेने कृष्णानुकंपितम् ॥ ३८ ॥

### ચોપૈ

અવનિ માંહે દર્શા ચરિત્ર, દેખાડ્યાં બહુ પરમ પવિત્રઃ
ભોગ ભોગવ્યા ભુવિ માહાભાગ, સકલ સમૃદ્ધય યજ્ઞ બહુ યાગ ૩૯
પ્રજા સકલની પૂરી હામ, જેહને જે જે જોયે કામ;
યથાકાલે જમ વરસે ઇંદ્ર, તિમ દ્વારાવતી દેવ મુકુંદ. ૪૦
અધર્મરત અસુરાયણ હણ્યા, અર્જુનને મુખે નૃપ નિર્જણ્યા;
સુખે ધર્મ થાપ્યુ સ્વસ્થાન, ધર્મસુતાદિક મુખે ભગવાન. ૪૧
એમ પૂરવે સહુની આશ, વસે દ્વારકા વિશ્વાવાસ.

સેહેજે ભરિયા સકલ સમૃદ્ધય, છપનકોટિ કુલયાદવ વૃદ્ધ. ૪૨
નવયૌવન, નવકાન્તિ નારય, વનિતા ઉત્તમ વેષ મુઝારય;
અલંકર્યા રથ અશ્વ અનેક જાણે સુભટયેં શુદ્ધ વિવેક. ૪૩
નાના વનપુષ્પે ઉદ્યાન ભ્રમર કરે ગુંજારવ ગાન,
સોલ સહસ્ર સ્ત્રી સાથેં રમે, એક વિપુ જમ ધરય ધરય ગમે. ૪૪
તાવદ્રૂપ વિચિત્ર વિપુ ધરી, સંતોષી સઘલી સુંદરી.
સાયર અમૃત સરોવર કર્યો, ક્ષારભાવ હરિ સઘળો હર્યો. ૪૫
મૃગમદચંદન મિશ્રિત તોય પદ્મપરાગે વાસિત હોય;
જલક્રીડા એમ વિશ્વાધાર, વનિતા સાથે કરે વિહાર. ૪૬

---

('પતિઇ'ને બદલે.) નહીતર 'દે'થી પુનરૂક્તિ થાય છે, તેથી તૃતીયાનો'ઇ' હોવો ઘટે છે. દ્રૂણ્યા અર્જુન. બહુ ('સહુ'ને બદલે; પુત્ર નવ હતા એટલે સહુ જોઇએ બહુ નહી.) ૩૭ કૃષ્ણપ્રસાદેં (પણ એક માત્રા વધે છે.) આવર્યાં. ૩૮ પુંસાં ને બદલે બહ્વા મૂળમાં છે. ૩૯ અવિની. દેખાડ્યાં. ભૂવિ. 'તયા' 'યજ્ઞ'ને બદલે.) ૪૦ મુકંદ. ૪૨ પૂર્વે-પૂરવે ૪૩ ઉત્તમ. શુધ. ૪૪ સહસ ૪૫ તાદરૂપ.

કુચકુંકુમ કામની લિપ્તાગ, લે આલિંગન અચ્યુત અગ;
સૂત ગાંધર્વ કરે સુખ ગાન, મૃદંગ વીણા પણવ મહાન. ૪૭
માગધ, સૂત વાધે પુણ્ય ભેદ, બંદિની પરષે બોલે વેદ
જલ અવગાહે યુવતી જેહ, કરે કૃષ્ણસ્યું ક્રીડા તેહ. ૪૮
માંહોમાંહે મનોહર પાર, છાંટે સઘલી સર્વાધાર,
એણિ પરષે અનુદિન ક્રીડા કરે, મધુસૂદન દેખી મન હરે. ૪૯
નટ, નર્ત્તિકા, ગુણનાયકા, જેહને વિદ્યા ઉપજીવિકા,
તેહને આપ્યાં અંબર તેહ, અલંકાર જલક્રીડા જેહ. ૫૦
કુરરીને શાપે કામિની "યુવતી નિગમે ગૈ યામિની;
લક્ષ્મીનૂ આશ્રય હરિ જેહ, અબલાજન આલિંગે તેહ." ૫૧

## શ્લોક

श्रुतमात्रोऽपि यः स्त्रीणा प्रसह्याकर्षते मनः ।
उरुगायोरुगीतो वा पश्यन्तीना कुतः पुनः ॥ ५२ ॥
याः सपर्यचरन्प्रेम्णा पादसंवाहनादिभि. ।
जगद्गुरुं भर्तृबुद्धया तासा किं वर्ण्यते तपः ॥ ५३ ॥

## ચોપૈ

જમ નારી અતિ પ્રેમે કરી, સોલ સહસ્રએ સેવા કરી,
નિશ્ચલ કીધો પતિસૂ નેહ, વિષ્ણુ તણી ગતિ પામે તેહ. ૫૪

વેદ-ઉદિત આચરતાં ધર્મ, કેશવે કીધાં સઘલાં કર્મ;
ત્રિગુણપર યદિ અર્થી ગ્રહી, તેહેને પથ દેખાડ્યો સહી. ૫૫

---

૪૭ આલિંગન સુરગધર્વ સુખ ૪૮ 'વાધે' મૂળમા નથી. પુન્ય ૪૮ મંધ-ગૂદન ૫૦ ઉપજીવકા. ૫૧ કુરગી (મૂળમા કુર્કૂટને છે, પણ ભાગવતમા કુરરી છે.) આપગે ૫૩ મૂળમા વુધે છે, ભાગવતમા तपः પાઠ છે ૫૪ ચમ ૫૫ ત્રિગુણપદર્થી.

સાક્ષ.. દી સુત અશી ઉદાર, માંહે મહારથ અછે અઢાર;
રૂપ, શીલ, ગુણ, વીર્યે કરી, નામ્ કહું સરખા નરહરિ. ૫૬
પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, દીપ્તિમાન, ભાનુ, સાંબ, મધુ, બૃહદ્‌ભાન,
ચિત્રભાનુ, પુષ્કર, શ્રુતિદેવ, વેદબાહુ વૃક, અરુણક એવ. ૫૭
વિચિત્રભાનુ, વિરુથ, પયોધ, સુનંદન, વિરૂપ, ન્યગ્રોધ.

પ્રથમ તે પ્રદ્યુમ્ન માહાન, રુક્મિણીનંદન પિતા સમાન. ૫૮
રુક્મૈયાની કન્યા તેહ, હરિ સ્વયંવર લૈ સ્વદેહ;
પુત્રી તે પરણ્યો અનિરુદ્ધ, વિવાહ કરતાં વાધ્યો વિરોધ. ૫૯
તેહ તણો સુત વજ્ર વિશેષ, મુસલથી ઉગરિયો શેષ;
તેહનો પુત્ર કહ્યો પ્રતિબાહુ, તેહનો સુત સુંદર સુબાહુ. ૬૦
સુબાહુનો સૂત શાંતિસેન, ભલપ્રવાહ તેહનો ભૂરિસેન.

એ કુલ ઇશા ન કો ઊપજ્યા, અલ્પ આયુ ને અબહુ પ્રજા. ૬૧
અલ્પવીર્ય ને અબ્રહ્મણ્ય, અધની નહી, અતિ પોતે પુણ્ય,
હરિસેવક જેહને કુલ હોય, કુલ એકોતેર તારે સોય. ૬૨

પૂર્વછાયો

સંક્ષા શ્રી યદુવંશની, પામી અથ મહિમાય:
કરી ન જાણે કોય જન, અયુત વર્ષે જો જાય. ૬૩

ચોપૈ

કુંઅર તણા અધ્યારુ કહોસ, ત્રણ કોટ્ય અઠ્યાંગી સહોસ;
ઉપરથ શતની સંખ્યા નહી, કોણ શકે તે કુલને કહી. ૬૪

૫૬ વીર્યે. મૂળમા 'વીજ' છે. નરહરી. ૫૭ ભાન. ૫૮ વિનામ, પણ ભાગવતમાં 'વિરૂપ' છે. ૫૯ પૂત્રી. વિરુદ્ધ. ૬૦ સૂત. વિરીષ. મુંસલથી. ઉગારયો. પૂત્ર. સુંદર નામ સુબાહુ. ૬૧ સાંતિશેન. ભુરીશેન. ઇશા. 'સબદ્ધ' (અબદ્ધ ?) મૂળમાં છે, પણ ભાગવતમા 'અબહુ' (પ્રજા) છે. ૬૨ પુંન્ય સેવક. યેહને કૂલ. ૬૩ આય. ૬૪ ક હોસ. સહોસ. સંખ્યા. સકે.

દેવાસુર દારુણ સંગ્રામ, અમરે અસુર હણ્યા જે ઠામ,
માનુષિ વિષે મહીઅલ ઉપન્યા, પાપી તે બહુ પીડે પ્રજા. ૬૫
નરહરિ તેહુના નિગ્રહ કાજ સુરવર કરિયા યદુકુલ માઝ;
વિશ્વ માંહિ જે ગુણવિખ્યાત, સ્વદેહે જાણે શ્રીનાથ. ૬૬

શ્લોક

शय्यासनाटनालापक्रीडास्नानादिकर्मसु ।
न विदुः संतमात्मानं वृष्णयः कृष्णचेतसः ॥ ६७ ॥
तीर्थं चक्रे नृपोनं यदजनि यदुषु स्वःसरित्पादशौचम् ।
विद्विट् स्निग्धाः स्वरूपं ययुरजितपरा श्रीर्यदर्थेऽन्ययत्नः ॥
यन्नामामंगलघ्नं श्रुतिमथ गदितं यत्कृतो गोत्रधर्मः ।
कृष्णस्यैतन्न चित्रं क्षितिभरहरणं कालचक्रायुधस्य ॥ ६८ ॥

जयति जननिवासो देवकीजन्मवादो
यदुवरपर्षत्स्वैर्दोर्भिरस्यन्न धर्मम् ॥
स्थिरचरवृजिनघ्नः सुस्मितश्रीमुखेन ।
व्रजपुरवनितानां वर्द्धयन्कामदेवम् ॥ ६९ ॥

इत्थं परस्य निजवर्त्मरिरक्षयात्त-
लीलातनोस्तदनुरूपविडम्बनानि ।
कर्माणि कर्मकषणानि यदूत्तमस्य
श्रूयादमुष्य पदयोरनुवृत्तिमिच्छन् ॥ ७० ॥

मर्त्यस्तयानुसवमेधितया मुकुंद-
श्रीमत्कथाश्रवणकीर्तनचिन्तयैति ॥
तद्धाम दुस्तरकृतान्तजवापवर्गं ।
ग्रामाद्वनं क्षितिभुजोऽपि ययुर्यदर्थाः ॥ ७१ ॥

........... ....... ........... ..... ७२

૬૫ 'વિષે' (પાના ૧૭માનો બાજુનો ભાગ કાટયો છે.)

### પૂર્વછાયો

સકલ વેદનૂ સાર રસ શ્રી ભાગવત પુરાણ.
તેહ તણૂં ફલરૂપ એ, દશમસ્કંધ જન ! જાણ. ૭૩
વિષ્ણુરાત, શુકમુખે શ્રુણ્યો સૌનક–સૂત–સંવાદ,
અર્થ તેહનો અનુસરી, કહિઉ કૃષ્ણપ્રસાદ. ૭૪
ગુહ્ય માહે મૂક્યા ઘણા, હરિગુણ અતિ ગૂઢ;
પામર પશુ પ્રીછું નહીં, મદ મહામતિ મૂઢ. ૭૫
સક્ષેપે કહી શુચી કથા યથાબુદ્ધ્ય અનુસાર,
માધવગુણમહિમા જશા જમ ધૃતસોચન સાર. ૭૬

હરિ સાથે જેહને હશે, અભ્યંતર અતિ સ્નેહ,
જે જન સુણે સુણાવશે, કથા અનોપમ એહ. ૭૭
જમ અમૃત આરોગતાં, તૃપ્તિ ન તેહને થાય,
તિમ કીર્તન કેશવ તણૂં, મોહોટો એ મહિમાય. ૭૮

### ચોપૈ

પ્રોજ્જિતા કૈતવં કહિયો ધર્મ, નિર્મછર જાણો નિજમર્મ;
સુણવાની ઇચ્છા જવ થાય, ઈશ્વર હૃદે માંહે રુંધાય. ૭૯

### શ્લોક.

धर्मः प्रोज्झितकैतवोऽत्र परमो निर्मत्सराणां सतां ।
वेद्यं वास्तवमत्र वस्तु शिवदं तापत्रयोन्मूलनम् ॥
श्रीमद्भागवते महामुनिकृते किंवा परैरीश्वरः ।
सद्यो हृद्यवरुद्ध्यतेऽत्र कृतिभिः शुश्रूषुभिस्तत्क्षणात् ॥८०॥

### પૂર્વછાયો

વિષ્ણુકથા વાંચ્યા થકી, વાધે પશ પશ પ્રેમ,
વિષ્ણુ ભક્ત વેહેલો હુયે, કીટક ભમરી જેમ. ૮૧

---

૭૩ 'દેવનું'. ૭૪ વિષ્ણુરાત. શુકમુખે. ૭૫ સુચી. ૭૯ નિમર્મ ('નિજ મર્મ'ને બદલે).

જેમ સુધારસ સીંચતાં વલીવલી વૃદ્ધજ હોય,
ઉત્પત્યેં નવ્ય આવટેં, નવ પલ્લવ નિત્ય હોય. ૮૨
ત્યમ તાપ સંસારના અમૃત ઔષધ એહ,
જેમ જેમ હરિગુણ ગાયતાં દાઝે નહીં તવ દેહ. ૮૩

શ્લોક

नातृप्ये जुषन् युष्मद्वचो हरिकथामृतम् ।
संसारतापनिस्तप्तो मर्त्यस्तत्तापभेषजम् ॥ ८४ ॥
को वा भगवतस्तस्य पुण्यश्लोकेड्यकर्मणः ।
शुद्धिकामो न शृणुयाद्यशः कलिमलापहम् ॥ ८५ ॥

ચોપૈ

જે જન વાંછે અભય સંસાર, તેહને શ્રી હરિકીર્તન સાર,
સાંભલવું, સમરવૂં સર્વદા, કીર્ત્તન મુખેં કરવું માહા મુદા. ૮૬

શ્લોક

तस्माद्भारत सर्वात्मा भगवान् हरिरीश्वरः ।
श्रोतव्यः कीर्तितव्यश्च स्मर्त्तव्यश्चेच्छताऽभयम् ॥ ८७ ॥

પૂર્વછાયો

કૃષ્ણ તણી કરુણા વિના પામર ન કરે પ્રીત્ય,
ખીર, ખાંડ ભોજન ભર્યાં, ન રુચે રોગી રીત્ય. ૮૮
માન સરોવર માંહેં જે હંસ રમે માહા ભોગ,
તીર નાય પામે, કિહિં કુત્સિત કુકૂટ કાગ. ૮૯
અમૃત માહા રસ અનુભવે સેહેજે સઘલા સંત,
આલપંપાળે આયુ ક્ષયે કરે કુબુદ્ધિ જંન. ૯૦

ચોપૈ

લક્ષ ચોરાશી ભૂલો ભમ્યો, અહેત આલ્યેં સહુ નિગમ્યો,
કૃષ્ણભક્તિ વિણ કૂડાં કર્મ, મેં કીધાં, મને ન લહૂં મર્મ. ૯૧

૮૨ શીંચતા. ૮૩ ત્યમ. યતા ('ગાયતાં' ને બદલે) ૮૬ વાંચે ('વાછે'ને બદલે). ૯૧ આહેતેં ('અહેત'ને બદલે.)

પૂર્વછાયો
સકલ વેદનું સાર રસ શ્રી ભાગવત પુરાણ.
તેહ તણું ફલરૂપ એ, દશમસ્કંધ જન ! જાણ. ૭૩
વિષ્ણુરાત, શુકમુખે શ્રુણ્યો સૌનક–સૂત–સંવાદ,
અર્થ તેહનો અનુસરી, કહિઉં કૃષ્ણપ્રસાદ. ૭૪
શુદ્ધ માહેં મૂક્યાં ઘણાં, હરિગુણ અતિ ગૂઢ;
પામર પરમ પ્રીછું નહીં, મદ મહામતિ મૂઢ. ૭૫
સક્ષેપે કહી શુચી કથા યથાશુદ્ધય અનુસાર,
માધવગુણમહિમા જશા જમ ઘૃતસોયન સાર. ૭૬

હરિ સાથે જેહને હશે, અભ્યંતર અતિ સ્નેહ,
જે જન સુણે સુણાવશે, કથા અનોપમ એહ. ૭૭
જમ અમૃત આરોગતાં, તૃપ્તિ ન તેહને થાય,
તિમ કીર્ત્તન કેશવ તણું, મોહોટો એ મહિમાય. ૭૮

ચોપૈ
પ્રોજ્જિતા કૈતવ કહિયો ધર્મ, નિર્મછર જાણે નિજમર્મ;
સૂણુવાની ઇચ્છા જવ થાય, ઈશ્વર હદે માંહે રુંધાય. ૭૯

શ્લોક.
धर्मः प्रोज्झितकैतवोऽत्र परमो निर्मत्सराणां सतां ।
वेद्यं वास्तवमत्र वस्तु शिवदं तापत्रयोन्मूलनम् ॥
श्रीमद्भागवते महामुनिकृते किंवा परैरीश्वरः ।
सद्यो हृद्यवरुद्ध्यतेऽत्र कृतिभिः शुश्रूषुभिस्तत्क्षणात् ॥८०॥

પૂર્વછાયો
વિષ્ણુકથા વાંચ્યા થકી, વાધે પરમ પરમ પ્રેમ,
વિષ્ણુ ભક્ત વેહેલો હુયે, કીટક ભમરી જેમ. ૮૧

૭૩ 'કેવનું'. ૭૪ વિષ્ણુરાત્ર. શુકમુખે. ૭૫ સુચી. ૭૯ નિર્મમ ('નિજ મર્મ'ને બદલે)

જમ સુધારસ સીંચતાં વલીવલી વૃક્ષજ હોય,
ઉત્પત્યે નવ્ય આવટે, નવ પલ્લવ નિત્ય હોય. ૮૨
ત્યમ તાપ સંસારના અમૃત ઔષધ એહ,
જમ જમ હરિગુણ ગાયતાં દાઝે નહીં તવ દેહ. ૮૩

શ્લોક

नातृप्ये शृण्वन् युष्मद्वचो हरिकथामृतम् ।
संसारतापनिस्तप्तो मर्त्यस्तत्तापभेषजम् ॥ ८४ ॥
को वा भगवतस्तस्य पुण्यश्लोकेड्यकर्मणः ।
शुद्धिकामो न शृणुयाद्यशः कलिमलापहम् ॥ ८५ ॥

ચોપૈ

જે જન વાંછે અભય સંસાર, તેહને શ્રી હરિકીર્તન સાર,
સાંભળવું, સમરવું સર્વદા, કીર્તન મુખે કરવું માહા મુદા ૮૬

શ્લોક

तस्माद्भारत सर्वात्मा भगवान् हरिरीश्वरः ।
श्रोतव्यः कीर्तितव्यश्च स्मर्तव्यश्चेच्छताऽभयम् ॥ ८७ ॥

પૂર્વછાયો

કૃષ્ણ તણી કરુણા વિના પામર ન કરે પ્રીત્ય:
ખીર ખાંડ ભોજન ભર્યાં, ન રુચે રોગી રીત્ય. ૮૮
માન સરોવર માંહિ જે હંસ રમે માહા ભોગ,
તીર નાથ પામે કિંહિ કુત્સિત કુર્કટ કાગ. ૮૯
અમૃત માહા રસ અનુભવે સેહેજે સઘલા સંત,
આલપંપાળે આયુ ક્ષયં કરે કુબુદ્ધિ જંત. ૯૦

ચોપૈ

લક્ષ ચોરાશીં ભૂલો ભમ્યો, અર્હત આશ્યેં સહુ નિગમ્યો,
કૃષ્ણભક્તિ વિણુ કૂડાં કર્મ, મેં કીધાં, મનેં ન લહ્યું મર્મ. ૯૧

---

૮૨ શીંચતા. ૮૩ ત્યમ યતા ('ગાયતાં' ને બદલે) ૮૬ વાંચે ('વાંછે'ને બદલે). ૯૧ આર્હત ('અર્હત'ને બદલે)

અનુદિન આચરિયા અપરાધ, બાળબુધે પત્યો બિહુ બાધ:
સ્વામી! તે સઘલા સાંસહે, ભુધરભક્તિ કરીને અહે. ૯૨
જન્મજન્મ હું યાચૂ ભક્ત્ય, યદુપતિ! યાદવ મોટી મુક્ત્ય,
તે રાખિ તાહેં ભડાર, અહ્મનેં આપો મેવા સાર. ૯૩
પુનરપિ દે જે સંગિત સાધ, આગે વાલ્મીક થીયો વ્યાધ,
દાસીસુત મેવે જમ પતિ, સુરઋષિ થ્યો સેવક શ્રીપતિ. ૯૪
ધ્રુવ, પ્રહ્લાદ વિભિષણ વૃદ્ધ સાધુસમાગમે હૌઆ સિદ્ધ;
મળ્યા પછી મોહોટો મહિમાય હરિવર્ણ્ય કથા અવર નવ્ય થાય. ૯૫

પહેલે સર્ગ કહી પીઠિકા, ગર્ભ રહ્યા હરિ મધુપુર થકા.
બીજે સર્ગ સ્તુતિ હરિજન્મ. ત્રીજે બકી હણ્યાનૂં કર્મ. ૯૬
ચોથે શકટ તૃણ જ હણ્યો. મૃદ્‌ભક્ષણ પંચમ માંહેં ભણ્યો;
છઠે યમલાર્જુન મોડિયા, નલકૂબર હરિ છોડિયા. ૯૭
સર્ગ સાતમેં અતિ શુચી કથા, અઘ, બક, વત્સક હણિયા યથા.
અષ્ટમેં બ્રહ્મસ્તુતિ ઉચ્ચરી. નોમે કાલીમર્દન કરી. ૯૮
દશમે પ્રલંબ, વસ્ત્રાહરણ. એકાદશે ઋષિપત્ની તરણ.
દ્વાદશે ગોવરધન ઉદ્ધર્યો. રાસવિલાસ ત્રયોદશે કર્યો. ૯૯
અજગરનૂં ચતુર્દશે આખ્યાન, વરુણ ભણી ચાલ્યા ભગવાન.
શંખચૂડ પંનરમે હણ્યો, કેશી, વ્યોમ, વૃષભા, નિર્જલ્યો. ૧૦૦
ષોડશમે અક્રૂર પરિયાણ, જલ માંહેં દીઠા દરપાણ.
સત્તરમેં મધુપુરમાં ગયા, રજક હણ્યો, વણુકરને મયા, ૧૦૧
કૂબડી ચંદન કર્યૂં અભ્યંગ, માલી તૂઠા, ધનુહર ભંગ.
અઢારમે ગજ મારી કરી, મલ્લ આખાડે પેઠા હરિ. ૧૦૨
માહા રૌદ્ર તિહાં માર્યા મલ્લ, કંસ હણી ટાલ્યૂં સુરશલ્લ.
ઓગણીસમેં ઉગ્રસેનને રાજ, ઉપવીતાદિક કીધાં કાજ. ૧૦૩

---

૯૨ આચરયા. બેહુ. ૯૭ ત્રણ્ય મૃદભક્ષણ યમલ. મેડયા. છોડ્યા. ૯૮ હણ્યા.
૧૦૦ પનમે ('પંનરમે'ને બદલે). ૧૦૧ શરમે ('શત્તરમે'ને બદલે). ૧૦૨ અવચંત. પેઠે.

અદ્‌ભુત ઉત્સવ હોંઆ યથા, સાંદીપિનીની શુચી કથા;
ઉદ્ધવસંદેશા વીશમેં, કુબ્જા અક્રૂર ઘરે હરિ ગમેં. ૧૦૪
એકવીશમે માગધસંગ્રામ, કરે દ્વારિકા ઉત્તમ ઠામ.
બાવીસમે યવનવધ કીધ, મુચકુંદસ્તુતિ માધવ વર દિધ. ૧૦૫
ત્રેવિસાદિક લગેં ચ્યાર, રાણી રુકમણી વરયા મુરાર.
સત્તાવીસ સ્યમંતક કથા, શંબર મનમથ મારયો યથા. ૧૦૬
અઠ્ઠાવીસમે અવર સહુ નાર્ય, પરણ્યા મુર નરકાસુર માર્ય.
ઓગણત્રીસે જશો મેં લહ્યો, પ્રેમકલહ રુકિમણીનો કહ્યો. ૧૦૭
ઓખાહરણ કર્યું ત્રીસમે, હરિહર યુધ હવૂં જે સમે.
એકત્રીસમેં સર્ગે નૃગ ઊધર્યો, પૌંડ્રક કાશીરાજ વધ કર્યો. ૧૦૮
બત્રીશમેં દ્વિવિદવધ કરી, સાંબે કૌરવકન્યા હરિ;
નારદે ઘર જોયાં ઘણાં, સોલ સહસ્ર શ્રી નાયક તણાં. ૧૦૯
તેત્રીશમેં આહ્નિકની કથા, ભોજનાંત લગે બોલી યથા.
ચોત્રીસમે સભા વર્ણવી, માહરી મતિમાને મેં કહી. ૧૧૦
પાંત્રીસમેં રાજા વીનતી, કૃષ્ણ ગયા પાંડવપુર પ્રતિ.
છત્રીસમે રાજા છોડિયા, ભીમમુખે માગધ મોડિયા. ૧૧૧
સાડત્રીસમેં હણ્યો શિશુપાલ, રાજસૂય કલી ઉત્પત્ય કાલ.
આડત્રીસમેં કહી યાત્રા રામ, શાલવવધ પૂઠા શ્રીદામ. ૧૧૨
ઓગણચ્યાલીસમેં ગયા વનસન માંહ્ય, વિજય સુભદ્રા કર્યો વિવાહ;
શ્રુતિજનક મલ્યા જગદીશ, હરિહર બ્રહ્મા માંહે કૃણ ઈશ. ૧૧૩
ચ્યાલીશમેં વાડવનાં બાલ આણ્યાં કૃષ્ણ કહનેથી કાલ,
પરિમલ સ્તુતિ કેં કેં કહી, એટલે કથા એ પૂરણ થઈ. ૧૧૪
ભણે સુણે જે એ આખ્યાન, તેને તૂસે શ્રી ભગવાન:
ભક્તિમુક્તિ અથ મહીના ભોગ, જે યાચે તે આપે યોગ. ૧૧૫

૧૦૪ અદ્‌ભૂત. ઓત્સવ. સાંદિપિનીની. ૧૦૫ વીશમે ('એકવીશમે'ને બદલે) ૧૦૬ સ્યંતક. ૧૦૮ પૌંઢક. ૧૧૦ આન્હીકની. ૧૧૧ છાડયા. મોડયા ૧૧૨ શાત્રીસમે. ૧૧૩ કોણ.

દુઃખદારિદ્ર ન દેખે અંગ, સદા સાહાય કરે શ્રીરંગ;
વસુધાતલે વિધન નવ્ય થાય, હરિમેવક મોહોટો મહિમાય. ૧૧૬
તિથિ[૧૫] સંવત નિધિ[૯] દસકા દોય[૨૦], સંવત્સર શોભનકૃત હોય,
દક્ષિણાયન શરદ રતુ સાર, આશ્વિન શુકલ પક્ષ ગુરુવાર. ૧૧૭
તિથિ દ્વાદશી વલી વૃદ્ધિ યોગ, શતતારસેં ત્રિપ્રહરનો ભોગ:
બાલવ કરણે એ બાંધી કથા, જગદીશ્વરે મતિ પ્રેરી યથા. ૧૧૮

પૂર્વછાયો

મોરઠ દેશ મોહામણો, પાવન પુર પ્રભાસ
શ્રી સોમેશ્વર શારદા, અલિ અતર કૈલાસ. ૧૧૯
વાલમ જ્ઞાતિ તિહાં વસે કુલ કેરે કાયસ્ત,
તે માંહિ રહે રામનો, સેવક મેઝે સ્વસ્ત. ૧૨૦

ચોપૈ

તેહનો સુત હું કેશવદાસ, કરું કીર્ત્તન શ્રી કમલાવાસ.
વિનય વીનતી કહું કર જોડ્ય, રખ્યે કોય કવિ કાઢો ખોડ્ય. ૧૨૧
કિહાં મોહોટા કવિ મેરુ સમાન! કિહાં હું કાકર અતિ અજ્ઞાન!
કિહાં કનક ને કિહાં કથીર! કિહાં સાયર ને છીલર નીર! ૧૨૨
કિહાં સિંહ ને કિહાં શૃંગાલ! કિહાં કવિજન કિહાંક બોલેબાલ!
હરિમેવકના સેવક હોય, તેના દાસદાસ જે કોય, ૧૨૩
તેહના દાસ તણો હુ દાસ, અહનિશે વાંછું એહ જ આશ.
કૃષ્ણભક્તિ જેતિ વાર્ત્ત કરે, જાણી દીન સદા સંભરે. ૧૨૪

રાગ ધન્યાશ્રી

કૃષ્ણની ભક્તિ ને કૃષ્ણને ગાય, અહનિશે કૃષ્ણની વાત કહેવાય,
કૃષ્ણગુણ શ્રવણે સૂણ્યા પછી સંતને રંગ ભરયે હૃદયને કાં નરીઝાય.

---

૧૧૭ અહીં લહીયાએ પાના ૧૬૬માના નીચલા ભાગમાં લખ્યું છે સવત્ ૧૫૨૯ વર્ષે ઉલ ઘ ॥ અશ્વન(-આશ્વિન'ને બદલે) ૧૧૮ ત્રિહરનો. ૧૧૯ કૈલાશ. ૧૨૦ રાકે વાલંભ. ૧૨૧ પોડ્ય પોડ્ય ૧૨૪ અહનિસે. સંભરે.

કૃષ્ણના ભક્તશું સ્નેહ કરવો સદા, સાધુસમાગમે સુખ થાય:
અમૃત અનુદિન અનંતના રસ ઉચ્ચરે, સેવકના મન તણા મલ જાય. ૧૨૫
ઠાકોર કૃષ્ણ ને કૃષ્ણ હિતકર સદા, કૃષ્ણ વિણ અવર ન દેખું દૂજા;
કૃષ્ણ ગુરુ, ગોત્રજ, ઇષ્ટ કૃષ્ણ આપણો, કરું નિરંતર કૃષ્ણપૂજા,
કૃષ્ણ માયબાપ ને કૃષ્ણ જન્માઓલો, પરમાત્મા કૃષ્ણ પ્રાણધારી,
કૃષ્ણનો દાસ કેશવદાસ ઊચરે, સાંભલે વિનતી એહ મારી. ૧૨૬

ચોપૈ

સમંતિકારણે આણ્યા શ્લોક, તેહનો દોષ મ દેશો લોક;
હીરે જડયૂં સોહે હેમ, પ્રાકૃત ઉપરેં પરઠયૂં તેમ. ૧૨૭

પૂર્વછાયો

સત્તાવન શ્રી ભાગવત, રૂપક છે ત્રેવીસ,
મેલ સ્વયકૃત સરકૃત, જમલી કથા જગદીશ. ૧૨૮
એહ કથા જે ગાયશેં, ભૂતલ નર ને નાર;
તે ભવબંધન છૂટશે, નહી આવે સંસાર. ૧૨૯

ફલશ્રુતિ એહની શી કહૂં, જે સમ નાવે કોય:
નિગમાદિક બંદી સ્તવે, 'નેતિ, નેતિ' કહે સોય. ૧૩૦
તે માટે સહુ ભાવશૂં કૃષ્ણકથા સંવાદ,
કરજો એની લીલા સદા, ઉરય થાશે આહ્લાદ. ૧૩૧
કાશી માંહિ કોટિ ગૌ, પરાગે દે દાન.
તુલા ન આવે કોટિયે કીર્તનકૃષ્ણ સમાન્ય ૧૩૨
અયુત કલ્પ લગે પ્રયાગમા, વાસ ત્રિવેણીસ્નાન,
તેથી સાચૂ જાણજો, અધિક ભજન ભગવાન. ૧૩૩

ચોપૈ

મહીઅલ માહે મોહોટો યજ્ઞ, કરે અયુત તે વિપ્રે સુજ્ઞ,
આપે મેરુ અચલ સમ હેમ, નિત્યે મનશું રાખી નેમ ૧૩૪

૧૨૬ વીતની. ૧૩૧ કરયો.૧૩૨ અપરાગે

તોહે તેહ સહસ્રમે ભાગ, નાવે વિષ્ણુનામને લાગ;
તે માટે હરિજન જે હોય, કેશવકીર્તન કરજો સોય. ૧૩૫
જિહાં હરિકીર્તન તિહાં સુરસરિ, તિહાં યમુના ને ગોદાવરી:
તિહાં વેણી, સાગર, સરસ્વતી, તીર્થ સકલ ચરણે શ્રીપતિ. ૧૩૬
મહિમા અનંત અછે જે અત્ત, સમ્યક્ કેહેવા માહ્રી મત્ય
નથી, નિગમ જે જેહને લહે, તેહના ગુણ શી પરેં કવિ કહે. ૧૩૭
બ્રહ્મા જેહનો ન લહે પાર, શંકર સરખા કરે વિચાર,
લીલા કહી ન શકે સરસ્વતી, જાણે નહી સુરનર, મુનિ, યતિ. ૧૩૮
કીધાં વ્યાસે પુરાણ અઢાર, તે માંહે શ્રી ભાગવત સાર;
તેહના કીધા દ્વાદશ સ્કંધ, નારાયણગુણકથા સંબધ. ૧૩૯
તે માંહિ દશમ સ્કંધ છે મુખ્ય, જિહાં કરી કૃષ્ણકથા શુક ઋખ્ય;
તે જોઈ મેં ટૂંક કરી, માહ્રી મતિમાને વર્ણવી. ૧૪૦
ચ્યાલીસગે કહે કેશવદાસ, પૂરણ કરતાં પોહોતી આશ:
એકતાલીશ મો ચોપે કહી, એટલે કથા સંપૂર્ણ થઈ. ૧૪૧

ઇતિશ્રી મહાભાગવતે પુરાણે દશમસ્કંધે શ્રીકૃષ્ણક્રીડામાં ચત્વારિંશત્તમ સર્ગ સમાપ્ત.

संवत् १७८७ वर्षे शालिवाहन कृत शाके १६५२ प्रवर्तमान्ये उत्तरांन्ये गते श्री सूर्ये रौद्रनामनें संवत्सरे मासोतम ज्येष्ट मासे शुक्ल पक्षे एकादशी श्री शनिवासरे आदेह मुनरा मधे वास्तव्यं कच्छ देशे राउ श्री देशलजीविजये राज्ये, मोढज्ञातीय चातुर्वेदी जानी श्री ५ जेरामसुत विसनजीलखित स्वार्थ परार्थ चेती

यादृशं पुस्तकं दृष्ट्वा तादृशं लिखितं मया ।
यदि शुद्धमशुद्धं वा मम दोषो न दीयते ॥ १ ॥

श्री गुरुभ्यो नमः॥ शुभं भवतु ॥ कल्याणमस्तु । श्री

